મેટ્રિક્યુલેશનના વિદ્યાર્થીઓ માટે

# હિંદુસ્તાનનો ઇતિહાસ

ઇન્ડિયન એડમિનિસ્ટ્રેશન તથા યુનિવર્સીટીના
૧૯૩૭ સુધીના સવાલો અને તેના
સંપૂર્ણ જવાબ સહિત.



કર્તા

પ્રો. … વસવાણી, એમ. એ.



…ી આવૃત્તિ                    કિંમત રૂ. ૧-૨-૦

ઇ. સ. ૧૯૩૭.



…ધી મૉડર્ન પબ્લિશીંગ કંપની,
…બી તળાવ, મુંબઈ ૨.

મૅટ્રિક્યુલેશનના વિદ્યાર્થીઓ માટે

# હિંદુસ્તાનનો ઇતિહાસ

ઇન્ડિઅન ઍડમિનિસ્ટ્રેશન તથા યુનિવર્સીટીના
૧૯૨૭ સુધીના સવાલો અને તેના
સંપૂર્ણ જવાબ સહિત.



કર્તા:

બી. જે. વસવાણી, એમ. એ.



આવૃત્તિ. કિમ્મત રૂ. ૧-૨-૦

ઇ. સ. ૧૯૨૭.



ધી મૉડર્ન પબ્લિશીંગ કંપની,
ધોબી તળાવ, મુંબઈ ૨.

# હિંદુસ્તાનનો ઇતિહાસ.



## અનુક્રમણિકા.





---

## પરિશિષ્ટ.



---



Printed by C. S. Deole, at the Bombay Vaibhav Press, Servants of India Society's Home, Sandhurst Road, Girgaon, Bombay.

Published by B. J. Vaswani, M. A., The Modern Publishing Co., Dhobi Talao, Bombay No. 2.



# ૧ પ્રાચીન હિંદુસ્તાન.

## ( સંક્ષિપ્ત સામાન્ય હકીકત. )

પ્રાચીન હિંદુસ્તાન એટલે હજારો વર્ષ પહેલાંના વખતથી ઈ. સ. ૫૪૭ એટલે હર્ષરાજાના મૃત્યુ સુધીનો લાંબો સમય. આ સમયના પેટાભાગ નીચે પ્રમાણે પાડી શકાયઃ—

૧. **આર્યોની પૂર્વનું હિંદુસ્તાનઃ**—આર્ય લોકો હિંદુસ્તાનમાં ઈ. પૂર્વે ૪૦૦૦ માં આવ્યા. તે પહેલાંનો આ સમય

૨. **વેદ કાળઃ**—એટલે વેદમાંથી હિંદુસ્તાનમાં આર્યોના પ્રસારની જે માહીતી મળે છે તે મુજબ લગભગ ૧૦૦૦ વર્ષનો સમય.

૩. **વીર સમયઃ**—( Epic period ) એટલે જે અરસામાં શ્રી. રામચંદ્ર, કૃષ્ણ લક્ષ્મણ, અર્જુન, સીતા, દમયંતી આદિ મહાન સ્ત્રી પુરૂષો થઇ ગયા તે. આ સમયના પૂરતી માહીતી રામાયણ અને મહાભારતમાંથી મળે છે.

૪. **પ્રાચીન હિંદુધર્મની સ્થાપનાનો સમયઃ**—આર્યો અહીં આવ્યા પછી તેમના વિચારો તત્ત્વજ્ઞાન તરફ ફર્યા અને સમાજની ઘડતર નવા રીવાજો પ્રમાણે કરવામાં આવી. આ સમયમાં હિંદુ તત્ત્વજ્ઞાનના પંથો ખીલ્યા, સામાજીક અને ધાર્મિક કાયદાઓ સ્થપાયા અને જે રીત રીવાજ હજૂ ચાલ્યા આવે છે તે રીવાજનો—પાયો જ્ઞાતિરીવાજ વગેરે—નંખાયો. ઈ. પૂર્વે ૬૦૦ વર્ષ સુધી આ સમય ચાલ્યો.

૫. **બુદ્ધ સમયઃ**—ત્યાર પછી જોકે હિન્દુ ધર્મ ખીલતો હતો તે છતાં આજ અરસામાં બે જૂદા ધર્મના ફાંટા પડ્યા. ૧ બુદ્ધધર્મ, ૨ જૈન ધર્મ. આમાંથી પહેલો એટલો બધો ફેલાયો હતો કે બુદ્ધના જન્મથી છેલ્લા મહાન્ બુદ્ધરાજા કનિષ્ક સુધીનો સમય બુદ્ધ ધર્મનો સમય કહેવાય છે. ગૌતમ, મહાવીર, બુદ્ધ, અશોક, આજ અરસામાં થઈ ગયા.

૬. કનિષ્કના મૃત્યુ પછી એટલે ઈ. ૧૨૦ પછી તેના રાજ્યના વિભાગો પડી ગયા. અને ગુપ્ત વંશ એટલે ઇ. ૩૨૦ સુધીના વખતની કંઈ માહીતી મળતી નથી

૭. **પુરાણોનો સમયઃ**—ગુપ્તવંશ એટલે હિંદુ ધર્મની મહાન્ જાગૃતિ. તે વખતમાં વિદ્યા, કળા વગેરેમાં ઘણી પ્રગતિ થઈ. કાલિદાસ જેવા મહાન્ કવિ, વિક્રમાદિત્ય અને હર્ષ જેવા મહાન રાજાઓ, અને શંકરાચાર્ય જેવા મહાન્ તત્ત્વવેત્તાઓ આ સમયને દીપાવે છે. આમવર્ગને માટે લખાયેલાં હિંદુ ધર્મનાં પુસ્તકો જેને પુરાણો કહેવામાં આવે છે, તે આ અરસામાં લખાયાં હતાં. હર્ષના મૃત્યુ ( ઈ. ૬૪૦ ) સુધીનો આ સમય.

## ૧. આર્યોની પૂર્વેનું હિંદુસ્તાન.

1. Give a short account of the people inhabiting India before the coming of the Aryans.

આર્યોના આગમન પહેલાં અહિં જંગલી લોકો વસતા હતા. તે કોલ **દ્રાવિડ અને મંગોલીયનો** હતા. ઉત્તરમાં કોલ રહેતા અને પૂર્વ છેડા તરફ મંગોલીયનો વસતા. તેઓ ગુફામાં રહેતા, નાનાં હથીયારથી શીકાર કરતા અને જંગલી અવસ્થામાં ફરતા. ભૂત પલિતોને તે પૂજતા. જ્યારે આર્યોએ દેશપર ચઢાઇ કરી ત્યારે તેઓ ડુંગરોમાં ભરાઈ ગયા જ્યાં તેમના વંશજો હજી જોવામાં આવે છે.

દ્રાવિડ લોકો જરા સુધરેલા હતા અને તેમનો મુલક દક્ષિણમાં હતો તે ખેતીવાડીનું કામ જાણતા, અને ઢોરોનો ઉપયોગ કરતા. તેઓને રાજાઓ હતા અને શહેરો સ્થાપતા. ઉત્તરમાં તેઓ આર્યોમાં ભળી ગયા પણ દક્ષિણમાં તેઓ શુદ્ધ રહ્યા. તેઓ રંગે કાળા અને ઠીંગણા હતા.

સાધારણ રીતે આમ મનાય છે. પણ સિંધ અને પંજાબમાંથી મળી આવતાં ખંડેરો વગેરેથી એમ સાબીત થાય છે. કે ઈ. પૂર્વે ૩૦૦ વર્ષે પણ હિંદુસ્તાનમાં સંસ્કૃતિ ઠીક હતી.

2. Who were the original inhabitants of India? What tribes are now regarded as aboriginal? Where are they found?

હિંદુસ્તાનના મૂળ વતનીઓ વિષે કંઈ ચોક્કસ કહી શકાતું નથી. આર્યો આવ્યા ત્યારે અહીં વસતા લોકો ઉત્તરમાંથી આવ્યા હતા. પણ તેને આપણે મૂળવતની તરીકે લેખશું. એ કોલ, મંગોલીયન, અને દ્રાવિડની

ત્રણ જાતો હતી. (જૂઓ સવાલ ૧ ) જ્યારે આર્યો આવ્યા ત્યારે આ લોકો ડુંગરોમાં ભરાઈ રહ્યા. અને તેના વંશજો જે હાલ પણ જંગલી અવસ્થામાં રહે છે તેને જંગલી જાતો કહેવાય છે. કોલના વંશજો છોટા નાગપૂર, ઓરીસ્સા અને મધ્યપ્રાંતોમાં છે. તેને **ભીલ, ગોંડ અને સંતાલ** કહેવાય છે. દક્ષિણમાં નીલગિરિમાં વસતા **ટોડા** લોકોને પણ જંગલી જાતમાં ગણવામાં આવ્યા છે.

3. Who were the Dravidians? Give a short account of their language and civilisation.

તેમની ઉત્પત્તિ વિષે માહીતી બહુ થોડી છે. કેટલાક વિદ્વાનો એમ માને છે કે તે લોકો મૂળવતની અહીંના હતા. કોઈ એમ માને છે કે વાયવ્ય તરફથી આવ્યા છે કેમ કે તેમની ભાષા બલુચીસ્તાનની બ્રાહુઈ ભાષાને મળતી આવે છે. વળી એમ પણ મનાય છે કે ઘણા જુના વખતમાં હાલના હિંદી મહાસાગરની જગ્યાએ કોઈ ખંડ હશે જેમાંથી આ લોકો આવ્યા છે.

તેમની ભાષા સંસ્કૃતથી તદ્દન જૂદી છે. તેની મુખ્ય શાખા તામિલ છે જે સાહિત્યથી ભરપૂર છે. તેલેગુ, કનારીસ, મલાયલમ વગેરે બીજી શાખાઓ છે. દક્ષિણમાં આ ભાષા વપરાય છે.

આર્યોની પૂર્વે વસતા લોકોમાં દ્રાવિડ લોકો બહુ સુધરેલા હતા. ( જૂઓ પહેલો સવાલ બીજો પેરા ).

## The Vedic Age.

4. Who were the Aryans? Why and when did they come to India?

મધ્ય એશીયામાં રહેતા, ઉચ્ચા કદના, દેખાવડા લોકો તે આર્યો. જેમ જેમ તેઓની સંખ્યા વધી તેમ તેમ તેમનાં જથ્થાબંધ ટોળાંઓ યૂરોપ, હિંદુસ્તાન વગેરે મુલકો તરફ ઉતરી પડ્યાં. પશ્ચિમમાં ગએલાઓના વંશજો હાલના યૂરોપીયનો છે. અને હાલના હિંદુઓ તે તેમની બીજી શાખાના વંશજો છે. તેમના આવવાની ચોક્કસ તારીખ જાણવામાં આવી

નથી. કોઇ એમ માને છે કે તે ઈ. પૂર્વે ૪૦૦૦ માં આવ્યા કોઈ ૨૦૦૦ માં કહે છે. પણ પહેલો સમય સાચો મનાય છે.

5. Give a brief account of the course and extent of the Aryan conquest of India.

પહેલાં તો તેઓ પંજાબમાં વસ્યા. નદી કીનારાઓપર અને જંગલોમાં તેઓએ ગામો વસાવ્યાં અને ધીમે ધીમે આગળ વધ્યા. તે લોકો મૂળવતનીઓ કરતાં મજબુત, બુદ્ધિમાન અને સુધરેલા હોવાથી તેમણે મુશ્કેલીઓ છતાં તેમના દુશ્મનોને હરાવી દેશ સર કર્યો. દશેક સદીઓ-માંતો ઉત્તર હિંદ સર કરી તેને આર્યાવર્તનું નામ આપ્યું. દક્ષિણમાં હજી તેઓ ગયા નહોતા.

6. What do you know of the religion of the early Aryans?

ઋગ્વેદ, સામવેદ, અથર્વવેદ અને યજુર્વેદમાં તેમનો ધર્મ સમાઇ જાય છે. આ વેદો આપણને બતાવે છે કે તે લોકો કુદરતી શક્તિઓને પૂજતા. અને તેમના મંત્રોમાં અગ્નિદેવ, જળદેવ, વાયુદેવ વગેરેની આરાધના છે. પણ એ બધાંનું કેન્દ્રસ્થાન એક ઇશ્વરજ છે. તે લોકો યજ્ઞો કરતા.

**દરેક વેદના ત્રણ ભાગ છે:—૧ મંત્ર, ૨ બ્રાહ્મણ, ૩ ઉપનિષદ્.**

7. Describe the religion and social organization of the early Aryans, and as far as possible trace the probable course of their conquest in India. (S.L.C. 1920.)

( ધર્મ માટે જૂઓ સવાલ ૬. )

**સમાજ રચના:—**આર્યોની જૂદી જૂદી શાખાઓ હતી. દરેક શાખાઓનું એક સંસ્થાન અને તે સંસ્થાન ગામડાંઓનું બનેલું હતું. દરેક કુટુંબનો એક વડો હતો. અને દરેક શાખાનો એક રાજા હતો. કોઈ વખત રાજાની ચુંટણી થતી. કુટુંબના વડાઓ કોઈ વખત ધર્મગુરૂઓ (કુટુંબના)નું કામ પણ કરતા.

સ્ત્રીઓને કેળવણી અપાતી અને તેઓનું સન્માન બહુ થતું. શસ્ત્ર અને ખેતી એ મૂળ ધંધા હતા. લાકડાનાં ઘર બંધાતાં અને રક્ષણ કરવાની રીત પણ આવડતી. સતીનો ચાલ અને જ્ઞાતિ રીવાજ હતાં નહિ.

પ્રસાર પહેલાં પંજાબમાં તે લોકો વસ્યા હતા. પછી આખો ઉત્તર હિંદ તેમને કબજે થયો. તેને તેઓએ આર્યાવર્તનું નામ આપ્યું. દક્ષિણમાં તેઓ ઘણા વખત સુધી ગયા નહિ.

## The Epic Period.

8. What do you understand by the Epic Period? Why is it so called?

રામાયણ અને મહાભારતની લડાઇઓ થઈ તે સમયને આર્યોની મહાન્ કીર્તિનો સમય કહી શકાય. ચોક્કસ તારીખ તો નક્કી નથી. રામાયણ અને મહાભારતનાં બે મહાકાવ્યોમાંથી આપણે કંઇક બાતમી મેળવી શકીએ છીએ. આ કાવ્યો ઘણીજ મીઠી ભાષામાં અને રસિકતાથી રામ, લક્ષ્મણ, અર્જુન ભીમ અને સદ્‌ગુણી સીતા દ્રૌપદીનાં ચરિતોનું વર્ણન આપે છે. જો કે આમાં એમ માનીએ કે અતિશયોક્તિ છે તો પણ તે સમયનું ખરૂં ચિત્ર આપણને આ કાવ્યમાંથીજ મળે છે.

એ સમયને વીર અથવા મહાકાવ્ય યુગ (Epic Age.) કહેવાય છે.

9. Give in brief the stories of the Ramayana & the Mahabharata. What is their historical significance?

**રામાયણમાં:**—શ્રીરામચંદ્રનાં પરાક્રમોની વાત છે. અયોધ્યાના દશરથ રાજાના તે જ્યેષ્ઠ પુત્ર હતા. કૈકેયી દશરથની નાંની રાણીએ પોતાના પુત્ર ભરતને રાજ્યગાદીએ બેસાડવા માટે રામને ૧૪ વર્ષનો વનવાસ અપાવ્યો. વનવાસમાં સીતા અને લક્ષ્મણ સાથે ગયાં હતાં. વનમાંથી લંકાનો રાજા રાવણ સીતાને હરી ગયો. એથી રામલક્ષ્મણે લંકા ઉપર ચઢાઈ કરી રાવણને માર્યો, ત્યાર પછી સીતાને લઇ તે બધા વનવાસ પૂરો થયેલો હોવાથી અયોધ્યા પાછા ફર્યા. ત્યાં તેમને ભારે આવકાર આપવામાં આવ્યો અને રામે રાજ્ય કર્યું. રામે પોતાના પિતા તરફ જે ભારે આજ્ઞાપાલન-વૃત્તિ દેખાડી તેના પર આ કાવ્યમાં ભાર મુકવામાં આવે છે. લક્ષ્મણ અને

સીતાના સદ્ગુણો પણ સ્પષ્ટ દેખાય છે. વાલ્મીકી નામના ઋષિએ એ કાવ્ય રચ્યું છે.

**મહાભારતઃ**—બીજું મહાન્ કાવ્ય છે. તેમાં પાંડવ કૌરવ વચ્ચેના મહાન્ વિગ્રહનો ચિતાર આપવામાં આવ્યો છે. હસ્તિનાપુરનો રાજા ધૃતરાષ્ટ્ર હતો. તેના પુત્ર કૌરવ કહેવાતા.

તેના રક્ષણ નીચે તેના ભાઇના પાંચ પુત્રો પણ હતા જેઓ પાંડવ કહેવાતા. તે કૌરવ પાંડવો વચ્ચે બહુ અદેખાઈ હતી. કૌરવો તેનો નાશ ઇચ્છતા હતા અને અન્યાયી ઇલાજોથી બે વખત તેમને વનવાસ મોકલ્યા હતા. બીજા વનવાસ પછી પાંડવોએ પોતાનો હક માગ્યો જેથી એક મહાન્ વિગ્રહ થયો. આ વિગ્રહમાં હિંદુસ્તાનના દરેક રાજાઓ ભાગ લીધો હતો. ૧૮ વર્ષ સુધી ઘોર સંગ્રામ ચાલ્યો જેમાં બધા કૌરવો નાશ પામ્યા. ધૃતરાષ્ટ્ર જીવતો રહ્યો હતો અને તેણે પાંડવોને રાજ્ય સોપ્યું, યુધિષ્ઠિર રાજા થયા. થોડા વખત પછી બધા ભાઇઓ રાજ છોડી મેરૂ પર્વત પર ગયા. અને ત્યાંથી સ્વર્ગમાં ગયા. આ કાવ્ય વ્યાસે રચ્યું છે.

રામાયણ વધારે જૂનું છે અને જ્યારે ઉત્તરનો દેશ સર કરી મહારાજાઓના હાથ નીચે આર્યો રહેતા હતા તે સમયનો ખ્યાલ આપે છે. રામાયણ સાબીત કરે છે કે અયોધ્યા જેવી મહાન્ નગરીઓ હતી. અને આર્યો માત્ર ખેડુ અને ગામડાના નિવાસી રહ્યા ન્હોતા દેશમાં આબાદી હતી. ઋષિમુનિઓ મહાન્ સત્યોનો ઉપદેશ આપી રહ્યા હતા. અને યુદ્ધકળામાં ઘણી નિપુણતા લોકોમાં આવી હતી. ઋષિઓને મહારાજાઓ પણ માન આપતા અને જંગલી લોકો આર્યોના ગુલામ બન્યા હતા. અને કેટલીક વખત આર્ય મહારાજાઓએ મૂળવતનીના રાજાઓ સાથે સંધિ કરી હતી. અને રામ ના હાથ નીચે દક્ષિણ પર પહેલોજ મહાન હલ્લો થયો. અનાર્યો કોઈ કોઈ વખત આર્ય સ્ત્રીઓનું હરણ કરી જતા જેથી લડાઇઓ થતી, જે માંહેની મહાન લડાઈ રાવણ અને રામ વચ્ચે હતી.

મહાભારત બતાવે છે કે ઘણા વર્ષ સુધી રાજ્ય કર્યાં પછી આર્યો માંહોમાંહે લડવા લાગ્યા. તોપણ તે વખતમાં વડીલોની આમન્યા હતી.

જંગલો અને ખુલ્લી જગ્યાઓ માટે ચાનરા હતી. અને ધર્મની જડ ઉંડી હતી.

## The Early Hindu Period.

10. Give an account of the transition from the Epic times to the distinctive Hindu age.

ઉત્તરનો મુલક સર કર્યો ત્યાંસુધી આર્યો લડાઇઓમાંજ રોકાએલા હતા. ત્યાર પછી તેઓ શાંત બેસવા લાગ્યા. પણ હવેથી તેઓની જીંદગી મધ્ય એશીઆના કરતાં જૂદી થવાની હતી. હવે તો તેઓ રાજ્ય કર્તા થયા હતા અને તેમના હાથ નીચે મોટો મુલક આવ્યો હતો. આ અને બીજાં કારણોને લીધે તેમની રીતભાત, વિચારો, અને ઉદ્દેશોમાં ફેર પડતો ગયો. અને ધીમે ધીમે તેમની સમાજરચના એવી થઈ કે જે વેદના સમયથી ઘણે અંશે જૂદી હતી. તેમની ભાષામાં પણ ફેર પડ્યો. આ શ્રેષ્ઠ સમય પછી આર્યોનો ધર્મ અને તેમની રીતભાત નક્કી થયાં અને જેને હિંદુ કહેવાય છે તે રચના અમલમાં આવી. જ્ઞાતિ રીવાજ દાખલ થયો, મનુએ રચેલા કાયદાઓ પળાવા લાગ્યા અને એથી સમાજ અને વ્યક્તિની રીતભાત નક્કી કરવામાં આવ્યાં. અને હાલના હિંદુ ધર્મ અને સમાજ જે તત્ત્વોપર રચાયેલ છે તે તત્ત્વોનો વિકાસ થયો.

11. Describe the development of Hindu thought and life after the Epic period.

તત્ત્વજ્ઞાન, સમાજ રચના, અને ગૃહજીવન તરફ લોકોના વિચારો ફર્યા, આ વખતમાં ઘણા મહાન પુરૂષો થયા છે જેઓએ આ ત્રણ વસ્તુઓનો ચોકખો માર્ગ અમલમાં મુકવામાં અસર કરી. તત્ત્વજ્ઞાનની છ શાખાએ થઈઃ—૧ સાંખ્ય, ૨ યોગ, ૩ ન્યાયમીમાંસા, ૪ વૈશેષિક, ૫ પૂર્વમીમાંસા, ૬ વેદાંત. અને મનુના કાયદાઓ ઘડાયા અને જ્ઞાતિ રીવાજો પડ્યા.

12. Describe the origin & pecurliarities of the caste system.

**ઉત્પત્તિ અને વિસ્તારઃ**—આર્યો અને મૂળવતનીઓ વચ્ચે રંગ રીતભાત વગેરેમાં ભેદ હતો. એટલે શરૂઆતમાં તો આ બે આર્યો અને

અનાર્યોના વિભાગ હતા. જેમ જેમ આર્યો સ્થિર થવા લાગ્યા અને સંખ્યામાં વધવા લાગ્યા તેમ તેમ જૂદા જૂદા ધંધો લઈ બેઠા. અને આમ ઘણા વર્ગો પડ્યા. થોડા વખત પછી આખી વસ્તીના ચાર ભાગ પાડવામાં આવ્યા. પહેલાં તો ન્યાતો બદલી શકાતી. મનુએ ચાર ભાગ પાડ્યા. (૧) બ્રાહ્મણ એટલે જે લોકો ધર્મ તત્ત્વજ્ઞાન વગેરેનો અભ્યાસ કરતા તે (૨) ક્ષત્રિય એટલે લડાયક વર્ગ (૩) વૈશ્ય એટલે નાણાં સંબંધી અને વ્યાપાર વહીવટ કરનાર વર્ગ. (૪) શૂદ્ર, હલકાં કામ કરનાર વર્ગ. આ વર્ગ મૂળ વતનીઓનો બનેલો હતો.

આ રીવાજમાં ત્રણ મુખ્ય વાતો છે. (૧) બ્રાહ્મણને બધા કરતાં શ્રેષ્ઠતા મળી અને દેવ જેટલું માન મળ્યું. (૨) અને શૂદ્રને તદ્દન પરતંત્ર કરી મુકયા. (૩) ધર્મ, કળા, અને ઉદ્યોગ જાળવવા માટે આ મહાન રચના હતી. (૪) અને હિંદુ સમાજને જાળવી રાખનાર આજ રચના હતી.

13. Write an brief note on the six systems of Hindu philosophy.

વેદના તત્ત્વજ્ઞાનનો સમાવેશ ઉપનિષદોમાં થાય છે. આ ઉપરથી ૭ જૂદી રીત નીકળી છે.

(૧) સાંખ્ય શાખા કપિલે ઈ. પૂર્વે ૬૦૦ વર્ષે સ્થાપી. સ્થાપકને ઇશ્વરમાં શ્રધ્ધા નથી પણ જે વસ્તુઓ આપણી ઇન્દ્રિયોથી જોઈ શકાય છે તેને જ માને છે. (૨) પતંજલિએ યોગશાસ્ત્ર લખ્યું. પતંજલી ઇશ્વરને માને છે. અને પરમસુખનાં સાધન તરીકે ઇશ્વર ભક્તિ અને મોક્ષ સુચવે છે. (૩) ત્રીજું ગૌતમનું ન્યાયશાસ્ત્ર (૪) કણાદનું વૈશેષિક (૫) જૈમિનીની પૂર્વમીમાંસા. (૬) બાદ્રાયનનું વેદાંતશાસ્ત્ર અથવા ઉત્તરમીમાંસા.

14. Give an account of Manu, the law-giver & his Code.

પ્રાચીન સમયમાં એમ મનાતું કે મનુ ઘણા થયા છે અને તે વખતો વખત સમાજ રચના માટે આવે છે. આવા એક મહાન મનુએ આર્ય સમાજને હાલનું સ્વરૂપ આપ્યું. તેનું ધર્મશાસ્ત્ર ઘણું કીંમતી છે. લગ.

ભગ ઈ. પૂર્વ ૧૦૦૦ પહેલાનું તે લખાયેલું છે. તે કાયદાનો જુનામાં જુનો ગ્રંથ છે અને મનુ એક જૂનામાં જૂનો કાયદાશાસ્ત્રી કહેવાય છે. તેના શાસ્ત્રમાં માણસનો ધર્મ વર્ણવ્યો છે. સ્ત્રીએ તેના ધણીની આજ્ઞાને આધીન રહેવું જોઇએ અને પુરૂષે સ્ત્રીનું પ્રેમથી રક્ષણ કરવું જોઇએ. દરેક માણુસની જીંદગીના ચાર વિભાગ હોવા જોઇએ. ( ૧ ) બ્રહ્મચર્યાશ્રમ જ્યારે વિદ્યાર્થી અવસ્થામાં વિદ્યાભ્યાસ થાય છે તે ઉમ્મર ( ૨ ) ગૃહસ્થાશ્રમ એટલે લગ્ન પછી સંસારમાં પડવું તે ( ૩ ) વાનપ્રસ્થાશ્રમ એટલે ઉતરતી અવસ્થામાં સંસારથી વિરકત થઈ વનમાં જઈ જ્ઞાન મેળવવું અને ભક્તિ કરવી. ( ૪ ) અને સંન્યાસાશ્રમ એટલે સર્વ ત્યાગ કરી ઇશ્વરમાં ચિત્ત પરોવી, ભીક્ષા માગી લોક કલ્યાણ અર્થે ફરવું.

15. What do you know of the Code of Manu? What do we learn from it about ( *a* ) the government of India ( *b* ) the revenue system ( *c* ) the administation of justice and ( *d* ) the social position of women in the Hindu Age?

મનુનું માનવધર્મશાસ્ત્ર હિંદુને પાળવાના કાયદાઓનો સંગ્રહ છે. તે તે વખતની સમાજનો પૂર્ણ ચિતાર આપે છે. ઈ. પૂર્વે ૧૦૦૦ વર્ષ પહેલાં તે લખવામાં આવ્યું છે.

૧. **રાજ્યકારભાર:**—તે વખતે હિંદુસ્તાનમાં સ્વતંત્ર શહેનશાહત (absolute monarchy) હતી. શહેનશાહના હાથમાં સંપૂર્ણ સત્તા હતી અને તેના બ્રાહ્મણ સલાહકારો હતા. રાજા પોતાની જગ્યા માટે દૈવી હક ધરાવે છે એમ મનાતું હતું. તેના હાથ નીચે હાકેમો હતા જે ૧૦૦૦ ગામડાંઓ ઉપર રાજ્ય ચલાવતા. આ લોકોના હાથ નીચે નાના સુબાઓ હતા જે ૧૦૦ ગામપર રાજ્ય ચલાવતા. તેના હાથ નીચે નાના અધિકારીઓ હતા જે ૧૦ ગામ પર હકુમત કરતા. છેવટે એક નાનો ઉપરિ એક ગામ પર રાજ્ય કરતો. દરેક ગામનો ઉપરિ સુલેહશાંતિ માટે જવાબદાર હતો, જમીન મ્હેસુલ ઉઘરાવતો, અને કજીઆ પતાવતો. આ માણુસના હાથ નીચે એક ચોકીદાર અને હીસાબી કારકુન રહેતા.

૨. **જમીન મ્હેસુલ:**—જમીન પર, કેટલીક ધાતુઓ પર, અને આયાત નિકાસ પર કર લેવાતા. દરેક માણસ પર જુજ કર નાંખવામાં આવ્યો હતો. જે લોકો કર ન ભરી શકતા તે લોકો રાજાનું કામ કરતા. દરેક ગામનો ઉપરિ રાજાને કેટલું ભરવું તે તેની સાથે ઠરાવતો અને તે પ્રમાણે પટેલની મદદથી ગામમાંથી ઉઘરાવી લેતો, તેની મહેનત માટે તેને કાંતો પગાર અગર તો જમીન આપવામાં આવતી.

૩. **ન્યાય:**—બ્રાહ્મણોની મદદથી રાજા પોતે ન્યાય આપતો. બ્રાહ્મણો તરફજ દયા રખાતી જ્યારે શૂદ્રો તરફ ન્યાય કડક રીતે થતો હતો. જૂદી જૂદી ન્યાત પ્રમાણે સજા જુદી હતી. એકજ ગુન્હા માટે ક્ષત્રિયનો ૧૦૦ રૂા. દંડ થાય, વૈશ્યનો ૧૫૦ અને શૂદ્રને તો શારીરિક સજા પણ થાય.

૪. **સ્ત્રીની સ્થિતિ:**—બ્રાહ્મણોની કારકીર્દીના સમયમાં મનુના કાયદા પ્રમાણે સ્ત્રીઓ પુરૂષોને આધીન ગણવામાં આવતી. ધણીને ઈશ્વર સમાન માન આપવાનું હતું. વિધવાઓના પુનર્લગ્નની રીત નહોતી.

16. What is our principal source of information regarding the social & political condition of the Aryans under Brahmanic supremacy ?

મનુનું માનવધર્મશાસ્ત્ર આ જાતની માહીતી આપનારૂં સાધન છે ( જૂઓ સવાલ ૧૫ )

17. Describe the social and religious condition of the Hindus in early Vedic times. What changes were made during the Brahmanic period ?

સામાજીક, અને ધાર્મિક સ્થિતિ માટે જૂઓ સવાલ ૬ અને ૭. બીજા ઘણા ફેરફાર બ્રાહ્મણોએ કર્યા હતા. પ્રાચીન વેદ કાળમાં રાજાઓ ચુંટાતા અને તે પણ ઢોર વગેરેની રખેવાળી કરતા. બ્રાહ્મણોના સમયમાં તેઓ સ્વતંત્ર બન્યા અને બહુ પૈસાદાર થયા. (બી) ગુરુવર્ગ (બ્રાહ્મણો)ની સત્તા બહુ જામી અને યજ્ઞ હોમાદિ ક્રિયાઓનો બહુ પ્રચાર થયો. ( સી ) જ્ઞાતિ રીવાજ બરાબર દાખલ થયો.

૧૩૬૭૫

## The Buddhistic Period.

18. What do you understand by Buddhistic Age? What is its approximate duration?

આ સમય એટલે બુદ્ધના જન્મથી (ઇ. પૂર્વે ૫૬૭) ઇ. સ. ૧૨૦ સુધીનો વખત. આ વર્ષોમાં બુદ્ધ ધર્મનો ફેલાવ બહુ જબરજસ્ત હતો અને અશોક, ચંદ્રગુપ્ત, કનિષ્ક જેવા મહાન્ રાજાઓ થયા. જોકે હિંદુ ધર્મ ખીલતો હતો તો પણ બુદ્ધ ધર્મ ઘણો આગળ પડતો થયો હતો.

19. Describe the condition of India at the beginning of the sixth century.

**સમાજમાં હિંદુ તત્ત્વઃ**—બ્રાહ્મણોની સત્તા, શૂદ્રોની અવનતિ, સંસ્કૃત ભાષાની ખીલવણી, જ્ઞાતિરિવાજ, અન્યાયી પંક્તિભેદ વગેરે બહુ હતું આથી કરીને વિચારશીલ માણસો સમાજનું ચણતર ફેરવવાના વિચાર કરતા હતા.

આજ વખતે દેશમાં રાજકીય અવ્યવસ્થા હતી. ઉત્તર તરફથી આક્રમણો આવ્યાજ કરતાં હતાં. એટલા માટે રૂપાંતરનાં બીજ વવાઇ ગયાં હતાં.

20. Give a brief political history of the Buddhistic Period.

આ સમયની શરૂઆત ગૌતમબુદ્ધના જન્મથી કરી શકાય. ઇ. પૂર્વે ૬ ઠ્ઠા સૈકાથી આપણને ઐતીહાસિક સામગ્રી મળે છે. આ સમયમાં હિંદુસ્તાનના સ્વતંત્ર રાજ્યોમાં, અને પ્રજાસત્તાક રાજ્યોમાં વિભાગ પડી ગયા હતા. ૧૬ મા સૈકાની અધવચમાં એક મહાન રાજ્ય ઉભું થયું જેને મગધનું રાજ્ય કહેવામાં આવે છે. તેનો સ્થાપનાર **શિશુનાગ** હતો (ઇ. પૂર્વે ૬૦૦). આ વંશનો પાંચમો રાજા બિમ્બિસાર હતો તેના અને તેના પુત્રના વખતમાં આ રાજ્યનો વિસ્તાર ઘણો થયો હતો. તેના વખતમાં **ગૌતમ બુદ્ધ અને મહાવીર** થઈ ગયા છે. ઇરાનના રાજા દારીયસે આ વખતમાં ચઢાઇ કરી હતી. ઈ પૂર્વે ચોથા સૈકાના અધવચ સુધી શૈશુનાગ વંશે રાજ્ય કર્યું. ત્યાર પછી **મહાપદ્મ નંદ** નામના શૂદ્રે રાજ્ય હાથ કર્યું અને તેનો વંશ **નંદવંશ** કહેવાય છે. છેલ્લા એટલે નવમા નંદ રાજાના સમયમાં મહાન

સિકંદરે ચઢાઈ કરી હતી. ઇ. પૂર્વે ૩૨૭ માં તે આવ્યો અને વાયવ્ય તરફનો ભાગ સર કર્યો. પણ બે વર્ષ પછી તે પાછો ચાલ્યો ગયો. ચંદ્રગુપ્ત નામનો નંદરાજાનો સંબંધી, સીકંદર મરી ગયો ત્યારે એક લશ્કર લઈ પંજાબમાંથી ગ્રીક હાકેમને હઠાવી મગધ ઉપર ચઢી આવ્યો. તેણે નંદ વંશનો અંત આણ્યો અને પોતે મગધ રાજ્યનો રાજા બન્યો. (ઈ. પૂર્વે ૩૨૨ ). તે બહાદુર માણસ હતો અને નાનાં રાજ્યોને પોતાની સત્તા નીચે લાવ્યો. અને લગભગ ૨૪ વર્ષમાં આખા ઉત્તર હિંદુસ્તાનનો તે ધણી થઇ બેઠો. " તેને હિંદુસ્તાનના પહેલા બાદશાહ તરીકે ઇતિહાસની દૃષ્ટિએ લેખી શકાય " તેણે અફ્ઘાનીસ્તાન અને બલુચીસ્તાન સર કરવાનો પ્રયત્ન કર્યો હતો. તેનો વંશ **મૌર્યવંશ** કહેવાય છે. કેમકે ચંદ્રગુપ્તની માતાનું નામ મૂરા હતું. તેના પછી તેનો પુત્ર બિંદુસાર ઇ. પૂર્વે ૨૯૭ માં ગાદીએ આવ્યો. તેના વિષે બહુ માહિતી મળતી નથી પરંતુ તેણે સામ્રાજ્યની વ્યવસ્થા જાળવી રાખેલી અને તેનો વિસ્તાર કરેલો. તેના પછી **અશોક** ગાદીએ આવ્યો તે હિંદુસ્તાનના મહાન્ બાદશાહોમાંનો એક અને બૌદ્ધ શહેનશાહોમાં સૌથી મહાન્ રાજા હતો. ઇ. પૂર્વે ૨૩૨ માં તે મરણ પામ્યો. તે વખતે મોર્ય વંશનું રાજ્ય ઉત્તરહિંદુસ્તાન અફ્ઘાનીસ્તાન, બલુચીસ્તાન અને દક્ષિણ સુધી વિસ્તાર પામ્યું હતું. તેના પછી છ સાત રાજાઓ થયા જેના વખતમાં રાજ્યની પડતી થવા લાગી. છેલ્લા રાજાને તેના સેનાપતિ પુષ્યમિત્ર શુંગે મારી નાંખ્યો, અને શુંગ વંશ સ્થાપ્યો જે ૧૧૨ વર્ષ સુધી ટક્યો. ઇ. પૂર્વે લગભગ ૭૨ માં આ વંશના છેલ્લા રાજાને તેના પ્રધાને મારી નાંખ્યો અને તેણે **કાણ્વ** વંશ સ્થાપ્યો. ૪૫ વર્ષ ચાલ્યા પછી આ વંશનો અંત આવ્યો અને **આન્ધ્રવંશ**ના રાજાઓએ રાજ્ય કર્યું. આ વંશ શતવાહન પણ કહેવાય છે.

લગભગ ઈ. પૂર્વે બીજા સૈકામાં મધ્ય એશીયામાં વસનારી કેટલીક ટોળીઓએ વાયવ્ય હિંદ પર ચઢાઇઓ કરી. આ લોકોને **શક** લોકો કહેવાય છે. તેઓ કાઠીયાવાડ અને મથુરામાં સ્થિર થયા. ઇ. પછી પહેલા સૈકામાં **કુશાન** લોકોએ કાશ્મીર અને પશ્ચિમ હિંદ ઉપર ચઢાઇઓ કરી. તેમનો પ્રખ્યાત રાજા **કનિષ્ક** હતો. તે ઈ. ૭૮ માં ગાદીએ આવ્યો અને ઈ. ૧૨૦ સુધી રાજ્ય કર્યું. આ છેલ્લા મહાન બુધ્ધ રાજા પછી તેના રાજ્યની પડતી થઇ.

21. Give a brief account of the Kingdom of Magadha.

હાલના દક્ષિણ બિહારનું નામ મગધ હતું. ઇ. પૂર્વે ૬૦૦ માં શિશુનાગે એ રાજ્ય સ્થાપ્યું. તે શિશુનાગ પછી તેના વંશના બીજા ત્રણ રાજાઓ થયા પણ તેમના વિષે માહીતી મળી શકતી નથી. તે વંશનો પાંચમો રાજા બિમ્બિસાર હતો અને ત્યાર પછી તેનો પુત્ર અજાતશત્રુ થયો. આ છેલ્લા બે **શૈશુનાગ વંશના** પ્રખ્યાત રાજાઓ થઈ ગયા છે.

શૂદ્ર **સ્ત્રીને** પેટ જન્મ લીધેલા **મહાપદ્મનંદે** (શૈશુનાગ વંશના છેલ્લા રાજાનો એ પુત્ર હતો.) રાજ્ય ઈ. પૂર્વે ૭૮ માં પચાવી પાડયું. તેણે નંદ વંશ સ્થાપ્યો. મગધ ઉપર તેના આઠ વંશજો એ રાજ્ય કર્યું. ચંદ્રગુપ્ત **મૌર્યે** આ વંશનો ઈ. સ. પૂ. ૩૨૨ માં અંત આણ્યો. **મૌર્યે વંશે** મગધ રાજ્યને આબાદ કર્યું. તે વંશની વંશાવળી નીચે પ્રમાણે છેઃ—

ચંદ્રગુપ્ત ૩૨૨ થી ૨૯૮ ( ઈ. સ. પૂર્વે. )
બિંદુસાર ઈ. સ. પૂ. ૨૯૮ થી ૨૭૩
અશોક „ ૨૭૩ „ ૨૩૨

અશોક પછી ૭ રાજાઓ થયા પણ દિન પ્રતિદિન તેમની સત્તા નબળી પડતી ગઇ અને છેવટે ઈ. પૂ. ૧૮૪ માં પુષ્યમિત્ર શુંગે આ વંશના છેલ્લા રાજા બૃહદ્રથને મારી નાંખ્યો. શુંગ વંશ ૧૧૨ વર્ષ ચાલ્યો. પુષ્યમિત્રના વખતમાં પંતજલિ થઈ ગયો અને તેજ અરસામાં ગ્રીક રાજા મીનાંડરે ચડાઈ કરી. શુંગ પછી કાણ્વ વંશ ૪૫ વર્ષ ચાલ્યો. ત્યાર પછી **આંધ્ર** રાજાઓ થયા. આંધ્ર રાજાઓએ અશોકના વખતમાં દક્ષિણમાં રાજ્ય સ્થાપ્યું હતું.

22. Under what line of kings did the Kingdom of Magadha attain the highest power? Name the kings of this line.

મૌર્યે વંશમાં મગધ રાજ્ય આબાદીની ટોચે પહોચ્યું. નામ માટે જુઓ સવાલ ૨૧.

23. Write a brief account of the Nanda dynasty.
જુઓ સવાલ ૨૧.

24. Name the Hindu Kingdoms of Magadha with the names of their kings.

જુઓ સવાલ ૨૧.

25. Write what you know of the Sunga, the Kanva and the Andhra dynasties.

જુઓ સવાલ ૨૧.

26. Who was the founder of the Mauryan Empire? Why is he so called?

ચંદ્રગુપ્તે આ વંશ સ્થાપ્યો હતો. તેની માતાનું નામ મુરા હતું તેથી તે મૌર્ય વંશ કહેવાય છે.

27. State briefly what you know of Chandragupta.

નંદવંશના સંબંધનો અને શૂદ્ર સ્ત્રી મુરાનો પુત્ર ચંદ્રગુપ્ત હતો. છેલ્લા નંદ રાજાએ તેને હદપાર કર્યો હતો. જ્યારે સિકંદર આવ્યો ત્યારે ગ્રીકોની મદદથી ચંદ્રગુપ્તે મગધ રાજ્ય પડાવી લેવાનો પ્રયત્ન કર્યો. જ્યારે સિકંદર મરણ પામ્યો ત્યારે તેણે પંજાબ સર કરી, મગધ રાજ્યમાં રાજ્યક્રાંતિ કરાવી, તે રાજ્ય હાથ કરી મૌર્ય વંશ સ્થાપ્યો.

**સેલ્યુકસ સાથે લડાઈ:**—ચંદ્રગુપ્ત ગાદીએ આવ્યો તેજ વખતમાં સિકંદરનો એક સેનાપતિ સેલ્યુકસ સિકંદરે જીતેલા મુલકો પાછો સર કરવા પ્રયત્ન કરતો હતો. તેથી તેણે ઈ. સ. પૂ. ૩૦૫ માં હિંદુસ્તાન પર ચઢાઇ કરી પણ ચંદ્રગુપ્તે તેને પાછો કાઢ્યો. તેણે ચંદ્રગુપ્તને પોતાની પુત્રી આપી અને સિંધુ નદી પાસેનો થોડો પ્રદેશ મગધ રાજ્યમાં મેળવી દેવામાં આવ્યો. તેથી ચંદ્રગુપ્તનું રાજ્ય ઉત્તર હિંદુસ્તાન, અફઘાનીસ્તાન, અને બલુચીસ્તાન સુધી વિસ્તાર પામ્યું.

28. Who was Megasthenes? What account has he given of the condition of India under the Mauryan King Chandragupta?

મેગેસ્થનીસને સેલ્યુકસે ચંદ્રગુપ્ત પાસે એલચી તરીકે મોકલ્યો હતો. તે ચંદ્રગુપ્તની કચેરીમાં ઘણો વખત રોકાયો હતો અને તેણે બધી બાબ-

તનો સંભાળપૂર્વક અભ્યાસ કર્યા પછી એક ઇતિહાસ લખ્યો. તેમાં તેણે ચંદ્રગુપ્ત ના વખતના લશ્કરીવહીવટ, રાજ્યતંત્ર અને દિવાની ફોજદારી કાયદાઓનું વર્ણન કયુ છે.

**લશ્કરી વ્યવસ્થા:**—લશ્કરના ચાર ભાગ હતા. પાયદળ, હયદળ, હાથીઓ, અને રથ ફોજ. આ ચારેમાંથી દરેક ઉપર એક એક મંડળ દેખરેખ રાખતું. આ ઉપરાંત સરસામાન ખાતાનું એક જુદું મંડળ હતું.

**રાજ્યતંત્ર:**—મુખ્ય શહેર પાટલિપુત્ર પ્રમાણેજ બીજાં શહેરો પર પણ વહીવટ ચાલતો. મ્યુનીસીપાલીટી જેવી સંસ્થાઓ પણ હતી. તેવાં પાંચ સભાસદોનાં બનેલાં છ પંચાયતો હતાં. એ પંચાયતોને જુદાં જુદાં કામ સોંપ્યા હતાં. પરદેશીઓ માટે સગવડ કરવામાં આવતી.

**જમીન મ્હેસુલ:**—ઉપજનો $\frac{1}{4}$ ભાગ સરકારમાં ભરાતો. નહેરોનો ઉપયોગ કરતા ખેડુતો અને જમીનદારોને પાણીનો કર ભરવો પડતો. વ્હેચાંણુ માલ પર પણ કર લેવામાં આવતો.

**ફોજદારી કાયદા:**—ગુન્હા માટે સજા બહુ આકરી હતી. જે ચોરી કરે તો ચોરના હાથ કાપી નાંખતા.

જો કર ભરવામાં કંઈ લુચ્ચાઇ કરે તો તે માણસના શરીરનો કોઇ પણ ભાગ કાપી નાંખવામાં આવતો. આ રીતે વ્યવસ્થા બહુ જળવાતી

ચંદ્રગુપ્તે ઇ. સ. પૂ. ૨૯૮ માં પોતાના છોકરાને ગાદી સોંપી દીધી. કદાચ તે ત્યારે મરી પણ ગયો હોય.

29. With what sovereign did Seleucus fight? From whom do we gather information about this period?

જૂઓ સવાલ ૨૭.

30. What do you know of Megasthenes? What does he tell us about the customs & administration of Chandragupta's Kingdom?

જૂઓ સવાલ ૨૮.

31. Give a brief account of the life and teachings of Gautama. ( S. L. C. 1917. )

કપિલવસ્તુ નગરીના રાજા શુદ્ધોદનનો પુત્ર ગૌતમ ઇ. સ. પૂ. ૫૬૭ માં જન્મ્યો હતો. તે શકય હોવાથી શકયમુનિ પણ કહેવાય છે. બાલ્યાવસ્થામાંજ તે બહુ વિચારશીલ રહેતો અને કોઇ પણ જાતનું દુઃખ જોઈ ન શકતો. તેને આ બધું છોડાવી દેવા તેના બાપે તેનાં લગ્ન યશોધરા સાથે કર્યાં અને જોકે તે ૧૦ વર્ષ ગૃહસ્થાશ્રમી રહ્યો પણ તેના મનમાંથી દુનીયાના દુઃખનો ખ્યાલ ભૂંસાયો નહિ. છેવટે તેણે પોતાનો વખત દુનીયાના દુઃખ નિવારણનો રસ્તો શોધવામાં રોકવાનો નિશ્ચય કર્યો. એક રાત્રે પોતાનો મહેલ છોડી ચાલતો થયો. છેવટે તપ વગેરે કરી તેણે બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવા પ્રયત્ન કર્યો પણ તેને લાગ્યું કે એ નકામું છે.

તે જગ્યા છોડી તે ખૂબ વિચારમય જીંદગી ગાળવા લાગ્યો. તેને બુદ્ધિ પ્રાપ્ત થઈ અને તે બુદ્ધ કહેવાયો. પોતાનો આ નવો માર્ગ તે દુનીયાને બતાવવા ઇચ્છતો હતો. તે ભટકવા લાગ્યો અને હજારો અનુયાયીઓએ બુદ્ધ ધર્મ સ્વીકાર્યો. કુશીનગરમાં તે ૮૦ વર્ષની વયે મરણ પામ્યો.

**તેના સિદ્ધાંતો:**—૧ તેના મત પ્રમાણે આ દુનીયાની બધી વસ્તુઓ નાશ પામવાનીજ છે. આપણી હાલની સ્થિતિ આપણાં પૂર્વ કર્મનું પરિણામ છે અને આપણા હાલનાં કર્મો પ્રમાણે આપણી પછીની જીંદગી ઘડાશે. ૨ જન્મ મરણની ઘટનાથી મુકિત મેળવવા માટે ઉત્તમ સદ્‌ગુણ સત્યવાણી, વિચાર અને કર્મો—નું પાલન થવું જોઈએ. નિર્વાણ નો આ એકજ રસ્તો છે. ૩ બુધ્ધમત પ્રમાણે બધા માણસો સરખાં ગણાવા જોઇએ. ૪. અહિંસા એટલે યજ્ઞ વગેરેમાં પણ પશુનું બલિદાન ન દેવું અને કોઇને જરા સરખી પણ ઇજા ન કરવી તે.

32. In a description of Buddhism give (*a*) the date of founding (*b*) a brief sketch of the founder's life (*c*) doctrines (*d*) duration (*e*) circumstances of its decline.

(*a*) ઈ. પૂર્વે છઠ્ઠા સૈકામાં બુદ્ધ ધર્મ સ્થપાયો.

(*b*) જૂઓ સવાલ ૩૧

(*c*) ,, ,, ૩૧ (સિદ્ધાંતો.)

(*d*) હજી બુદ્ધ ધર્મ ચાલે છે. પરંતુ હિંદમાંથી તે નાશ પામ્યો છે. તે હિંદુસ્તાનમાં સ્થપાયો ત્યારથી તે બારમી સદી સુધી લગભગ ૧૮૦૦ વર્ષ ચાલ્યો હતો. પછીના ૧૨ મા સૈકામાં તે હિંદુસ્થાનમાંથી નાશ પામ્યો. પરંતુ અત્યારે પણ ચીન વગેરે દેશોમાં તેનો બહુ પ્રચાર છે અને તે દુનિયાના એક અગ્રગણ્ય ધર્મ તરીકે મનાય છે.

(*e*) જુઓ સવાલ ૩૭

33. Sketch the rise of Buddhism.

બુદ્ધ ધર્મ જ્ઞાતિ રિવાજથી વિરૂદ્ધ હોવાથી લોકોએ તે પસંદ કર્યો. બિંબિસાર રાજાએ તે સ્વીકાર્યો. ત્યાર પછીના બધા રાજાઓએ તે ધર્મ કબુલ રાખ્યો. ગૌતમના મૃત્યુ પછી તેના અનુયાયીઓમાં કજીઆ ઉઠ્યા. પણ કેટલાંક મંડળો સ્થપાયાં અને કજીઆ શમ્યા. અશોકના વખતમાં બુદ્ધ ધર્મનો પ્રચાર બહુ થયો. તે રાજ્યધર્મ થયો. અને બીજાં રાજ્યોમાં તેણે ધર્મગુરૂઓ મોકલ્યા. સીલોનમાં પણ તેણે પોતાના ભાઇને મોકલ્યો અને ત્યાં પણ બુદ્ધ ધર્મ ફેલાયો. અશોકે બુદ્ધ ધર્મના સિદ્ધાંતો શિલાલેખોમાં કોતરાવ્યા છે. આવા શિલાલેખો આખા હિંદુસ્તાનમાં જુદે જુદે ઠેકાણે જોવામાં આવે છે. ઈ. સ. ની શરૂઆતમાં કનિષ્ક પણ તેને રાજધર્મ બનાવ્યો. ચીન, જાપાન, સીઆમ, ટીબેટ, નેપાળ વિગેરે સ્થળે પણ તેનો ફેલાવ થયો.

34. Give a sketch of the history of Buddhism as a national religion of India.

જૂઓ સવાલ ૩૩

35. What date has been assigned to Buddhism? Mention the great religious doctrines preached by it. State what you know of the reigns of the two famous Buddhist Kings.

પહેલા બે માટે જૂઓ સવાલ ૩૨ અને ૩૧.

અશોક અને કનિષ્ક બુદ્ધ ધર્મના મહાન રાજાઓ થયા છે. અશોક મૌર્ય વંશનો રાજા હતો અને તેણે ઈ. પૂ. ૨૭૩ થી ૨૩૨ સુધી રાજ્ય

કર્યું. તે શાંત અને દયાળુ રાજા વિગ્રહને ધિક્કારતો. તેણે કલિંગ સાથેજ યુદ્ધ કર્યું હતું. ધર્મસંસ્થા સુધારવા અને ધર્મ પુસ્તકોનું અવલોકન કરાવવા માટે તેણે મોટી ધર્મસભાઓ ભરી હતી. આખા હિંદુસ્તાન પર તેના શિલાલેખો પથરાએલા છે. બુદ્ધના ઉચ્ચ સિદ્ધાંતો આ શિલાઓમાં કોતરેલા છે. તે લોકોના પિતા તુલ્ય હતો અને રાજ્ય તેમના ભલા માટે ચલાવતો. રસ્તાની બાજૂએ ફળ ઝાડો, કુવાઓ, ધર્મશાળાઓં વિગેરે તેણે કરાવ્યાં હતા. ધર્મ માટે કોઇને શિક્ષા થતી નહિં.

તેણે આખા દેશમાં છેટ લંકાસુધી ધર્મગુરૂઓ મોકલ્યા હતા. એશીયા, આફ્રીકા અને યુરોપમાં પણ તેણે ધર્મપ્રચારક મંડળો મોકલ્યાં હતાં. તેણે આખા દુનીયામાં બુદ્ધ ધર્મનો પ્રસાર કર્યો.

બીજો રાજા કનિષ્ક હતો. તે કુશાન વંશનો હતો. તે ઈ. સ. ૭૮ માં ગાદીએ આવ્યો અને લગભગ ૪૦ વર્ષ પુરૂષપુર ( પેશાવર ) માં રાજ્ય કર્યું તેણે એક મોટી સભા ભેગી કરી બુદ્ધધર્મગ્રંથોપર ટીકા લખાવી હતી. તેની જીંદગી તેણે ચીન સાથે લડાઈમાંજ ગાળી, અને કાશ્ગર અને ખોતાનનાં રાજ્યો તેણે સર કર્યાં. તેના અમલદારો એ તેનું ખુન કર્યું હતું.

36. Give a biographical sketch of the life of Buddha. Under what monarchs did Buddhism prevail most in India? In what respects did it differ from Hinduism, and what effect had it on Hinduism?

. જીવનવૃત્તાંત માટે જૂઓ સવાલ ૩૦. રાજાઓ માટે જુઓ સવાલ ૩૦ અશોક અને કનિષ્ક.

**તફાવત:**—૧ હિંદુમાં જ્ઞાતિ રીવાજ હતો જ્યારે બુદ્ધ ધર્મ તેની વિરૂદ્ધ હતો. ૨ હિંદુધર્મમાં યજ્ઞો હતા જ્યારે બુદ્ધ ધર્મ પ્રમાણે પ્રાણી માત્ર તરફ દયાથી વર્તવું જોઇએ અને પશુ વધ પાપ હતું. ૩ બુદ્ધ મત પ્રમાણે વેદ પ્રમાણ નથી. જ્યારે હિંદુને વેદ પ્રમાણ છે. ૪ ધર્મપ્રચારક મંડળો બુદ્ધધર્મનો પ્રસાર કરતા જ્યારે હિંદુધર્મનો પ્રસાર તેમ થઇ શકે નહિં.

37. When did Buddhism appear in India? How long did it continue to flourish, & what were the causes of its decline? ( S. L. C. 1919. )

( પહેલા બે ભાગ માટે જુઓ સવાલ ૩૨. )

**પડતીનાં કારણો:**—૧ હિંદુ ધર્મ નાબુદ નહોતો થયો તેથી તે બુદ્ધ મતની વિરૂદ્ધ નિરંતર થયાં કરતો હતો. તે ઉપરાંત હિંદુ ધર્મમાં ફેરફાર થવાથી તે લોકો ગ્રહણ કરી શકે તેવો બન્યો હતો.

૨. બુદ્ધ પછી બુદ્ધ ધર્મની ઉચ્ચતા ઓછી થઈ હતી. તેમાં પણ ઘણા નવા ફેરફાર થયા હતા. બુદ્ધના મહાન સિદ્ધાંત ભૂલાઇ બુદ્ધનું પૂજન શરૂ થયું હતું.

૩. બુદ્ધ ધર્મગુરૂઓ પૈસાદાર થવાથી બગડ્યા હતા.

૪. જે પરદેશીઓ પાંચમા અને છઠ્ઠા સૈકામાં આવ્યા તેમને હિંદુ ધર્મ વધારે પસંદ પડયો હતો.

૫. શંકરાચાર્ય જેવા મહાન હિંદુ સાધુઓએ હિંદુ ધર્મને ફરીથી સતેજ કર્યો.

૬. ૧૨ મા સૈકામાં માત્ર બિહારમાંજ બુદ્ધધર્મ હતો. પણ મુસલમાનોએ તે ધર્મનો સદંતર નાશ કર્યો.

38. Give a short sketch of the life of Gautama Buddha and state the chief principles of his religion. Show how these principles were followed by Asoka in the Government of his empire.

જૂઓ સવાલ ૩૬ અને ૩૫.

39. What was the cause of the rapid rise of Buddhism in India?

૧. વેદ ધર્મ બગડ્યો હતો, જ્ઞાતિરીવાજ અને પશુવધ લોકો પસંદ ન કરતા. બુદ્ધ ધર્મમાં બધા માણસોને સરખું સ્થાન હોવાથી તે ધર્મ લોકપ્રિય થયો.

૨. બુદ્ધની પવિત્ર જીંદગીથી લોકો તે ધર્મની મહત્તાનો ખ્યાલ બાંધી શકયા.

૩. ચાલુ ભાષામાં તેનો પ્રચાર થયાથી લોકો તે સમજી શકતા. હિંદુ ધર્મનું શિક્ષણ સંસ્કૃતમાંજ હોવાથી બ્રાહ્મણ સીવાય કોઈ તે સમજી શકતું નહિં.

૪. બુદ્ધ ધર્મને રાજાઓનો સબળ ટેકો હતો.

40. Give an account of the reign of Asoka.

જૂઓ સવાલ ૩૫.

41. What do you know of Jainism and its founder?

ઈ. સ. પૂર્વે ૫૦૦ માં થયેલા મહાવીરે સ્થાપેલો ધર્મ જૈન ધર્મ કહેવાય છે. તે બુદ્ધ ધર્મનો સમકાલીન હતો અને બુદ્ધ ધર્મ પ્રત્યે કેટલાક વિરોધી લોકોએ તે ધર્મને વધાવી લીધો. જૈન ધર્મ પણ વેદને પ્રમાણ માનતો નથી. અહિંસાના સિદ્ધાંત પર રચાયેલો આ ધર્મ પ્રાણીહિંસક યજ્ઞોથી અને જ્ઞાતિબંધનોથી વિરૂદ્ધ હતો.

જૂઓ સવાલ ૨૨.

**મહાવીરનું જીવનવૃત્તાંતઃ**—પટણા પાસે વૈશાલીના એક અમીરે આ ધર્મ સ્થાપ્યો હતો. તે મહાવીર વર્ધમાન ઇ. સ. પૂ. ૬૦૦ માં જન્મ્યા હતો. ત સંસારથી વિરક્ત હતા અને થોડા સમયમાં તેણે સંસારત્યાગ કર્યો. તે એક સાધુમંડળમાં દાખલ થયા પણ ત્યાંથી સંતોષ ન મળવાથી તે ચાળીસ વર્ષની વયે છુટા પડ્યા અને નવો ધર્મ સ્થાપવાની તૈયારી કરવા લાગ્યા. તે તેણે સ્થાપ્યો અને પોતાના જીવનનાં બાકીનાં ૩૦ વર્ષ તેનો ઉપદેશ કરવામાં ગાળ્યાં. પાવામાં ઈ. સ. પૂર્વે ૫૨૭ માં તે મરણ પામ્યા.

42. Give the points of resemblance and difference between Buddhism & Jainism. ( S. L. C. 1920. )

૧. બન્ને ધર્મમાં એવી માન્યતા છે કે બુદ્ધ અને મહાવીર પહેલાં એવા મહાન પુરૂષો વખતો વખત ધર્મ પ્રચાર માટે થયા હતા.

૨. બન્ને ધર્મમાં રીતસર પ્રચારકો અને સાધુઓનાં મંડળો હોય છે

૩. બન્ને ધર્મને બ્રાહ્મણો અને વેદ પ્રત્યે વિરોધ છે.

૪. બન્નેના સ્થાપકો ક્ષત્રિય કુળના હતા.

૫. રાજાઓ તરફથી બન્નેને ઉત્તેજન મળતું.

૬. બન્ને નિર્વાણનો સિદ્ધાંત શીખવે છે.

**તફાવત.**

૧. જૈન લોકો ૨૪ તીર્થંકરોને પૂજે છે જ્યારે બુદ્ધ લોકો ૨૪ બુદ્ધોને પૂજે છે.

૨. જૈનોનાં ધર્મ પુસ્તકો અંગો કહેવાય છે, બુદ્ધનાં ધર્મ પુસ્તકો ત્રિપિટકો કહેવાય છે.

૩. બુદ્ધ ધર્મ પ્રમાણે ત્રણ અમૂલ્ય વસ્તુઓ, બુદ્ધ, ધર્મ અને સંદી છે. જૈનમત પ્રમાણે સત્યધર્મ, સત્યવિચાર, અને સત્યવર્તન એ ત્રણ અમૂલ્ય વસ્તુઓ છે.

૪. જૈનો ઉપવાસમરણમાં માને છે. બૌદ્ધો માનતા નથી.

૫. બૌદ્ધો પવિત્ર અવશેષોમાં શ્રદ્ધા રાખે છે, જ્યારે જૈનોને તેવું કંઈ હોતું નથી.

43. About what time did the Scythians invade India? What kingdom did they overthrow? Who was the last of Scythian Kings and what became of him?

ઈ. સ. પૂ. છઠ્ઠા સૈકામાં સીથીયન લોકોએ ચઢાઈ કરી. અને મગધ રાજ્ય જીત્યું. છેલ્લો સીથીયન રાજા નંદ હતો જેને ચંદ્રગુપ્તે મારી નાંખી મૌર્ય વંશ સ્થાપ્યો.

44. What do you know of the Persian invasion of India under Darius?

લગભગ ઈ. પૂ. ૫૦૦ માં દારિય પસે ( દારા ગુસ્તાયા ) ચઢાઈ કરી હતી. આ મહાન ઈરાની રાજાએ પોતાના રાજ્યની વૃદ્ધિ કરવા માટે પોતાના સેનાપતિ સ્કાઇલેક્સને મોકલ્યો. તેણે સિંધુ નદીનો મુલક સર કર્યો. રાજ્યની ૢ આવક આ પ્રદેશમાંથી આવતી, જો કે આ પ્રદેશ ઇરાનીઓના હાથમાં લાંબો વખત રહ્યો હોય એમ લાગતું નથી કેમકે જ્યારે સિકંદર આવ્યો ત્યારે તે મુલક હિંદુ રાજાઓના હાથમાં હતો.

45. Give a short account of the invasion of Alexander the Great. What effect had it on Indian History?

મહાન સિકંદરે લગભગ ઈ. સ. પૂ. ૩૨૭ માં હિંદપર ચઢાઇ કરી. પંજાબનો રાજા તેનો સહાયકારી થયો અને તેની મદદથી જેલમની આસપાસના મુલકના રાજા પૌરસની તે સામે થયો. પૌરસ અને સિકંદર વચ્ચે ઘોર યુદ્ધ થયાં પણ છેવટે પૌરસ હારી ગયો. પૌરસની બહાદુરી જોઈ સિકંદરે તેનું રાજ્ય તેને પાછું સોંપ્યું. પછી ચીનાબ ઓળંગી સિકંદર આગળ વધ્યો. પણ બીઆસ સુધી આવ્યા પછી તેના લશ્કરે આગળ વધવા આનાકાની કરી, તેથી સીકંદરને પાછું ફરવું પડયું. લશ્કરનો એક ભાગ તેણે ઇરાન મોકલ્યો અને બીજા ભાગ સાથે તે સિંધુ નદી ઓળંગ્યો. બધી મુશ્કેલી દૂર કરતો તે ઈ સ. પૂ. ૩૨૩ માં બેબીલોન પહોંચ્યો, જ્યાં તેણે માત્ર ૩૨ વર્ષની ઉમરે દેહત્યાગ કર્યો.

**અસરઃ**—તે હિંદુસ્તાનમાં બે વર્ષ ભાગ્યેજ રોકાયો હતો. અને તે હિંદુસ્તાનપર કંઈ ઐતિહાસિક અસર પાડી શકયો નહિં. તેના મરણ પછી તેનું જીતેલું હિંદનું રાજ્ય પાછું હિંદુ રાજાઓના મુલકમાં ભળી ગયું. હિંદુ લેખકો સિકંદરની ચઢાઇને બહુ મહત્તા આપતા નથી. હિંદી કળા પર તેની કંઇક અસર થઈ, પરંતુ તે પણ નજીવી.

46. Describe the invasions of India by Alexander the Great. What influence did the Greeks subsquently exercise on India?

જુઓ સવાલ ૪૫

47. What do we learn from Asoka's edicts about his character, his religion and his efforts to spread his religion? What did he mean by Dharma?

**વર્તનઃ**—શિલાલેખો ઉપરથી માલમ પડે છે કે તે ભાઈ તરીકે માયાળુ હતો અને તેનાં સગા વહાલાંની સંભાળ કાળજીપૂર્વક લેતો. તે ઘણો સદ્ગુણી અને અમીર હતો.

**તેનો ધર્મઃ**—તે બુદ્ધ ધર્મનો ચુસ્ત અનુયાયી હતો. તે પંથના સિદ્ધાંતો કરતાં જીંદગીમાં તેના સમર્થ પાલન પર ખાસ ધ્યાન આપતો. તેના મત પ્રમાણે વડિલોનું આજ્ઞાપાલન, જીવદયા, ગુરૂઓ તરફ માનવૃત્તિ, નમ્રતા અને સત્ય, આ ખરો ધર્મ હતાં.

48. What do you know of the Bactrian, the Indo. Parthian, & the Indo-Greek Kings of India?

અશોક પછી મૌર્ય રાજ્યમાં બંદોબસ્ત ઢીલો હતો. તેથી કરીને સરહદ પરના મુલકોમાં પાર્થીઅન અને ગ્રીક સુબાઓ સ્વતંત્ર થઈ પડ્યા. દોઢ સૈકા સુધી પંજાબ ગ્રીકોના હાથમાં રહ્યું જે રાજા માંહેલો મીનાંડર પ્રખ્યાત છે. અને સિંધ આસપાસનો મુલક પાંર્થીઅનોએ સર કર્યો.

49. What do you know of the Sakas and Kushan Empire?

**શક એટલે હિંદી-સીથીયનો:**—મધ્ય એશીયાથી આવ્યા હતા તે. લગભગ ઈ. સ. પૂ. ના બીજા સૈકાની અધવચમાં તે લોકો દક્ષિણ તરફ ફરવા લાગ્યા. જે જે પાથીઅનો અને ગ્રીકો તેમની સામે થયા તેમને હરાવી તેઓ મજબુત થયા. છેવટે તેઓ કાઠીઆવાડમાં સ્થિર થયા.

આ જાતની એક કુશાન શાખા બધાથી જોરાવર હતી. અને ઈ. સ. પહેલા સૈકામાં તેઓએ વાયવ્ય સરહદ પર રાજ્ય જમાવ્યું. કનિષ્ક તેમનો પહેલો રાજા થયો છે:—( જૂઓ સવાલ ૩૫ )

50. Give a short account of Kanishka. What do you know of Saka era?

જૂઓ સવાલ ૩૫.

આ શક વંશ કયારે સ્થપાયો તે નક્કી નથી. પણ કેટલાક ઈ. સ. ૭૮ થી એ સાલ ગણે છે. એ શાલિવાહન શક પણ કહેવાય છે.

51. Give some account of the most famous Kushan King.

જુઓ સવાલ ૩૫.

## The Puranic Age.

52. Give a short history of India from the death of Kanishka to the rise of Gupta empire.

કનિષ્ક પછી જે કુશાન રાજાઓ થયા તે બહુ મજબુત ન્હોતા. અને ઈ. સ. પૂર્વે બીજા સૈકામાં કુશાન રાજ્યની પડતી થવા માંડી. આ વખતથી

તે ગુપ્તોના ઉદય સુધીનો સમય પ્રખ્યાત નથી. ઠેઠ ચોથા સૈકામાં ચંદ્રગુપ્ત નામનો સરદાર બહુ સત્તા પ્રાપ્ત કરીને હિંદનો બાદશાહ થયો ત્યાં સુધીનો ઇતિહાસ બહુ જણાયો નથી.

53. Trace the rise & expansion of the Gupta Empire.

વૈશાલીના લિચ્છવિ વંશના રાજાની પુત્રીને ચંદ્રગુપ્ત ઇ. સ. ના ચોથા સૈકામાં પરણ્યો અને રાજા થયો. તે ઇ. ૩૨૦ માં ગાદીએ આવ્યો. ત્યારથી ગુપ્ત વંશ શરૂ થાય છે.

**ચંદ્રગુપ્ત** કરતાં તેના પછી થયેલા **સમુદ્રગુપ્તની** કંઇક વધારે માહીતી મળી છે. તે વિદ્વાન અને મહાન શુરવીર હતો. આખું ઉત્તર અને દક્ષિણ હિંદુસ્તાન તેણે સર કર્યું. તે સરહદની જંગલી જાતો પર પણ સત્તા ધરાવતો અને સીલોન અને મધ્ય એશીયાના રાજ્ય સાથે એને સંબંધ સારો હતો. તેના પછી **ચંદ્રગુપ્ત બીજો** જે વિક્રમાદિત્ય તરીકે ઓળખાય છે તે આવ્યો. તેણે માળવા અને શકલોકો પાસેથી કાઠીઆવાડ જીતી લીધાં તેના વખતમાં ગુપ્તવંશ સત્તાની ટોચે પહોંચ્યો. તેના પછી **કુમારગુપ્ત** અને **સ્કંગુપ્ત** ગાદીએ આવ્યા. એ સમયમાં હૂણ ( Huns ) લોકોએ ચઢાઇ કરી અને ગુપ્તવંશનું રાજ્ય પડી ભાંગ્યું. ઇ. સ. ૫૨૮ સુધી હૂણોનું રાજ્ય ચાલ્યું. પછી માળવાના એક ગુપ્તરાજાએ ક્રૂર હૂણ રાજા મિહિરગુલને હરાવી હાંકી કાઢયો.

54. Give an account ot the life and work of Vikramaditya and the Vikrama era.

તે વખતના ઘણા રાજાઓ વિક્રમાદિત્ય નામ ધારણ કરતા. કેટલાક લોકોના મત પ્રમાણે ચંદ્રગુપ્ત બીજો એ ખરો વિક્રમાદિત્ય છે. પણ આ માની શકાતું નથી. કેમકે તે રાજાની પહેલાંથી વિક્રમ સંવત્ ( જે માલવા સંવત કહેવાતો ) ચાલતો. અને કદાચ આ માળવા સંવતનું નામ બદલી હૂણ લોકો ને હરાવી કોઈ માળવાના રાજાએ તેનું વિક્રમ સંવત્ નામ રાખ્યું હોય. ઇ. પૂ. ૫૭ થી આ સંવત્ ગણાય છે.

જુઓ સવાલ પર.

55. What do you know of the White Huns & their empire in India? ( જુવો સવાલ ૫૨. )

56. What was the state of literature, religion, art and science in India during the Gupta period?

ઉત્તર હિંદુસ્તાનમાં આ વંશની કારકીર્દીમાં ઘણો પ્રભાવ પડ્યો હતો. ગુપ્તવંશી રાજાઓ વિદ્વાન હોવાથી વિદ્યાકળાને ઉત્તેજન આપતા. પશ્ચિમની સાથે સહવાસમાં આવવાથી પણ વિદ્યાકળાને સારૂં ઉત્તેજન મળ્યું.

**સાહિત્યઃ**—પાંચમાં સૈકામાં કુમારગુપ્ત પહેલાના રાજ્યમાં મહાન કવિ **કાલિદાસ** થઇ ગયો. તેના પુસ્તકોમાંથી **શાકુંતલ** ઘણું મહત્વનું છે. આ નાટય આખા એશીઆ અને યુરોપમાં જાણીતુ છે. તે ઉપરાંત તેણે **મેઘદૂત, ઋતુસંહાર, રઘુવંશ** વગેરે રચ્યાં છે.

**કળાઃ**—મુસલમાનોએ નાશ કરેલા હોવાથી આ સમયની કળાના જુજ નમુના હાલ જોવામાં આવે છે. પણ તે ઉપરથી એમ દેખાય છે કે તે વખતમાં શિલ્પશાસ્ત્ર, ચિત્ર વગેરેમાં સારી પ્રગતિ થયેલી હોવી જોઇએ.

**ધર્મઃ**—જો કે બુદ્ધ ધર્મનો પ્રચાર હતો તો પણ હિંદુ ધર્મ ધીમે સજીવન થતો હતો.

**વિદ્યાઃ**—ખગોળ અને ગણિત શાસ્ત્રોનો સારો અભ્યાસ થતો.

57. What do you know of Fa-Hian? What does he tell us about India in the Gupta period?

**ફા-હીઆન** નામનો ચીની જાત્રાળુ ઇ. સ. ૩૯૯ માં હિંદુસ્તાનમાં બુદ્ધધર્મના ગ્રંથો લેવા માટે આવ્યો હતો. ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યના રાજ્યમાં તેણે ૬ વર્ષ ગાળ્યાં. તે પાટલિપુત્રમાં ધર્મશિક્ષણ માટે રહ્યો હતો. તેના ચૌદ વર્ષના પ્રવાસ પછી તેણે હિંદુસ્તાનનો અહેવાલ લખ્યો. તે કહે છે કે રાજાઓ ધર્મની બાબતમાં વચ્ચે પડતા નહિં. જો કે તે મુખ્ય શહેર નહોતું તો પણ પાટલિપુત્ર આબાદ હતું. રૈયત સુખી હતી. અમલદારોનો ત્રાસ નહોતો. અને ગુન્હાની સજા બહુ સખત નહોતી.

58. Give a brief sketch of the life and works of Kalidasa.

જુઓ સવાલ ૫૫.

59. What do you know about the Rajputs, their origin, their tribes and Kingdoms? Why were they never able to establish a great empire?

સાતમા સૈકાના અધવચથી એટલે ઇ. સ. ૬૫૦ થી રજપૂતોની ચડતી થવા લાગી.

**ઉત્પત્તિઃ**—હૂણ કે સીથીઅન ( શક ) લોકોથી ઉતરી આવેલા એ રજપૂતો હિંદની જાતો સાથે ભલા બ્રાહ્મણોની અસરથી હિંદુ થયા હોવા જોઇએ. તે પહેલાં પણ ક્ષત્રિયો હતા અને આ લોકોએ પણ પોતાને આ ક્ષત્રીયોના વંશજો તરીકે ધારી લીધા. મૂળ ક્ષત્રિયોની **ત્રણ શાખા** હતીઃ-રામનો સૂર્યવંશ પુરૂનો ચંદ્રવંશ, અને યદુનો યાદવવંશ. નવા રજપૂતો **અગ્નિકુળ** રજપૂતો કહેવાયા. તેમના વિષે રસપૂર્ણ કથા ચાલે છે. એમ કહેવાય છે કે પરશુરામે ભૂમિને નક્ષત્રિય કરેલી હોવાથી બ્રાહ્મણો રક્ષણરહિત થઈ ગયા. પરમેશ્વરની આરાધના માટે તેમણે એક મહાન હવન કર્યો. આ યજ્ઞ કુંડમાંથી ચાર યોદ્ધાઓ પેદા થયાઃ-પરિહર, ચાલુક્ય, પરમાર, અને ચૌહાણ, અને આ ચારમાંથી તેમનો વંશજો ઉતરી આવ્યા છે.

**રજપુત રાજ્યોઃ**—ઈ. સ. ૬૫૦ થી ૧૨૦૦ સુધી જુદા જુદા રજપૂતોએ રાજ્ય કર્યું. ઉત્તરમાં દીલ્હી, બંગાળા, બિહાર, કનૌજ, ગુજરાત, અજમેર, માળવા, કાશ્મીર, પંજાબ, સિંધ અને બુંદેલ ખંડનાં રાજ્યો હતાં. ૧ **કનૌજ**—આ રાજ્યનો સૌથી પ્રખ્યાત રાજા **હર્ષ** હતો. તેણે ઈ. સ. ૬૦૬ થી ૬૪૮ સુધી રાજ્ય કર્યું. તે ઘણો બળવાન અને બુદ્ધિશાળી રાજા હતો. **બાણભટ્ટ**ના હર્ષચરિત અને ચીની જાત્રાળુ **હુએનસાંગ**ના વર્ણન ઉપરથી તેના રાજ્યનો ઇતિહાસ આપણે જાણી શકીએ. તે લખે છે કે તે હિંદુ હોવા છતાં તેની વૃદ્ધાવસ્થામાં બુદ્ધ ધર્મ તરફ વળેલો હતો. દર પાંચ વર્ષે તે લોકોમાં ઘણાં મોટા દાન કરતો. તે ઘણો વિદ્વાન્ હતો. ૨. **દીલ્હીનું** રાજ્ય **અનંગપાલ**ના હાથમાં હતું. આ વખતનો બહુ પ્રખ્યાત રાજા **પૃથ્વીરાજ** મહમુદ ઘોરી સાથે લડ્યો હતો. ૩. **ગોપાળ, ધર્મપાળ અને મહીપાળ** આ ત્રણ પાળવંશી રાજાઓ

બંગાળના પ્રખ્યાત રાજાઓ છે. પાળવંશ પછી ત્યાં સેનવંશ આવ્યો. આ વંશનો બખ્ત્યાર ખીલજી એ નાશ કર્યો.

તે ઉપરાંત દક્ષિણમાં પણ રજપૂત રાજ્યો હતાં. ( જુઓ સવાલ ૩૮.)

60. Give some account of the Rajputs in India in the eleventh century.

( જુઓ સવાલ ૫૮. )

61. Give some account of the reign of King Harsha as described in Bana's Harsha Charita and memoirs of Hiuen Tsang.

( જુઓ સવાલ ૫૮ )

62. Give a short account of Siladitya.

( હર્ષનુંજ બુધું અહીં લખવું. સવાલ ૫૮ )

63. What do you know of Hinens–Tsang ! What does he tell us about India during the reign of Harsha ?

ઘણી લાંબી મુસાફરી કરી હ્યુએન સાંગ નામનો ચીની જાત્રાળુ ઈ. સ. ૬૨૯ માં હિંદુસ્તાન આવ્યો. તે આખા દેશમાં ફર્યો અને હર્ષ સાથે સંબંધમાં પણ આવ્યો. તે ઈ. સ. ૬૪૫ માં પાછો ફર્યો અને પોતાની મુસાફરીનો અહેવાલ લખ્યો. ( જુઓ સવાલ ૫૯ )

64. Give a short account of the Pala and Sena dynasties in Bengal.

( જુઓ સવાલ ૫૮. )

65. What do you know of Harsha–Vardhan and the general condition of Northern India during his reign.

( જુઓ સવાલ ૫૮. )

66. Give a brief sketch of the Hindu revival during the Puranic period.

ઈ. સ. પૂર્વે ૧૮૦ માં પુષ્યમિત્રને હાથે થયેલા અશ્વમેધ યજ્ઞથી હિંદુધર્મ ફરી જાગૃત થવા લાગ્યો. ગુપ્તવંશમાં તે એકદમ સજીવન થયો અને પુરાણો રચાયાં. પણ જ્યારે રજપુતોની સત્તા જામી ત્યારે બ્રાહ્મણો ને બહુ પુષ્ટિ મળી. બુદ્ધ ધર્મનો હિંદુસ્તાનમાં અંત આવ્યો. ઘણા વિદ્વાન બ્રાહ્મણોએ લોકોમાં હિંદુધર્મ ફરીથી પ્રિય બનાવ્યો. **શંકરાચાર્યે** તેને પૂર્ણ સતેજ કર્યો. તે મહાન તત્ત્વવેત્તાએ વેદાંત તત્ત્વજ્ઞાન દુનિયાં સમક્ષ રજુ કર્યું. તેના સ્થાપેલ મઠ હજી જોવામાં આવે છે. બુદ્ધ ધર્મનો કટ્ટો શત્રુ, આસામી બ્રાહ્મણ **કુમારિલ ભટ્ટ** પણ આ વખતનો મહાન તત્ત્વવેત્તા હતો. રજપૂતોના વખતમાં થએલા વૈષ્ણવપંથી **રામાનુજાચાર્ય** પણ ધ્યાન દેવા લાયક છે. તે શંકરાચાર્ય પછી ૩૦૦ વર્ષે થયા.

67. Give a short account of Shankaracharya and Ramanujacharya.

( જુઓ સવાલ ૬૫ ).

## General Questions.

68. Mention with dates the invasions of India which took place before the arrival of the Mahomedans and state briefly the results of each.

ઈ. સ. પૂ ૧૫૦૦ માં **આર્યોએ** ચઢાઈ કરી અને દર વર્ષે તેમનાં ટોળાંઓ આવતાંજ ગયાં. આ ચઢાઇની અસર ઘણી મહત્ત્વની થઈ. આર્યો હિંદુસ્તાનમાં સ્થિર થયા અને હિંદુ સંસ્કૃતિ જે કરોડો માણસોએ માન્ય કરી છે તેની ખીલવણી થઈ.

ત્યાર પછી ઇ. સ. પૂ. ૫૨૫ માં દારિયસે ચઢાઈ કરી, અને ઈ. સ. પૂ. ૩૨૭ માં **સિકંદરે** ચઢાઇ કરી; પણ આ બન્નેની કંઇ અસર થઈ નથી. ગ્રીક લોકોએ કળા ઉપર સ્હેજ અસર કરી.

પછી **શક** લોકોએ ઈ. સ. પૂ. બીજી સદીમાં ચઢાઇ કરી, અને દક્ષિણ હિંદમાં તેઓએ રાજ્ય સ્થાપ્યું ( જુઓ સવાલ ૫૪ ). ઈ. સ. ના પહેલા સૈકામાં **કુશાન** લોકોએ ચઢાઈ કરી ઉત્તરમાં રાજ્ય વસાવ્યું ( જુઓ સવાલ ૫૪ ).

મુસલમાનો પહેલાંનું છેલ્લું મહાન આક્રમણ હૂણ લોકોએ કર્યું. જે રજપુતોએ હિંદુધર્મના પુનરૂદ્ધારમાં મોટો ભાગ લીધો તે રજપુતો આ હૂણના વંશજો છે. ગુર્જર અને જાટની શાખાઓ હૂણ લોકોથી ઉતરી આવી છે.

69. What was the condition of Hindu civilization at the time of the Mahomedan invasion ?

**ધર્મ અને સાહિત્યઃ**—બિહાર સીવાયના આખા હિંદમાંથી શંકરાચાર્ય, અને કુમારિલભટ્ટના પરિશ્રમથી બુદ્ધ ધર્મ નાશ પામ્યો હતો અને લોકોએ હિંદુ ધર્મ સ્વીકાર્યો હતો. સંસ્કૃત ભાષા પૂરેપૂરી ખીલી હતી અને ઘણાં પુસ્તકો બીજી ભાષાઓમાં લખાયાં હતાં. જયદેવે ગીતગોવિંદ અને પૃથુરાજના પરાક્રમોનો અહેવાલ આપવા ચંદ વરદાઇએ ચંદરાસા અને એક હિંદી મહાકાવ્ય રચ્યાં. સંસ્કૃતભાષામાં કલ્હણે રાજતરંગિણી (કાશ્મીરના ઈતિહાસનું પુસ્તક) પદ્યમાં લખ્યું. રાજાઓ પોતે પણ વિદ્વાન હોવાથી વિદ્યાને ઉત્તેજ આપતા. **કળાઃ**—બુદ્ધ, હિંદુ અને જૈનનાં મહાન દેવળો ચણાયાં હતાં. તેમાં આબુ પરનાં જૈન દેવળો ઘણાં સુંદર છે; અને હિંદુ કળાના નમુના રૂપ ઈ. સ. ૧૦૦૦ માં બંધાએલાં દેવળો સર્વોત્તમ છે. **ધીમન** અને તેનો પુત્ર **વિત્તપાળ** બંગાળના મહાન કળાકારો હતા.

**વિદ્યાઃ—ભાસ્કરાચાર્યે** ખગોળવેત્તા તરીકે–પૃથ્વી ગોળ છે એમ સાબીત કરી, ઘણી ખ્યાતિ મેળવી.

———:o:———

# The Moghal Period.

1. Describe the condition of India at the time of Babar's invasion.

ત્રણસો વર્ષ સુધી ઉત્તર હિંદુસ્તાન ઉપર મુસલમાનોનું રાજ્ય હતું અને તે દરમ્યાન હિંદુ રાજ્યોનો વિનાશ થયો હતો અને માત્ર થોડાં, છુટાં છવાયાં રાજપુત રાજ્યો તેના હિંદુ રાજાઓની નીચે રહ્યાં હતાં. ૧૫૨૫ની સાલ સુધીના સમયમાં મુસલમાનોએ સર્વોપરિ સત્તા બનવાનો અને હિંદુ ધર્મ કચરી નાખવાનો પ્રયાસ કર્યો હતો, પરંતુ જો કે હિંદુઓ ઉપર અતિત્રાસદાયક જુલ્મ ગુજારવામાં આવતો હતો તોપણ તેઓનો પુરાણો સનાતન ધર્મ ચાલુ રહ્યો અને લોકો તેને વળગી રહ્યા. હિંદુઓને મુસલમાની રાજ્યતંત્રમાં ભાગ્યેજ ઉંચા હોદ્દાઓ મળતા અને આ કંગાળ સમયને લઇને તેમજ ઉત્તેજન અને ઉત્સાહના અભાવને અંગે વિજ્ઞાન તથા સાહિત્યમાં પ્રગતિ થઈ ન હતી. આ સમયની અંદર મુસલમાની રાજ્યને શોભાવે તેવું એક પણ કાર્ય શોધવું વ્યર્થ છે. વિદ્યાપીઠો તથા શાળાઓ ઉઘડતી તે માત્ર મુસલમાનોના ઉપયોગને માટે હતી અને તેની અંદર માત્ર પરસીયન અને એરેબીક ભાષાઓ શીખવવામાં આવતી હતી. રસ્તાઓ, મકાનો તેમ લોકોપયોગિતાની સામાન્ય બાબતોમાં કશો સુધારો થયો ન હતો. આવા વિચિત્ર સંજોગોની અંદર, મુસલમાન રાજાઓ લોકો ઉપર કોઈપણ પ્રકારની અસર કરી શકયા નહિં અને જે પ્રજા ઉપર તેઓ રાજ્ય ચલાવતા તેનો ટેકો મેળવી શકયા નહિં. પરિણામે એક પછી એક એમ અનેક રાજાઓની પડતી થવા લાગી અને ૧૫૨૬ ની સાલની આસપાસ એક બીજાથી સ્વતંત્ર એવાં અનેક નાનાં રાજ્યોમાં ભારતવર્ષ વહેંચાઈ ગયું. માત્ર ઉત્તરની અંદર છ મુસલમાની રાજ્યો હતાં—દીલ્હી, લાહોર. માલવા, ગુજરાત, જોનપુર અને બંગાળા. આ મુસલમાની રાજ્યો ઉપરાંત, ઉદેપુરના મહારાણા નીચે ઘણા સ્વતંત્ર રાજપુત રાજાઓ હતા, દક્ષિણ હિંદુસ્તાનમાં બીરાર, અહમદનગર, બીજાપુર, ગોલકોંડા અને બિહાર—એમ કુલ પાંચ મુસલ-

માની રાજ્યો હતાં. આ ઉપરાંત વિજયનગરનું વિશાળ હિંદુરાજ્ય હતું. આ સર્વ રાજ્યો નિરંતર એક બીજા સાથે વિગ્રહોમાં ગુંથાએલાં હતાં અને શાંતિ તથા પ્રગતિને લેશમાત્ર પણ અવકાશ ન હતો.

2. Give the political divisions of India at the time of Babar's invasion. Sketch his career. What were the causes and extent of his success?

(**રાજકીય વિભાગો માટે** જુઓ સવાલ ૧.)

**કારકિર્દી:**—બાબરના પિતાના મૃત્યુ વખતે બાબરની ઉમર માત્ર બાર વર્ષની હતી. ફરગણાનું રાજ્ય બાબરને તેના વાલી તરફથી વારસામાં ઉતર્યું હતું, પરંતુ બાબરના કાકાઓ બાબરની બાલ્યાવસ્થાનો લાભ લઇ તેને રાજ્યથી વંચિત કરવા પ્રયાસ કરવા લાગ્યા. ફરગનાનું રાજ્ય ટકાવી રાખવા, બાબરને તેના દુશ્મનો સામે નિરંતર વિગ્રહ ચાલુ રાખવો પડ્યો અને કેટલીક વખત તો બાબર તેના કાકાના પ્રદેશો જીતી લઈ પોતાના કબજામાં લાવતો. તે ઘણો બહાદુર અને હિંમતવાન હતો અને આખું અફગાનીસ્તાન પોતાના કબજામાં લાવતાં સુધી તેણે હિંમત ખોઈ નહી. આ વિગ્રહો દરમ્યાન ઘણી વખત પંજાબના સુબા દૌલતખાન લોદી તરફથી હિંદુસ્તાન ઉપર ચઢાઈ કરી તેને સર કરવા બાબરને નિમંત્રણ મળ્યું હતું. છેવટ ૧૫૨૬ માં તેણે હિંદુસ્તાન ઉપર ચઢાઈ કરી અને પાણીપતના યુદ્ધમાં ઇબ્રાહિમ લોદીને હરાવ્યો, પરંતુ આ ફતેહને પરિણામે તેને સમસ્ત હિંદુસ્તાન ઉપર કાબુ ન મળી શકયો. હિંદુસ્તાનની અંદર વહેંચાઈ ગયેલ છુટા છવાયાં હિંદુ તેમ મુસલમાન રાજ્યો સાથે લડવાનું તેને બાકી રહ્યું હતું. તેને મુખ્ય મુશ્કેલી રાજપુતો તરફથી હતી કે જે આ વખતે રાણા સંગની નીચે ઘણા બળવાન થયા હતા. ૧૫૨૭ ની સાલમાં **સીક્રીના** ભીષણ યુદ્ધમાં રાજપુતોએ સંપૂર્ણ રીતે હાર ખાધી. ચંદેરીનો તેઓનો મુખ્ય કિલ્લો બાબરના હાથમાં આવ્યો અને રાજપુતો શરણાગત થયા. બાબરના પુત્ર હુમાયુએ બંગાળા, બિહાર, અયોધ્યા તથા જાનપુર ઉપર વિજય મેળવ્યો. બાબર તેના જીવનના અંત સુધી વિગ્રહોમાં ગુંથાએલો રહ્યો અને માત્ર થોડું જીવ્યો. ૧૫૩૦ ની સાલમાં હુમાયુ ભયંકર મંદવાડના સપાટામાં ઘેરાયો અને હુમાયુને બદલે હુમા-

યુના મંદવાડનો ભોગ પોતે થાય એવી બાબરની પ્રાર્થના ઈશ્વરે સાંભળી અને તે મૃત્યુ પામ્યો. મેળવેલ રાજ્યના વ્યવસ્થા—કાર્ય માટે તેને વખત મળ્યો નહિ.

## બાબરની ફતેહનાં કારણો તથા તેનો વિસ્તાર.

( ૧ ) બાબરની પાસે જો કે થોડું લશ્કર હતું પરંતુ તેના સીપાઈઓ તાજા અને અનુભવી અફગાનો હતા કારણ કે તેઓ બાબરના પક્ષમાં રહી તેઓના મૂળ વતનમાં ઘણી લડાઇઓ લડ્યા હતા.

( ૨ ) ઈબ્રાહીમ લોદીના કરતાં બાબર જાતે ઘણો વધારે અનુભવી અને કુશળ સેનાપતિ હતો.

( ૩ ) બાબરની જીતનું મુખ્ય કારણ તો તેની તોપોનો ઉપયોગ હતું. તેના મૃત્યુ વખતે, ગુજરાત સિવાય આખા હિંદુસ્તાનનો તે અધિપતિ બન્યો હતો.

3. Describe briefly the reign of Humayun.

બાબરના મૃત્યુની સાથેજ ઉત્તર હિંદુસ્તાનના અફગાન ઉમરાવોએ બંડ કર્યું અને સ્વતંત્ર થવા માટે પ્રયાસ કર્યો. હુમાયુનો ભાઈ અફગાનિસ્તાનનો સ્વતંત્ર રાજ્ય કર્તા થઈ ગયો અને હુમાયુને કોઇપણ પ્રકારની સહાય આપવા નાખુશી દર્શાવી. ૧૫૩૨ ની સાલમાં ગુજરાતના અફગાન રાજા બહાદુરશાહ સાથે હુમાયુએ યુદ્ધ આરંભ્યું પરંતુ તેને હરાવ્યા બાદ તે દિલ્હી તરફ પાછો ફર્યો અને બહાદુરશાહે મોટા લશ્કર સાથે આવી પોતાનું રાજ્ય પુનઃ પોતાના કબજામાં લીધું. ૧૫૩૭ ની સાલમાં સુર વંશના શેરશાહ નામના અફગાને બંડ કર્યું. તેણે સર્વ તૈયારીઓ આગળથી કરી હતી અને તરતજ બંગાળા તથા બિહાર સર કર્યાં. હુમાયુએ બંગાળા પ્રતિ કુચ કરી અને ચુનાર તથા ગોરના કિલ્લાઓ સર કર્યા, પરંતુ વર્ષા ઋતુ બેસી જવાથી શેરશાહે તેનો લાભ લીધો અને હુમાયુનો પાછા ફરવાનો માર્ગ બંધ કર્યો. તાવ તથા ભુખમરાને પરિણામે હુમાયુના ઘણા સીપાઇઓ માર્યા ગયા શેરશાહે હુમાયુ ઉપર, આવી સ્થિતિમાં અણચિંતવ્યો ધસારો કર્યો અને ૧૫૩૯ ની સાલમાં બકસાર નજીક સજ્જડ હાર ખવડાવી. હુમાયુ દિલ્હી તરફ નાશી ગયો અને ૧૫૪૦ ની સાલમાં

એક મોટા સૈન્ય સાથે શેરશાહ સામો આવ્યો પરંતુ તેણે ફરીવાર **કનોજની** નજીક હાર ખાધી. ૧૫ વર્ષ ફરજીયાત દેશવટો ભોગવ્યા બાદ, **૧૫૫૫** માં દીલ્હીની ગાદી હુમાયુએ પુનઃ મેળવી. હિંદુસ્તાન પાછું મેળવ્યા પછી તે માત્ર થોડાજ મહિના જીવ્યો. આરસની સીડી ઉપરથી પડી જવાથી, તે મૃત્યુ પામ્યો.

4. Trace the fortunes of Humayun upto his recovery of the throne of Delhi in 1555.

૧૫૪૦ ની સાલમાં કનોજમાં સજ્જડ હાર ખાઈ, હુમાયુ તેના ભાઇ કામરાનની મદદની આશા રાખી પંજાબ તરફ નાશી ગયો. કામરાન તરફથી હુમાયુને કશી મદદ મળી નહિં. હુમાયુ સિંધ તરફ ગયો અને સિંધના રાજ્યકર્તાની મદદ લેવા પ્રયાસ કર્યો. પરંતુ સિંધમાં તેને યોગ્ય આવકાર મળ્યો નહિં અને હુમાયુને તે દેશ છોડવાની ફરજ પડી. જોધપુર જઈ, ત્યાંના રાજાની મદદ લેવા તેણે નિશ્ચય કર્યો. ઘણાં સંકટો વેઠી તે જોધપુર ગયો પરંતુ ત્યાંનો રાજા વિરોધી માલુમ પડ્યો. ત્યાર બાદ તેણે રણ ઓળંગ્યું અને રણની અંદર તૃષા તથા ભુખમરાને અંગે ઘણા અનુયાયીઓ ગુમાવ્યા. જોધપુરના ઘોડેસ્વારોએ તેની પુંઠ પકડી અને હુમાયુના લશ્કરને ઘણું હેરાન કર્યું પરંતુ રાજપુતોને અંતે દયા ઉપજી અને ખોરાક તથા પાણી પૂરાં પાડી, તેને સહીસલામત જવા દીધું. હુમાયુ ઉમરકોટ તરફ ગયો. ત્યાં અકબરનો જન્મ થયો અને સિંધના મુસલમાન રાજ્યકર્તા સામે મદદ કરવા ઉમરકોટના હિંદુ રાજાએ વચન આપ્યું. કમભાગ્યે આ પણ મુશ્કેલ બન્યું કારણકે કે કેટલાક મુગલોએ રાજાને કચવાટનું કારણ આપ્યું અને ધારેલી મદદ અટકી પડી. હુમાયુ ત્યાર બાદ ઇરાન તરફ ગયો. ત્યાં તેના તરફ બહુ માયાળુ વર્તણુક દેખાડવામાં આવી અને મદદનું વચન પણ મળ્યું. આઠ વર્ષ સુધી, હુમાયુ તેના ભાઈ કામરાન સાથે લડયો અને અંતે અફગાનિસ્તાનમાંથી તેને કાઢી મુકયો. ત્યાર બાદ, શેરશાહના નિર્માલ્ય વંશજોના રાજ્યની ગેરવ્યવસ્થા તથા અંધાધુંધી જોઈ, હિંદુસ્તાન ઉપર પાછો હુમલો કરવા તેણે નિશ્ચય કર્યો ૧૫૫૪ ની સાલમાં તેણે કાબુલથી કુચ કરી. કોઈપણ જાતના વિરોધ વગર તે લાહોરની અંદર દાખલ થયો. સિકંદર શાહ સુર તેની સામે આવ્યો પરંતું સીર હિંદની લડાઇમાં તે હાર્યો અને હુમાયુએ દિલ્હીનું રાજ્ય ઈ. સ. ૧૫૫૫ માં પુનઃ મેળવ્યું.

5. Give a short account of the life and career of Shershah describing particularly his stuggle with Humayun for supremacy.

દોલતખાન લોદીની નીચે શેરશાહ એક ઘણો બહાદુર અને સાહસિક અફગાન હતો. તેના પરાક્રમને લઇ તેને 'શેરખાન'નો ઇલ્કાબ મળ્યો હતો. નવી સ્થપાએલી મુગલ સત્તાનો તે વિરોધી હતી અને બંગાળાની અંદર અફગાન પક્ષને મજબુત બનાવવા તે પ્રથમથીજ પ્રયાસ કરી રહ્યો હતો. ત્યાર બાદ તેણે બાબરના દરબારની મુલકાત લીધી. તેને લાગ્યું કે મુગલોને હિંદુસ્તાનમાંથી નસાડવાનું કાર્ય વિષમ નથી. બંગાળા અને બિહારમાં ધીમેધીમે શેરશાહ પોતાની સત્તા વધારતો ગયો. ગુજરાતના બાદશાહ બહાદુરશાહ સામે લડાઈમાં જ્યારે હુમાયો રોકાયો, તે વખતે શેરશાહે ચુનારનો કિલ્લો સર કર્યો અને જ્યારે હુમાયુ તેની સામો લશ્કર લઇ આવ્યો, ત્યારે શેરશાહે તેનો રસ્તો રોકી, બકસાર નજીક સજ્જડ હાર ખવડાવી. કનોજમાં હુમાયુ ફરી વાર હાર્યો, અને શેરશાહ દિલ્હીનો બાદશાહ બન્યો. તેણે પાંચ વર્ષ રાજ્ય કર્યું, અને જોકે આ ટુંક સમય દરમ્યાન તેને બળવાખોર સરદારો તથા સ્વતંત્ર રાજાઓ સાથે વારંવાર લડાઇઓમાં ઉતરવું પડયું હતું તોપણ શેરશાહે દેશનું ઘણું હિત કર્યું હતું.

6. Sketch the character of Shershah and give a brief account of his reforms.

હિંદુસ્તાનના અફગાન રાજાઓની તુલનામાં શેરશાહ સૌથી ઉત્તમ ગણાય. તે ઘણો માયાળુ અને રૈયતનું ભલું ઇચ્છનારો હતો. હિંદુ અને મુસલમાનો તરફ તે સમભાવ રાખતો અને તેના રાજ્યની અંદર કોઈપણ પ્રકારની કનડગત કે જુલ્મ થયાં નથી. માત્ર એક સાધારણ સીપાઈની પાયરીમાંથી તે દિલ્હીનો બાદશાહ થયો હતો અને તે સ્થાન મેળવવામાં તેનાં સાધનો ક્રૂરતા અને દગલબાજીથી તદન નિરાળાં હતાં. તે ઘણો મોટો સેનાપતિ અને રાજનીતિજ્ઞ પુરૂષ હતો.

તેના માત્ર પાંચ વર્ષના રાજ્ય દરમ્યાન તેણે ઘણા સુધારા દાખલ કર્યા. (૧) બંગાળાથી પંજાબ સુધી તેણે જળાશયો બંધાવ્યા તથા દરેક બે માઇલને અંતરે ધર્મશાળાઓ બંધાવી (૨) રસ્તાઓ ઉપર મસ-

જીદો બંધાવી, ઝાડો વાવ્યાં અને મુસાફરોના ખાનપાન માટે સગવડ કરી. ( ૩ ) તેણે ટપાલી પધ્ધતિ દાખલ કરી વ્યાપારને ઉત્તેજન આપ્યું. ( ૪ ) તેની મહેસુલ પધ્ધતિ એટલી સુંદર હતી કે પાછળથી અકબરે પણ તે દાખલ કરી.

7. Give a short sketch of the life of Akbar.

**૧૫૪૨** ની સાલમાં અકબરનો ઉમરકોટમાં **જન્મ** થયો હતો. જ્યારે તે રાજ્યગાદી ઉપર આવ્યો ત્યારે તેની ઉમર માત્ર ૧૩ વર્ષની હતી. પાંચ વર્ષ સુધી તેને બદલે બહેરામખાને રાજ્ય કર્યું. તે દરમ્યાન તેણે **૧૫૫૬** માં પાણીપતમાં **હેમુ સાથે યુદ્ધ** કર્યું અને તેને સંપૂર્ણ રીતે હરાવ્યો. થોડાજ સમયમાં અકબર બહેરામખાનની રાજ્ય કરવાની પદ્ધતિથી કંટાળી ગયો. બહેરામખાનના ખરાબ સ્વભાવ અને ક્રૂરતાને અંગે, રાજ્યના બધા ઉમરાવો તેને ધિક્કારતા હતા. બહેરામખાનને રાજ્યમાંથી દૂર કરી મક્કા તરફ મોકલવામાં આવ્યો. **૧૮** વર્ષની વયે અકબરે **રાજ્યની લગામ** હાથમાં લીધી. તેને ઘણી મુશ્કેલીઓ નડી. ( ૧ ) તેના પોતાનાજ ઉમરાવો બળવાખોર હતા. ( ૨ ) રાજપુતો સ્વતંત્ર હતા, અને ( ૩ ) તેનું લશ્કર ઘણું નાનું હતું અને અફગાનિસ્તાનથી કોઈપણ પ્રકારની સહાય મળવાની આશા ન હતી.

**૧૫૬૭** ની સાલ સુધી, અકબર તેના **ઉમરાવોને તાબે કરવામાં** રોકાયો. ઘણી વખત તે ઉમરાવોને માફી આપી દુશ્મનમાંથી તેઓને મિત્ર બનાવતો. બંગાળાનાં તેમજ અન્ય સ્થળોનાં એકત્ર થયેલાં અફગાન રાજ્યોને તેણે તાબે કર્યાં અને દિલ્હીના રાજ્યનો સંપૂર્ણ અધિકારી થયો. દિલ્હીના રાજ્યનો વિસ્તાર માલવા, ખાનદેશ તથા દખણ સુધી લંબાયો.

અકબર ઘણો **દૂરદર્શી રાજા** હતો. હિંદુસ્તાનની અંદર હિંદુઓનું પ્રમાણ ઘણું વધારે હતું અને તેઓના ટેકા વગર કોઈ પણ રાજ્ય ટકી ન શકે એવું તે પ્રથમથીજ જોઈ શકયો હતો. **હિંદુ રાજ્યોને પોતાના પક્ષમાં** લેવા તે પ્રયાસ કરવા લાગ્યો. અકબરે રાજપુત રાજાઓને પોતાની કન્યાઓ આપી. અને માંહેમાંહેનો લગ્ન વ્યવહાર શરૂ કર્યો. રાજપુત રાજાઓને પ્રધાનપદ તથા સેનાપતિપદ ઉપર સ્થાપ્યા. કેટલાક રાજપુત રાજાઓ હજી અલગ રહ્યા હતા. ચિતોડના રાણા સામે એક

મોટું લશ્કર લઈ અકબર ગયો. ચિતોડના રાણાને નાસી અરવલીની ખીણોમાં ભરાઈ જવા ફરજ પડી.

**અકબરની જીતોઃ**—રણથંભોર, કલીંજર અને ચિતોડના કિલ્લાઓ અકબરે સર કર્યા. **૧૫૭૨** ની સાલ સુધીમાં **આખું રજપુતાના** અકબરે સર કર્યું અને રાજપુત રાજાઓ સાથે મૈત્રી સબંધ શરૂ થયો. રાજપુતો અકબરની નોકરીમાં દાખલ થયા અને મુગલ રાજ્યના મજબુત ટેકારૂપ બન્યા.

૧૬૦૫ માં તેના મૃત્યુ સુધીમાં રાજપુતોની મદદથી તેણે ધીમેધીમે ઘણા પ્રાંતો કબજામાં લીધા. ૧૫૭૨ માં ગુજરાતના એક સુબાએ અકબરની સહાય માગી અકબરે ગુજરાત તરફ કુચ કરી અને **૧૫૭૩ માં ગુજરાત**ને દિલ્હીના રાજ્ય સાથે જોડી દીધું. ૧૫૭૫ માં બંગાળાનો રાજા દાઉદખાને બળવો કર્યો. અકબરે તેના સામે કુચ કરી અને **૧૫૭૫** માં દિલ્હીના રાજ્ય સાથે **બિહાર** જોડી દીધું. તેજ વર્ષની અંદર દાઉદખાન મૃત્યુ પામ્યો અને **બંગાળા તથા ઓરીસા**ને મુગલ રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યાં. **૧૫૮૬-૮૭ માં કાશ્મીર** જીતવામાં અકબર રોકાયો હતો. કાશ્મીરના રાજાએ અકબરને સર્વોપરિ રાજા તરીકે સ્વીકાર્યો. **૧૫૯૧ માં સિંધ**ને મુગલ રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યુ, અને અકબર આખા ઉત્તર હિંદુસ્તાનનો અધિપતિ બન્યો. અકબરની બાલ્યાવસ્થા દરમ્યાન ઈરાની લોકોએ કંદહારનો કબજો લીધો હતો. **૧૫૯૪** માં અકબરે **કંદહાર** પાછું મેળવ્યું. ૧૫૯૫ માં અકબરે અહમદનગર સાથે લડાઈ શરૂ કરી. તે રાજ્યની અંદર ઘણી ગેરવ્યવસ્થા હતી. અને ત્યાંના વઝીરે અકબરની સહાય માગી હતી. મુરાદને મોટા લશ્કર સાથે મોકલવામાં આવ્યો, પરંતુ વઝીર તદન અલગ રહ્યો. **ચાંદબીબી**એ ઘણી બહાદુરી અને હિંમતથી રાજ્યનું રક્ષણ કર્યું અને સલાહ કરવા મુરાદને ફરજ પડી. બીહાર મુગલ રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યું. અહમદનગરની અંદર મુલ્કી લડાઇ સળગી ઉઠી. ચાંદબીબીનું ખુન કરવામાં આવ્યું અને **૧૬૦૦** ની સાલની અંદર મુગલો ઘણી સહેલાઇથી **અહમદનગર**નો કબજો લીધો. **૧૬૦૧** સાલમાં **ખાનદેશ** પણ મુગલોના કબજામાં આવ્યું.

હિંદુસ્તાનના મુસલમાન રાજાઓમાં અકબર સૌથી મોટો રાજા હતો.

( આ સ્થળે અકબરનું ચારિત્ર્ય વર્ણવો, જુઓ સવાલ, ૮–તેની રાજ્યનીતિ, જુઓ સવાલ ૮, અને તેના સુધારા, જુઓ સવાલ ૯ ).

8. Describe Akbar's religious views, character and policy.

અકબરની **ધાર્મિક માન્યતા**–તેના પૂર્વજો કરતાં અકબર જુદીજ જાતનો હતો. તે **ધર્માંધ ન હતો** અને જગતના અન્ય ધર્મો પ્રતિ **માનની** દૃષ્ટિથી જોતો. અકબર એક મહાન **સત્યશોધક** હતો. અન્ય ધર્મોમાં **રહેલ** સત્યોને સહર્ષ વધાવતો ને એકાંતમાં બધા ધર્મની રીતિ પ્રમાણે ઈશ્વર સેવા કરતો અને તેના દરબારની અંદર સર્વ ધર્મોના પ્રખર વિદ્વાનોની મંડળીમાં ભાગ લેતો. અકબરનો આશય ઉંચા પ્રકારનો હતો. તેનું મહા-રાજ્ય એક સંયુક્ત રાજ્ય બન્યું હતું, તે રાજ્યની અંદર **એક સર્વમાન્ય ધર્મ** પ્રવર્તે એવી તેની ઇચ્છા હતી. આ આશયની, ઇસ્લામને તેણે રાજ્ય ધર્મ તરીકે સ્થાપ્યો નહીં. તેણે '**દીને–ઈલાહી**' નામનો એક નવીન ધર્મ પ્રચલિત કર્યો. આ ધર્મનો સ્વીકાર કોઈ ઉપર ફરજીયાત ન હતો. આ નવા ધર્મનું ચણતર સર્વગ્રાહી અને સામાન્ય સત્યો ઉપર રચાયું હતું, પરંતુ અકબરના મૃત્યુ સાથેજ આ ધર્મ પણ મૃતપ્રાય થયો.

**અકબરની રાજ્યનીતિ તથા ચારિત્ર્ય.**

અકબરનું આખું જીવન બદીઓથી નિરાળું હતું. તેનામાં ત્રુટીઓ હતી, પરંતુ નમ્રભાવે તે ત્રુટીઓ કબુલ કરતો. દગલબાજી, ખટપટ, અને અસત્યથી તે તદ્દન નિરાળો હતો. તેના પ્રમાણીક અને ઉદાર સ્વભાવને પરિણામે આ ગુણો તેનામાં પ્રેરાયા હતા. અકબર તેના મિત્રો તથા સગાં–સબંધીઓ તરફ અત્યંત ભાવ રાખતો અને તેઓના મૃત્યુ સમયે તેનું નિખાલસી હૃદય દ્રવી જાતું. અકબર તેના દુશ્મનોને ઘણી વખત માફી બક્ષતો અને તેને પરિણામે તેના દુશ્મનો પાછળથી તેના મિત્રો બની રહ્યા હતા. જુલ્મ ગુજારવાની ઇચ્છા તેનામાં લેશમાત્ર પણ ન હતી. તે એક મોટો લડવૈયો અને કુશળ સેનાપતિ હતો એ હકિકત તેણે સર્વ દિશાઓમાં મેળવેલી જીતો સાબીત કરે છે. અકબર એક મહાન રાજનીતિજ્ઞ પુરૂષ હતો, એ હકિકત તેણે અનુસરેલી રાજ્યનીતિ સાબીત કરે છે. તેની રાજ્યનીતિ સલાહ તથા સમાધાન કરવાની હતી. હિંદુઓના આધાર

શિવાય કોઈ પણ રાજ્ય હિંદુસ્તાનમાં ટકી ન શકે એમ તે પ્રથમથીજ જોઈ શકયો હતો અને રાજપુતોની મૈત્રી તથા આધાર મેળવવા તેણે સતત પ્રયાસ કર્યો. તે બધા ઉપર સમભાવ રાખતો અને તેને અંગે હિંદુ–મુસલમાન વચ્ચે કશો ભેદ ન રાખતો. તેણે તેના રાજ્ય તથા લશ્કરની અંદર ઘણા હિંદુઓને નોકર રાખ્યા હતા. હિંદુઓ પાસેથી પ્રથમ લેવાતા ઘણા જુલ્મી કરવેરા તેણે દૂર કર્યા અને તેઓને સ્વતંત્ર રીતે અને મરજી મુજબ ઈશ્વરની સેવા કરવા રજા આપી. આ પ્રમાણે હિંદુઓ તેના રાજ્યના ઘણા વફાદાર અને મજબુત સ્તંભો બન્યા. માનવ જાતને સુખી કરવા તથા ન્યાયનું પાલન કરવા પોતે એક ઈશ્વરનો ફીરસ્તો છે એમ અકબર માનતો. હિંદુ–મુસલમાનો માટે તેણે ઘણા સુધારાઓ દાખલ કર્યા. આ ઘટનાએ તેમજ રાજ્યવ્યવહારની અંદર દાખલ કરેલ લાભદાયી ફેરફારોએ મોગલ રાજ્ય તરફ પ્રજાનાં સ્નેહ તથા પ્રીતિ આકર્ષ્યાં. તેની રાજ્યનીતિ દૂરઅંદેશી હતી અને તેને પરિણામેજ, મોગલ રાજ્ય, તેના સાધારણ આયુષ્ય કરતાં ઘણું વધારે ટકયું.

9. Give a full account of the reforms of Akbar.

**મહેસુલને લગતા સુધારા:**—મહેસુલ નિર્ણય (રેવન્યુ સેટલમેન્ટ) અકબરનો સૌથી અગત્યનો અને મોટો સુધારો હતો. રાજા ટોડરમલની સહાયથી, શેરશાહની મહેસુલ પદ્ધતિનું અકબરે પુનરાવલોકન કર્યું અને તે પદ્ધતિ ગ્રહણ કરી. જમીનની માપણી કરી, તેની ફળદ્રુપતા પ્રમાણે ત્રણ વિભાગોમાં વહેંચી નાખી. જમીનના પાકનો અંદાજે આંક બાંધયો અને તેનો $\frac{1}{3}$ ભાગ સરકારને કર તરીકે આપવો એવો નિર્ણય કરવામાં આવ્યો. આ કર દાણા અને નાણાંની અંદર ભરવા ખેડુતોને છુટ આપવામાં આવી. સાધારણ રીતે આ કર સહેજ વિશેષ હતો, પરંતુ ઘણા નાના કરો કાઢી નાખવામાં આવ્યા અને મહેસુલ ખાતાના સર્વ અધિકારીઓને ખેડુતો પાસેથી કર ઉપરાંત બીજું કાંઇપણ લેવા સખ્ત મના કરી. અકબરની મહેસુલ પદ્ધતિના નિયમોનું આજે બ્રિટિશ સરકાર પણ અનુકરણ કરે છે.

**સામાજીક સુધારાઓ:**—અકબરે ઘણા ખરાબ ચાલ બંધ કર્યા. બાલલગ્ન તથા સતી થવાના ચાલ તેણે બંધ કર્યા. વિધવા લગ્નને

અને હિંદુ-મુસલમાન વચ્ચેના લગ્ન વ્યવહારને તેણે ઉત્તેજન આપ્યું. ગુલામીનો ચાલ પણ તેણે બંધ કર્યો.

**રાજકીય સુધારા:**—રાજ્યની નોકરી સર્વ માટે ખુલ્લી મુકવામાં આવી. રાજ્યની અંદર હિંદુ મુસલમાનોને સરખા પ્રમાણમાં દાખલ કર્યાં અને રાજ્યતંત્ર કુશળ રીતે ચાલવા લાગ્યું. અકબરે મોગલ રાજ્યને અઢાર વિભાગોમાં વહેંચી નાખ્યું અને દરેક વિભાગ ઉપર દેખરેખ રાખવા સુબાઓ નીમ્યા. આ સુબાઓ મોગલ સમ્રાટના સંપૂર્ણ અંકુશમાં હતા. કાયદાની રૂએ રાજ્ય ચલાવવાની તેઓને સમજુતી આપવામાં આવી હતી.

**સૈન્યને લગતા સુધારા:**—સૈન્યના વ્યવહારમાં ઘણા સુધારા થયા જેને પરિણામે સૈન્ય દિન પ્રતિદિન વધારે અને વધારે મજબુત બનતું ગયું અને તેને લગતો ખર્ચ કમી થતો ગયો. સેનાપતિને જાગીરને બદલે નિર્ણિત થયેલો પગાર મળવા લાગ્યો. આ પધ્ધતિને અંગે, સેનાપતિઓ રાજ્યના સંપૂર્ણ આશ્રય હેઠળ આવ્યા. સીપાઇનો પણ રાજ્ય તરફથી સીધી રીતે પગાર મળવાનો નિર્ણય થયો.

**ન્યાયને લગતા સુધારા:**—ન્યાય આપવા માટે કાજીઓ તથા કોટવાળોની નિમણુક થઇ અને આ સર્વ ઉપર દેખરેખ રાખવા એક મુખ્ય ન્યાયાધીશની નિમણુક થઇ.

10. Give a detailed account of the policy and campaigns of Akbar and describe his revenue system.

**રાજ્યનીતિ:**—જુઓ સવાલ, ૮; લડાઇઓ, જુઓ સવાલ ૭; મહેસુલ પદ્ધતિ–જુઓ, સવાલ ૯.

11. State in chronological order the conquests of Akbar. By what means did he organise an empire in India?

( સાલવાર જીત માટે–જુઓ, સવાલ ૭ )

અકબરને પ્રથમતો તેના બળવાખોર સરદારો સાથે કામ લેવાનું હતું. તેઓના તરફ અકબર મજબુત રહ્યો પરંતુ તેની સાથે વારંવાર તે

માફી બક્ષતો અને તેઓને મિત્રો બનાવતો. આવી રીતે અકબરે સલાહ-શાંતિ સ્થાપ્યાં. ત્યાર બાદ તે રાજપુતો તરફ ફર્યો અને માંહોમાંહેના લગ્ન વ્યવહારથી, રાજપુતોને ઉંચા ઓદ્ધાઓ આપવાથી અને તેઓના ઉપરથી જુલ્મી કરવેરા કાઢી નાખવાથી તેણે હિંદુઓને શાંત કર્યાં અને રાજ્યના મજબુત સ્તંભો બનાવ્યા. રાજપુતોની મદદથી અકબરે પોતાના રાજ્યનો વિસ્તાર વધાર્યો અને એક પછી એક પ્રાંત જીતવા શરૂ કર્યા. ત્યાર બાદ, અકબરે અનેકવિધ સુધારાઓ દાખલ કર્યા. સર્વ માટે સરખી મહેસુલ પદ્ધતિ તેણે દાખલ કરી અને ખેડુતોના મનને શાંતિ આપી. લોકોને યોગ્ય ન્યાય મળે તે માટે ગોઠવણ થઈ. હિતકારક કાયદાઓ ઘડાવા લાગ્યા અને સેનાપતિઓની ભયજનક સત્તાઓ ખુંચવી લેવામાં આવી. રાજ્યને વિભાગોની અંદર વ્હેંચી નાખવામાં આવ્યું અને તેના ઉપર રાજ્ય સુબાઓ નિમવામાં આવ્યા. આખા રાજ્યની અંદર સુધારા દાખલ કરવામાં આવ્યા. પ્રજા સુખી થઈ અને અકબરના રાજ્યને તેણે ખુશીથી ટેકો આપ્યો અને મુગલ રાજ્યની સંગીન રીતે સ્થાપના થઈ.

12. State accurately the geogaphical extent of the Moghal empire on the death of Akbar with dates of his chief conquests.

( જુઓ, સવાલ ૭. )

13. State briefly what you know of Akbar's friends & companions.

**અબુલ ફઝલઃ**—અકબરના દરબારમાં અબુલ ફઝલ મુખ્ય માણસ હતો. તે મોટો રાજનીતિજ્ઞ પુરૂષ હતો અને રાજ્યતંત્ર ચલાવવામાં તેણે અકબરને સારી સહાય આપી હતી. તે ઘણો નમ્ર અને માયાળુ હતો અને ઘણો ખરો વખત વિદ્યાવિલાસમાં ગાળતો. પરસીયન ભાષાની અંદર આઈને-અકબરી નામનું પુસ્તક તેણે રચ્યું છે. આ પુસ્તક અકબરના રાજ્યતંત્રનો સંપૂર્ણ ખ્યાલ આપે છે. અબુલ ફઝલે જગત્‌ના સર્વ મહાન ધર્મોનો સંપૂર્ણ અભ્યાસ કરી, એક નવીન ધર્મ ( દીને ઈલાહી ) સ્થાપવા અકબરને મદદ કરી હતી. અબુલ ફઝલનું અકબર ઉપર સારૂં ચલણ હતું. અકબર તેને ભાઈ સમાન ચહાતો.

પરિણામે સલીમ તેને ધિક્કારતો અને તેનું ખુન કરાવ્યું. આ બનાવથી અકબરના હૃદયને ઘણો આઘાત લાગ્યો અને બે દિવસ સુધી તેણે અન્ન જળ લીધાં નહિં.

**ફૈઝીઃ**—અકબરના દરબારે ફૈઝી પણ ઘણો પ્રસિદ્ધ પુરૂષ હતો. અબુલ ફઝલનો તે વડો ભાઈ હતો અને તેની માફક ઘણો વિદ્વાન હતો. ફૈઝી કવિ તથા મોટો તબીબ હતો. તેણે પરસીયનની અંદર કવિતામાં સંસ્કૃતમાંથી મહાભારતનો તરજુમો કર્યો છે. અકબરને ફૈઝીએ હિંદુ તત્ત્વજ્ઞાનથી માહીતગાર કર્યો હતો.

**રાજા ટોડરમલઃ**—અકબરને ઘણા હિંદુ મિત્રો હતા અને રાજા ટોડરમલ તેમાંનો મુખ્ય હતો. ટોડરમલ પ્રથમ શેરશાહ નીચે હતો અને તેના મહેસુલને લગતા સુધારાથી પ્રસિદ્ધ થયો હતો. અકબરે ટોડરમલનો અનુભવ તથા જ્ઞાન ઉપયોગમાં લીધાં. ટોડરમલની સલાહને અનુસરી રાજ્યની મહેસુલ પદ્ધતિમાં અકબરે ઘણા સુધારા કર્યા. ટોડરમલ એક મહાન નાણાંશાસ્ત્રી તથા સેનાપતિ હતો.

**રાજા બીરબલઃ**—રાજા બીરબલ અકબરનો મોટો મિત્ર હતો. બીરબલ એક મોટો કવિ તથા કુશળ ગવૈયો હતો. તેનામાં વાક્ચાતુર્ય ઘણું હતું અને અદ્યાપિપર્યંત વાર્તાઓના રૂપમાં તેનો હાસ્યરસ સર્વને જાણીતો છે. ખાસ કરીને, ઉત્તર હિંદુસ્તાનમાં બીરબલનું નામ પ્રસિદ્ધ છે.

14. Show how Akbar was the real founder of the Mogal Empire.

પાણીપતની લડાઈ પછી, બાબર માત્ર ચાર વર્ષ જીવ્યો હતો. તે દરમ્યાન દેશો જીતવામાં તેણે તેનો બધો વખત વ્યતીત કર્યો હતો. રાજ્યનો પાયો સંગીન રીતે નાખવા તેને વખત મળ્યો ન હતો આનું પરિણામ એ આવ્યું કે તેના મૃત્યુની સાથેજ અફગાન સરદારોએ બળવો કર્યો અને હુમાયુને હિંદુસ્તાનમાંથી કાઢી મુકયો. થોડા વખત માટે મુગલ રાજ્યનો અંત આવ્યો. જ્યારે હુમાયુ પાછો ફર્યો; ત્યારે તેના અલ્પાયુષને લઈને પણ કાંઇ કરી શકયો નહીં. જ્યારે અકબર દિલ્હીની ગાદી ઉપર આવ્યો, ત્યારે તેનું રાજ્ય પંજાબ અને દિલ્હીની આસપાસ થોડા

પ્રદેશનુંજ બનેલું હતું. આખું ઉત્તર હિંદુસ્તાન સ્વતંત્ર હતું. મોગલ રાજ્યની અસર હિંદુસ્તાનમાં જણાતી ન હતી. મોગલ સરદારોએ અકબરને ટેકો ન આપ્યો તે હકિકત અર્થસૂચક છે અને સ્પષ્ટ રીતે જણાવી આપે છે કે બાબર અને હુમાયુ મોગલ સલતનતના ખરા સ્થાપક ન્હોતા. મોગલ સરદારોને તાબે કરવામાં અકબરને લગભગ નવ વર્ષ લાગ્યાં. ત્યાર બાદ રાજપુતો સાથે સંપ કરી, અકબરે મોગલ રાજ્યનો વિસ્તાર વધાર્યો. લગભગ આખું ઉત્તર હિંદુસ્તાન તેની હકુમત નીચે આવ્યું. વિશાળ મોગલસલ્તનત અકબરનીજ રચના હતી અને તેની ન્યાયી રાજ્યનીતિ, તેનો હિંદુ-મુસલમાન પ્રતિ સમાનભાવ અને તેના સામાજીક અને રાજકીય સુધારાઓએ સલ્તનત માટે માન તથા પ્રીતિ સંપાદન કર્યાં. હિંદુઓ અને રાજપુતો અકબર પછી જહાંગીર અને શાહજહાનને પણ મદદ આપતા રહ્યા તે એમ સૂચવે છે કે અકબરે મોગલ સલ્તનતનું ચણતર સંગીન પાયા ઉપર કર્યું હતું. ઔરંગઝેબની ગંભીર ભુલો છતાં પણ સલ્તનત લાંબા કાળ સુધી ટકી. જ્યારે મોગલ સમ્રાટોએ અકબરની રાજ્યનીતિને તિલાંજલી આપી, હિંદુઓ તરફ પક્ષાપક્ષ અને અસમાન વર્તણુક દેખાડવા લાગ્યા ત્યારેજ મોગલ સલ્તનતની પડતીનો પ્રારંભ થયો.

15. Give a sketch of the life of Nur-Jehan.

નુરજહાનનો જન્મ ઈરાની મા-બાપને ત્યાં થયો હતો. તેઓને ઈરાન છોડવાની ફરજ પડી હતી. ધંધા-રોજગાર અર્થે તેઓ હિંદુસ્તાન તરફ આવ્યા હતા. કંદહાર નજીક રસ્તા ઉપર નુરજહાનનો જન્મ થયો હતો. રસ્તા ઉપર તેનાં માતાપીતાએ નુરજહાનનો ત્યાગ કર્યો પરંતુ રસ્તે જતા એક તવંગર વ્યાપારીએ નુરજહાનને લઈ લીધી અને નુરજહાનની માતાનેજ દાયા તરીકે રાખી, નુરજહાનને ઉછેરવાનું કાર્ય તેને સોંપ્યું. વય વધતાં નુરજહાન અતિ સ્વરૂપવાન થઇ અને વારંવાર તેની માતા સાથે અકબરના દરબારમાં જવા તેને તક મળી. આ પ્રસંગો ઉપર સલીમે તેને જોઇ અને તે નુરજહાનના પ્રેમપાશમાં પડ્યો. સલીમે અકબર પાસે તેનાં લગ્ન કરી આપવા માગણી કરી પરંતુ નુરજહાનનો વિવાહ શેર અફગાન નામના એક ઇરાની સાથે થઈ ચુકેલ હોવાથી, અકબર વચ્ચમાં પડ્યો

નહિ. નુરજહાનનું લગ્ન થયું પરંતુ સલીમ તેને ભુલ્યો નહિ. સલીમ જ્યારે ગાદીએ આવ્યો ત્યારે તરતજ શેર અફગાનનું ખુન કરાવી નુરજહાનને આગ્રા લઈ આવવામાં આવી. જહાંગીરે નુરજહાનને તેની સાથે લગ્ન કરવા માગણી કરી પરંતુ નુરજહાને તે માગણીને તિરસ્કારથી તરછોડી કાઢી. થોડા વખત પછી નુરજહાન જહાંગીરની ઇચ્છાને અનુકૂળ થઈ અને ૧૬૧૧ માં તેનાં લગ્ન થયાં. જહાંગીરે સર્વ અધિકાર તેને સોંપ્યો અને નુરજહાન કોઈ વખત કોઈપણ રાણીએ નહિં ભોગવેલી એવી સત્તાથી રાજ્ય કરવા લાગી. તેણીના નામનો નવો શિક્કો પડ્યો. નુરજહાનના પિતાને પ્રધાનપદ સોંપાયું અને મોગલ સલ્તનતની અધિષ્ઠાત્રી તરીકે તેણી રાજ્ય કરવા લાગી. રાજ્યોના સર્વ હુકમોમાં તે સહી કરતી અને જહાંગીર પાસે પણ રાજ્યદરબારમાં દારૂ પીવો છોડાવી દીધો. તેના બાપની હયાતી સુધી, નુરજહાને બહુ દઢ રીતે રાજ્ય કર્યું. ૧૬૨૧ ની સાલમાં નુરજહાનનો પિતા મરણ પામ્યો અને ત્યાર બાદ તેણીના પહેલા ધણીની પુત્રી વેરે જહાંગીરનો સૌથી નાનો પુત્ર પરણ્યો હતો તેને રાજ્ય અપાવવાની પેરવી કરવા લાગી. જહાંગીરના મૃત્યુ પછી, રાજ્યાધિકાર પોતાની પાસે રાખવાનો પ્રયાસ શરૂ કર્યો. પરંતુ જહાંગીરનો જ્યેષ્ઠ પુત્ર શાહાજહાન તેના માર્ગમાં આડો હતો. જહાંગીરના મૃત્યુ સુધી, નુરજહાન ખટપટોમાં ગુંથાઇ રહી હતી. શાહાજહાનને અફગાનીસ્તાન તરફ મોકલવા નુરજહાને પ્રયાસ કર્યો, પરંતુ શાહજહાન કબુલ ન થવાથી, મોહબતખાનને તેની સામે મોકલ્યો. પાછળથી નુરજહાનને મોહબતખાનની પણ ઈર્ષા આવી અને તેની સાથે કજીયો શરૂ કર્યો. નુરજહાનની બધી ખટપટો વ્યર્થ ગઇ. શાહજહાન અને મોહબતખાન સંપી ગયા અને જહાંગીરના મૃત્યુ પછી શાહજહાન તરતજ ગાદીએ આવ્યો. નુરજહાન મોટું વર્षાસન લઇ રાજ્યકારભારમાંથી નિવૃત્ત થઈ. ત્યાર બાદ રાજ્યબાબતોની અંદર નુરજહાને કશો ભાગ લીધો નહિ તથા તેનો સમય બંદગી તથા ભલમનસાઇના કાર્યોમાં વ્યતીત કર્યો.

16. Give an account of the struggle for supremacy between Nur-Jehan and Shah Jehan.

તેના બાપના મૃત્યુ પછી, નુરજહાને શહેરીયારને ગાદી ઉપર બેસાડી, પોતાની સત્તા ટકાવી રાખવા ધાર્યું. શાહજહાનને માર્ગમાંથી

દૂર રાખવા તેણીએ પ્રયાસ શરૂ કર્યા. ઈરાનીઓએ કંદહાર ઉપર હુમલો કર્યો હતો અને અફગાનીસ્તાન તરફ જવા શાહજહાનની નિમણુક કરવામાં આવી હતી. હિંદુસ્તાનમાંથી દૂર કાઢવા આ માત્ર એક બ્હાનું છે એમ વખતસર ચેતી જવાથી શાહજહાન કબુલ ન થયો. શહાજહાનની સામે મોહબતખાનને સૈન્ય સાથે મોકલવામાં આવ્યો અને કેટલીક લડાઇઓ પછી. શાહજહાન દક્ષિણ તરફ પાછળ હઠયો. શહાજહાનનું બળ નષ્ટ કરવા, નુરજહાને પરવીઝ અને મોહબતખાનની સરદારી નીચે પાછું સૈન્ય મોકલ્યું. શાહજહાનને નાસભાગ કરવી પડી અને અંતે તેના પુત્રોને અનામત તરીકે સોંપવા પડ્યા. પરંતુ નુરજહાનને મોહબતખાનની વફાદારીને વિષે શંકા થઇ અને તેને કલંકિત કરવા પ્રયાસ કરવા લાવી. મોહબતખાને જહાંગીરને કેદ પકડ્યો. નુરજહાનના ચાતુર્યથી જહાંગીર છુટો થયો અને શાહજહાનની સામે મહોબતખાનને મોકલવામાં આવ્યો. આ વખતે પરવીઝ મરણ પામ્યો અને મહોબતખાન જે પરવીઝનો મદદગાર હતો તે શાહજહાનનો મદદગાર બન્યો. નુરજહાન અસહાય થઈ અને જહાંગીરના મૃત્યુ પછી કોઇપણ જાતનો વિરોધ દર્શાવ્યો નહિ.

17. Describe the invasions of the Deccan from the reign of Akbar to that of Jehangir.

( અકબરના સમયના હુમલાઓ માટે, જુઓ સવાલ ૭ ).

અકબરે અહમદનગર જીત્યા પછી, મલીક અંબર નામના બાહોશ પ્રધાન તથા સેનાપતિએ નવી રાજધાની તરીકે દૌલતાબાદ વસાવ્યું હતું. જહાંગીરના રાજ્યની શરૂઆતમાં, મલીક અંબરે લડાઈ શરૂ કરી, મોગલ સૈન્યને હરાવ્યું હતું. મરાઠા સરદારોની સહાય લઈ, મલીક અંબર બળવાન બન્યો હતો. ૧૬૧૨ માં એક મુગલ સૈન્ય તેના તરફ ગયું હતું પરંતુ મલીક અંબરે તેને હરાવ્યું હતું. ૧૬૧૬ ની સાલમાં શાહજહાન મુખ્ય સેનાપતિ તરીકે એક મોટું સૈન્ય દક્ષિણ તરફ લઇ ગયો હતો. મલીક અંબર હાર્યો અને અહમદનગરનો કબજો છોડી દેવાની તેને ફરજ પડી. આવા ઘણા પ્રસંગોમાં શાહજહાને પ્રસિદ્ધિ મેળવી અને થોડા સમય માટે શાંતિ રહી. ૧૬૨૦ ની સાલની અંદર, મલીક અંબરે ફરીવાર

મુગલ સૈન્યને હરાવ્યું અને છેક મહુ સુધી આગળ ધસ્યો. શાહજહાનને તેની સામે ફરી મોકલવામાં આવ્યો, વસ્તુસ્થિતિ એકદમ ફરી ગઈ. મલીક અંબર હાર્યો અને શાહજહાનની શરતોને બીન ઉપાયે કબુલ થયો.

18. Give a brief account of the campaigns of Shah Jehan in the Deccan in the reign of Jehangir.

( જુઓ સવાલ, ૧૭ )

19. Give a brief account of the reign of Shah Jehan.

૧૫૨૭ માં શાહજહાન ગાદીએ આવ્યો. તેના રાજ્યની શરૂઆતમાં સર્વત્ર શાંતિ હતી અને તેને અંગે શાહજહાન સુંદર બાંધણીનો શોખીન હોવાથી, તેની પ્રસિદ્ધ ઇમારતોની રચનામાં ગુંથાયો. ૧૬૧૩ ની સાલની અંદર દક્ષિણના સુબા અને સેનાપતિ ખાનજહાન લોદીએ બળવો કર્યો અને આ શાંતિમાં ભંગ પડ્યો. બહાદુરી અને કૌશલ્યથી, ખાનજહાન લોદી હલકી સ્થિતિમાંથી ઉંચે ઓધ્ધે ચડયો હતો. તેણે સ્વતંત્રતા મેળવવા માટે નિશ્ચય કર્યો. શાહજહાનના રાજ્યાભિષેક વખતે ખાનજહાન લોદીને દરબારમાં નિમંત્રણ આપવામાં આવ્યું હતું. અને તેને અતિ માન મળ્યું હતું આવી માનપૂર્વક વર્તણુક તરફ તે ભય તથા શંકાની દૃષ્ટિથી જોવા લાગ્યો અને તેના બે હજાર અનુભવી સીપાઈ સાથે તેણે એકાએક દક્ષિણ તરફ કુચ કરી. તેની પાછળ એક મુગલ સૈન્ય મોકલવામાં આવ્યું પરંતુ ખાનજહાન લોદી દખણ તરફ નાશી ગયો. શાહજહાન જાતે દખણ તરફ ગયો અને ખાનજહાન લોદીને ઠેકઠેકાણે નાશભાગ કરવી પડી. બીજાપુર તથા ગોલકોંડાથી રાજાઓને ઉશ્કેરવાનો તેણે નિષ્ફળ પ્રયાસ કર્યો. શાહજી ભોંસલેએ પણ ખાનજહાનનો પક્ષ છોડી દીધો. ખાનજહાન ત્યાર બાદ બુંદેલખંડમાં ગયો અને ત્યાંના નિરંકુશ તથા સ્વેચ્છાચારી સરદારોને બળવો કરવા ઉશ્કેર્યા, પરંતુ આ સરદારો ખાનજહાનની સામે થયા, અને છેવટ સુધી બહાદુરીથી લડતાં, અંતે કલીંજર નજીક ખાનજહાન મરાયો.

અહમદનગરના રાજાએ પાછળથી ખાનજહાનને મદદ કરવા પ્રયાસ કર્યો હતો. શાહજહાને અહમદનગર સામે યુદ્ધ જાહેર કર્યું. અહમદનગરનો રાજા હાર્યો, અને **૧૬૩૬ માં અહમદનગરને** મુગલ રાજ્ય સાથે જોડી

દેવામાં આવ્યું. આ લડાઇની અંદર બીજાપુરના રાજાએ પણ ભાગ લીધો હતો. તેણે ઘણા લાંબા સમય સુધી મુગલ સૈન્યને હંફાવ્યું અને મુગલોનો બીજાપુરનો ઘેરો નિષ્ફળ ગયો, પરંતુ આ લડાઈ દેશને બરબાદ કરતી હતી અને ૧૬૩૬ માં બીજાપુરના રાજાએ સંધિ માટે કહેણ મોકલ્યું. અહમદનગર-રાજ્યના કેટલાક ભાગો તેને આપવામાં આવ્યા અને બદલામાં બીજાપુરના રાજાએ વર્ષે આઠ લાખ રૂપીઆના ખંડણી આપવાનું સ્વીકાર્યું.

૧૬૫૦ માં ગોળકોંડા સાથે લડાઇ શરૂ થઇ. ગોળકોંડાના રાજાએ પ્રધાન મીરજુમલાના પુત્રને કેદ પકડ્યો હતો. દખણના સુબા ઔરંગઝેબને વચમાં પડવા મીરજુમલાએ વિનંતિ કરી. મીરજુમલાના પુત્રને છોડવા શાહજહાને ગોળકોંડાના રાજા ઉપર પત્ર લખ્યો. તેમ કરવા તે કબુલ ન થયો અને તેની સાથે લડાઇ જાહેર થઇ. ઔરંગઝેબે ગોળકોંડાને ઘેરો ઘાલ્યો અને ભારે દંડ આપવા રાજાને કબુલ થવું પડ્યું.

૧૬૫૭ માં ઔરંગઝેબ બીજાપુર સાથે લડાઇમાં ઉતર્યો પરંતુ વચમાં શાહજહાનની માંદગીના સમાચાર મળવાથી, તેણે ઉતાવળે સંધિ કરી, અને પાછો ફર્યો.

શાહજહાનના ચાર પુત્રો વચ્ચે લડાઇઓ શરૂ થઈ. શઠતા અને ચાતુર્યથી ઔરંગઝેબે સર્વને હરાવ્યા. શાહજહાનને તેણે પદભ્રષ્ટ કર્યો અને ૧૬૫૮ માં દિલ્હીના બાદશાહ તરીકે જાહેર થયો. ત્યાર બાદ, કોઈ પણ જાતની સત્તા વગર, શાહજહાન થોડાં વર્ષ જીવ્યો.

20. Describe the Moghul compaigns in the Deccan in the reign of Shah Jehan. ( જુઓ સવાલ ૧૯. )

21. Give a short account of the fratricidal **war** among the sons of Shah Jehan.

૧૬૫૭ ની સાલની અંદર શાહજહાન માંદો પડ્યો અને તેના ચાર પુત્રો, દારા, શુજા, મુરાદ અને ઔરંગઝેબ દિલ્હીના તખ્ત માટે લડવા લાગ્યા. દારા સૌથી મ્હોટો અને રાજ્યગાદીનો હકદાર વારસ હતો. તે અકબરની માફક ઘણા ઉદાર મનવાળો, વિદ્વાન તથા સખી મુસલમાન હતો.

શુજા બંગાળાનો સુબો હતો. તે ઘણો કુશળ હતો પરંતુ મોજમજાહમાં જીવન વ્યતીત કરતો. ઔરંગઝેબ સર્વથી વધારે કુશળ હતો; તે ઘણો ચતુર હતો અને નિરંતર લાગ શોધ્યા કરતો. મિત્રો કેમ બનાવવા અને દુશ્મનોને કેમ ખુશી કરવા તે કળા તેને આવડતી હતી. મુરાદ સૌથી નાનો હતો. તે બહાદુર હતો, પરંતુ તે મોજમજાહની અંદર વખત ગાળતો.

મુરાદ તથા શુજાએ સમ્રાટની પદ્દવી એકદમ ધારણ કરી. શુજાએ રાજ્યધાની ઉપર હુમલો કર્યો પરંતુ તે હાર્યો. ઔરંગઝેબે મુરાદને ભોળવ્યો; શીયાહ–ધર્મવાળા શુજાને તથા નાસ્તિક દારાને અટકાવી, મુરાદને ગાદીએ સ્થાપી પોતે મક્કા તરફ ચાલ્યો જશે એવી ઔરંગઝેબે મુરાદને ખાત્રી આપી. મુરાદ અને ઔરંગઝેબના એકત્ર થયેલાં સૈન્યોનો સામુગઢ નજીક દારાના સૈન્ય સાથે ભેટો થયો. સૈન્યો વચ્ચે ભીષણ યુદ્ધ થયું. દારા હાર્યો અને નાશી ગયો. ઔરંગઝેબ તથા મુરાદે આગ્રા તરફ કુચ કરી, શાહજહાનને કેદ પકડ્યો. મુરાદને પણ પાછળથી ઔરંગઝેબે કેદ પકડ્યો. અલ્હાબાદ નજીક શુજા હાર્યો અને નાશી ગયો. દારા પકડાયો અને તેને મારી નાખવામાં આવ્યો. આવી રીતે ૧૬૫૮ માં ઔરંગઝેબ દિલ્હીનો બાદશાહ થયો.

22. Distinguish between the characters of the sons of Shah Jehan and describe the contest between them. ( જુઓ સવાલ ૨૧. )

23. Why is Shah Jehan's reign said to have been the golden age of the Moghul Pericd ?

( જુઓ સવાલ ૨૧ )

અકબરે મુગલ સલ્તનતનો સંગીન પાયો નાખ્યો હતો અને કાયદાઓ ઘડ્યા હતા, પરંતુ અકબરના સમયમાં તે કાયદાઓ સંપૂર્ણ અમલમાં આવ્યા ન હતા. તે કાયદાઓનો સંપૂર્ણ અમલ શાહજહાનના સમયમાં દેખાતો હતો. સલ્તનત ઘણી આબાદ થઇ હતી. રાજ્યતંત્રના દરેક વિભાગમાં શાહજહાને પણ ઘણા સુધારાઓ દાખલ કર્યા હતા. પ્રજા ઉપર શાહજહાનનો વાત્સલ્ય ભાવ હતો. મુગલ સલ્તનત તેના રાજ્યમાં ઘણી ભવ્ય અને સત્તાવાન બની હતી. સુંદર ઇમારતોની રચના થઈ

હતી. તેમાંની કેટલીક ઇમારતો જેવી કે **તાજ મહાલ,** જગત્ પ્રસિદ્ધ થઇ છે. અને ચારે દિશામાંથી લોકોને આકર્ષે છે. દિલ્હીની અંદર આવેલાં દિવાને આમ, દિવાને ખાસ, જુમા મસજીદ તથા રાતો મહેલ અને આગ્રાની મોતી મસજીદ, શાહજહાનના વખતમાં બંધાએલી કેટલીક ભવ્ય ઇમારતો છે. પ્રસિદ્ધ મયૂરાસન ( પીકૉક થ્રોન ) તેણે હીરા, મોતી તથા કીમતી જવાહીરનું કરાવ્યું હતું. શાહજહાનના સમયમાં રાજ્યની મહેસુલ ઘણી હતી અને જો કે તેનો ઘણો બહોળો ઉપયોગ થયો હતો, તો પણ શાહજહાનના મૃત્યુ સમયે ખજાનાની અંદર ૩૦,૦૦૦,૦૦૦ પાઉન્ડ હતા. આ કારણોને લઈ શાહજહાનના રાજ્યને મુગલ સલ્તનતનો ભવ્ય અથવા સોનેરી જમાનો કહેવામાં આવે છે.

24. Sketch Aurangzeb's wars in the Deccan against Mahommedan states and the Marathas. What were their effects ?

ઔરંગઝેબ જ્યારે દખ્ખણનો સુબો હતો ત્યારથી બીજાપુર તથા ગોળકોંડાના રાજ્યો સાથે લડાઇઓ શરૂ કરી હતી. આ રાજ્યને મુગલ રાજ્ય સાથે જોડી દેવાનો તેનો આશય હતો. આ આશયને લઈ, તે રાજ્યો ઉપર વારંવાર હુમલા કરી તેને નબળાં કરી નાખવા **શિવાજીને** પણ તે ઉત્તેજન આપતો. શિવાજીએ **બીજાપુર–ગોલકોંડા** ઉપર હુમલા તો કર્યા પરંતુ મુગલ હદની અંદર પણ તેણે પગપેસારો કરવો શરૂ કર્યો. ઔરંગઝેબ ઘણો ક્રોધે ભરાયો અને ઉદય પામતી મરાઠા સત્તાને તથા બીજાપુર–ગોલકોંડાના મુસલમાની રાજ્યોને કચરી તાબે કરવા સૈન્યો તૈયાર કર્યાં.

**મરાઠા સાથેના વિગ્રહો**:—( ૧૬૬૪–૧૭૦૭ ).

**૧૬૬૪ ની સાલમાં** દખ્ખણના સુબા **શયસ્તખાનને** શિવાજી સામે મોકલ્યો. શિવાજી ખાનગી રીતે તેના તંબુની અંદર પેઠો અને શયસ્તખાન લગભગ મરવાની અણી ઉપર આવી ગયો. શયસ્તખાન નાશી ગયો અને મુગલ સૈન્ય હાર્યું. ત્યાર બાદ રાજા જશવંતસિંહ તથા મુઆઝીમને સેનાપતિ બનાવવામાં આવ્યા. તેઓનો પ્રયાસ પણ નિષ્ફળ થયો અને ઔરંગઝેબે થોડા વખત માટે શાંતિ પકડી. મોગલરાજ્યની હદની અંદર શિવાજી

આગળ અને આગળ વધતો ગયો અને યાત્રાળુઓનાં વહાણ પણ લુંટવા લાગ્યો. ઔરંગઝેબે ક્રોધે ભરાઈ, ફરીવાર રાજા જયસિંહ તથા દીલેરખાનના સેનાપતિપણા નીચે દક્ષિણમાં એક સૈન્ય મોકલ્યું. શિવાજીએ તેઓની સાથે કરાર કર્યા અને તેણે જીતેલો મુગલ રાજ્યનો પ્રદેશ પાછો સોંપ્યો. દિલ્હી આવવા તેને નિમંત્રણ કરવામાં આવ્યું, પરંતુ ત્યાં તેનું અપમાન થવાથી, તે નાશી છુટયો અને ગુમાવેલો મુલ્ક પાછો મેળવી, તેના મરણ સુધી ( ૧૬૮૦ ) મુગલ સૈન્યોને કનડગત કરી. શિવાજીના પુત્ર **શંભાજીએ** પણ શિવાજી જેવી યુદ્ધ–પદ્ધતિ ચાલુ રાખી. ૧૬૮૩ ની સાલમાં, ઔરંગઝેબની તે સૈન્ય લઈ સામો થયો. મરાઠાઓના કિલ્લાને જમીનદોસ્ત કરવા ઔરંગઝેબે તેના પુત્રને મોકલ્યો પણ તે નિષ્ફળ થયો. શંભાજી મુગલ પ્રદેશો લુંટવા લાગ્યો અને જ્યારે મુગલ સૈન્ય તેની પુંઠ પકડતું ત્યારે તે નાશી જતો. ૧૬૮૯ માં શંભાજી પકડાયો અને ઔરંગઝેબે બહુ ક્રૂરતાથી તેને મારી નખાવ્યો. હવે મરાઠા સૈન્યનો નેતા રાજારામ થયો. મુગલ સૈન્ય ઘણું મજબુત હતું અને મરાઠાઓના ઘણા કિલ્લાઓ મુગલોના હાથમાં આવ્યા. બાકી રહેલ કિલ્લાઓ સુરક્ષિત કરી, રાજારામે તાંજોરની અંદર જીંજીમાં જઈ, ત્યાં દરબાર સ્થાપ્યો. ત્યાં રહી, સાત વર્ષ સુધી તેણે મુગલ સૈન્યને હંફાવ્યું. ૧૬૯૮ ની સાલમાં જીંજીનો કિલ્લો પણ સર થયો. રાજારામ નાસી છુટયો અને સતારામાં જઈ એક મોટું સૈન્ય એકઠું કર્યું. ૧૬૯૯ માં સતારા પણ મુગલોના હાથમાં આવ્યું અને રાજારામ મૃત્યુ પામ્યો. મરાઠાઓએ વિગ્રહ ચાલુજ રાખ્યો. ૧૭૦૨ ની સાલ સુધી ઔરંગઝેબે મરાઠાઓના છ વધારે કિલ્લા સર કર્યા, પરંતુ હજી ઘણા કિલ્લાઓ બાકી રહ્યા હતા. ઔરંગઝેબના મૃત્યુ પહેલાં, મરાઠાઓએ ગુમાવેલ બધા કિલ્લા પાછા મેળવ્યા અને મુગલરાજ્યના પ્રાંતોની અંદર ચોથ ઉઘરાવવી પણ શરૂ કરી હતી.

### મુસલમાન રાજ્યો સાથે લડાઈ—( ૧૬૬૩–૧૬૮૭ )

૧૬૬૩ ની સાલમાં બીજાપુર તથા ગોળકોંડાના રાજ્યો દાબી દેવા ઔરંગઝેબે સૈન્ય મોકલ્યાં હતાં. મુગલો મરાઠાઓ સામે પણ આ વખતે યુદ્ધ કરી રહ્યા હતા. રાજા જયસિંહે બીજાપુર ઉપર હુમલો કર્યો પરંતુ ગોળકોંડાથી મદદ આવી પહોંચી અને જયસિંહને ૧૬૬૭ માં પાછા ફરવું

પડ્યું. બન્ને રાજ્યો સાથે સુલેહ થઈ મુગલ સૈન્યે ૧૬૭૪ માં ગોળકોંડાને ફરી ઘેરો ઘાલ્યો, પરંતુ શિવાજીની મદદથી ગોળકોંડાનું રક્ષણ થયું. મુગલ સૈન્યના સેનાપતિ દીલેરખાને બીજાપુરને પણ ઘેરો ઘાલ્યો. બીજાપુરની મદદે શિવાજી આવ્યો અને મોગલ સૈન્યના ખોરાકનો રસ્તો રોકયો. દીલેરખાનને ઘેરો ઉઠાવવાની ફરજ પડી. ૧૬૮૩ ની સાલની અંદર, પૂર્ણ દમામથી બીજાપુરને ઘેરો ઘાલવા ઔરંગઝેબ દક્ષિણ તરફ ગયો. બીજાપુર રાજ્ય પાસે મોટું સૈન્ય ન હતું પરંતુ ઘણી બહાદુરીથી તે સૈન્યે બીજાપુરનું રક્ષણ કર્યું. અંતે ખોરાક ખુટવાથી, ૧૬૮૬ માં બીજાપુર તાબે થયું. બીજાપુરના રાજા સિકંદર આદિલશાહને રાજ્યકેદી તરીકે દિલ્હી મોકલવામાં આવ્યો અને બીજાપુરને મોગલ રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યું. ૧૬૮૭ માં ઔરંગઝેબે ગોલકોંડા સામે લડાઈ જાહેર કરી. તેના સૈન્યના થોડા ભાગને ગોલકોંડાની દક્ષિણ દિશા તરફ મોકલી, ગોળકાંડાને બહારથી મળતી મદદ અટકાવી અને મુગલ દૂતોએ ગોલકોંડાઓના મુખ્ય અધિકારીઓને લાંચરૂશ્વત આપી કર્તવ્યભ્રષ્ટ કર્યા. સાત વર્ષ સુધી ઘેરો ચાલ્યો અને અંતે ગોલકોંડાના અધિકારીઓના રાજદ્રોહથી ગોલકોંડા સર થયું. દૌલતાબાદના કિલ્લામાં રાજાને કેદ કરવામાં આવ્યો. અને તેનો પ્રદેશ મુગલ રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યો.

**અસરઃ**—દક્ષિણની લડાઇઓ મુગલ રાજ્યની વિનાશકર્તા થઇ પડી, ઔરંગઝેબનું આખું રાજ્ય આ લડાઇઓમાં સમાપ્ત થયું અને મુગલ રાજ્યનાં સાધનો નિર્બળ થઇ ગયાં. મરાઠાઓની જીતોએ મુગલ રાજ્યની કાંતિ ઝાંખી કરી. મુસલમાન રાજ્યો સાથે લડવામાં ઔરંગઝેબે ભુલ કરી હતી. આ બે રાજ્યો ઉદય પામતા મરાઠાઓની સત્તા અટકાવવામાં તથા તેને નિર્માલ્ય કરવામાં ઔરંગઝેબને મદદગાર થઇ પડત. આ બે રાજ્યોનો વિનાશ મરાઠાઓની પ્રગતિને બહુ લાભદાયી નિવડ્યો કારણ કે તેઓનાજ પ્રદેશમાં કોઈપણ વિરોધી સત્તા રહી નહિ. આ ઉપરાંત, આ બે મુસલમાની રાજ્યની પ્રજા ઔરંગઝેબના દગા-ફટકા વાળી નીતિને ધિક્કારતા અને મરાઠાઓને ઉત્તેજન આપી, વારંવાર બળવો કરવા લાગી.

25. Give an account of Aurangzeb, his character and policy. Account for his failure against the Maratha power in the Deccan.

ઔરંગઝેબ ઘણો 'બહાદુર, પ્રવૃત્તિશીલ, અને મજબુત મનનો' હતો. તે ઘણો દગલબાજ તથા શઠ હતો અને તેનાં આ લક્ષણો વડેજ તેણે ગાદી મેળવી હતી. તેના ખાનગી જીવનમાં તે ઘણો પવિત્ર અને ઈસ્લામ ધર્મનો ચુસ્ત અનુયાયી હતો. ધર્માંધતા તેના ચારિત્ર્યની મુખ્ય રેખા હતી અને તેની રાજ્યનીતિ ઉપર પણ તેણે અસર કરી હતી. આખા હિંદુસ્તાનની અંદર ઇસ્લામ ધર્મ સ્થાપી પ્રચલિત કરવાનો તેનો મુખ્ય આશય હતો. ઇસ્લામ શિવાય, ભક્તિની અન્ય રીતિઓ કાઢી નાંખી, કાફીરોને રજા આપી અને માત્ર ખરા ધર્મપરાયણ માણસોને રાજ્યની અંદર નોકર રાખવાની ઔરંગઝેબ પોતાની ફરજ સમજતો હતો. આવા પ્રકારના ધર્મઝનુનને અંગે તેણે હિંદુઓ તથા શીયાહ પંથીઓ ઉપર જુલમ ગુજારવો શરૂ કર્યો. હિંદુ દેવળોનો નાશ કરવામાં આવ્યો અને હિંદુઓ ઉપર જઝીયા વેરો નાખવામાં આવ્યો. ઠેરઠેર હિંદુઓ બળવામાં ઉઠ્યા અને ઔરંગઝેબને તેના જીવનપર્યંત કનડગત કરી. શિયાહ સામેનો તેનો તિરસ્કાર, બીજાપુર તથા ગોલકાંડા સાથેના લડાઈઓનું મુખ્ય કારણ હતું. આ લડાઇઓ ઔરંગઝેબની એક મહાન રાજકીય ભુલ હતી. તેની શંકાશીલતાને લઈ સેનાપતિઓ વારંવાર બદલાતા હતા. દરેક સૈન્ય ઉપર તે હમેશ બે સેનાપતિઓ નિમતો, અને આ પ્રમાણે કરવામાં તેની ધારણા એવી હતી કે એક બીજા ઉપર નજર રાખે. ઔરંગઝેબની આ ટેવથી કોઇપણ કાર્યમાં ઐકયતા રહી નહિ.

તેની મરાઠા સામેની નિષ્ફળતાનાં કારણો ઘણાં હતા.

( ૧ ) મરાઠાઓ ભાગ્યેજ એકજ જગ્યાએ જામેલ યુદ્ધમાં ઉતરતા, અને જ્યારે તેઓ નાસી જતા ત્યારે તેને પકડી પાડવાનું કાર્ય ઘણું મુશ્કેલ થઈ પડતું.

( ૨ ) મોગલ સૈન્યની ખોરાકી તથા બીજી મદદ મળવાના માર્ગ મરાઠાઓ બંધ કરતા અને તેને અંગે મુગલ સૈન્યને બહુ ધીમે કુચ કરવાની ફરજ પડતી.

( ૩ ) મોગલ સૈન્ય ઘણું વિશાળ હતું અને તેને અંગે તેની ખોરાકી વગેરે અન્ય સાધનોનું પ્રમાણુ પણ ઘણું મોટું હતું. અને લગભગ એક આખા તંબુની જગ્યા રોકાતી. મરાઠા સીપાઇ પોતાની જરૂરીયાતનાં સાધનો તેની સાથેજ રાખતો.

( ૪ ) ઔરંગઝેબના વ્હેમી સ્વભાવને લઈ વારંવાર ફેરફારો તથા બળવા થતા.

( ૫ ) મુગલસૈન્યની અંદર ઘણી ગેરવ્યવસ્થા ઉત્પન્ન થઈ હતી અને ખજાનો પણ ખુટવા માંડ્યો હતો.

( ૬ ) ઔરંગઝેબની બીજાપુર તથા ગોલકોંડા સામેની લડાઇઓ તેની નિષ્ફ્લતાનું મુખ્ય કારણ હતું. મુગલ સૈન્ય નિર્બળ થઈ ગયું અને મરાઠા ઉપરનો અંકુશ રહ્યો નહિ.

26. Narrate briefly Aurangzeb's campaigns in the Deccan. ( જુઓ પ્રશ્ન ૨૪ )

27. Discuss the wisdom or unwisdom of Aurangzeb's hostilities with the Mahommedan kingdoms of the Deccan. ( જુઓ પ્રશ્ન ૨૧ )

28. Describe the policy of Aurangzeb. What were his political blunders ?

( જુઓ સવાલ, ૨૫ )

મુગલ રાજ્ય એટલું બધું વિશાળ હતું કે એક રાજા તેની માંડ માંડ સંભાળ રાખી શકે તેમાં વળી વિસ્તાર કરવા ઔરંગઝેબે પ્રયાસ કર્યો. આ તેની એક વધારે ભુલ હતી. આ ભુલને અંગે પણ તેનું રાજ્ય નબળું પડયું.

29. Mention the principal events that distinguished the reign of Aurangzeb.

ઔરંગઝેબના રાજ્યનો મુખ્ય બનાવ મીરજુમલાની સરદારી નીચે આસામ પ્રતિ લશ્કર મોકલવાનો હતો. આસામ જીતાયું, પરંતુ ત્યાં કોલેરા ફાટી નીકળવાથી, જીતેલ મુલ્ક મુકી દઈ પાછા ફરવાની મીરજુમલાને ફરજ પડી. આ બનાવ ૧૬૬૩ માં બન્યો.

૧૬૬૬ ની અંદર શયસ્તખાનની સરદારી નીચે આરાકાન તરફ એક લશ્કર મોકલવામાં આવ્યું હતું. આરાકાનને મુગલ પ્રદેશ સાથે જોડી દેવામાં આવ્યું.

૧૬૬૮ માં ઉદેપુરના મહારાણા નીચે રાજપુતોએ બળવો કર્યો. ત્રણ વર્ષના સખ્ત વિગ્રહ પછી રાજપુતોને તાબે કરવામાં આવ્યા. રાજપુતો હમેશને માટે વિરોધી થયા.

૧૬૮૦ ના ઔરંગઝેબના રાજ્ય કારકિર્દીના મુખ્ય બનાવો, મરાઠા તથા બીજાપુર અને ગોલકોંડાના મુસલમાની રાજ્યો સાથેના વિગ્રહો હતા. (જુઓ, સવાલ, ૨૪)

30. Contrast the characters and policies of Akbar and Aurangzeb, and discuss the claims of each to be considered the greatest of the Mahommedan Monarchs.

**ચારિત્ર્યઃ**—(૧) અકબર ઘણા ઉદાર મનનો સમ્રાટ હતો જ્યારે ઔરંગઝેબ ઘણા સંકુચિત મનનો અને ધર્માંધ સમ્રાટ હતો.

(૨) અકબર બધા ધર્મોમાં રસ લેતો અને સર્વ પ્રકારની ભક્તિ તરફ સમભાવ બતાવતો. ઔરંગઝેબ ઇસ્લામ શિવાય અન્ય ધર્મો તરફ તિરસ્કારની દૃષ્ટિથી જોતો અને બીજા ધમના અનુયાયી ઉપર જુલ્મ ગુજારતો.

(૩) અકબર ન્યાય, સ્નેહ તથા દયાથી રાજ્ય કરતો જ્યારે ઔરંગઝેબની રાજ્યનીતિ ક્રૂરતા, શઠતા અને દગાફટકાથી ભરેલી હતી.

(૪) અકબર દરેકમાં વિશ્વાસ રાખતો અને પરિણામે સુખી રહેતો. ઔરંગઝેબ વ્હેમી હતો અને તેને અંગે કંગાળ રહેતો.

**રાજ્યનીતિઃ**—(૧) અકબરની રાજ્યનીતિ વિશ્વાસપૂર્ણ હતી જ્યારે ઔરંગઝેબ રાજ્યના અમલદારોમાં વિશ્વાસ રાખતો નહિં.

(૨) અકબરે હિંદુઓ સાથે સંપ કરી તેમનો ટેકો મેળવ્યો. ઔરંગઝેબે હિંદુઓ ઉપર જુલ્મ ગુજાર્યો અને હિંદુઓને દુશ્મન બનાવ્યા.

(૩) અકબરનો આશય સર્વના જીવન સુધારવાનો હતો અને તે ઉચ્ચ આશયને લઇ તેણે સર્વ પ્રકારના સુધારાઓ દાખલ કર્યાં. ઔરંગઝેબે ઇસ્લામ શિવાય કોઇપણ ધર્મની દરકાર રાખી નહિં.

નિષ્પક્ષપાત ટીકાકારોએ અકબરને સર્વોત્તમ મુસલમાની રાજા ગણ્યો છે. તેની રાજ્યનીતિ દૂરદર્શી હતી. સર્વ પ્રતિ સામાન્ય ન્યાય અને હિંદુઓ સાથેનો તેનો સંપ મુગલ સલ્તનતની સંગીન સ્થાપનાનાં કારણો બન્યાં. ધર્મને લગતા વિચારોમાં પણ અકબર એ મહાન રાજા હતો, પરધર્મી ઉપર જુલ્મ ગુજારવાના તે જમાનામાં, અકબરે ઘણી સહિષ્ણુતા બતાવી. તેવી સહિષ્ણુતા આજે ત્રણસો વર્ષ પછી, ફરી જોવામાં આવે છે. ખરેખર મોટા માણસ તથા રાજાનું આ લક્ષણ છે. મુસલમાનો ઔરંગઝેબને અકબર કરતાં મોટો માણસ ગણે છે. આ મત બીજા સ્વીકારતા નથી. ઇસ્લામ ધર્મનો મહાન પ્રવર્તક ઔરંગઝેબ કદાચ હશે; બીજા ધર્મની ખુવારી ઉપર, ઇસ્લામને તેણે કદાચ વધારે સંગીન બનાવ્યો હશે, પરંતુ એટલું નિર્વિવાદ છે કે અકબરની મહત્તાથી સ્થપાયેલ મોગલ સામ્રાજ્યના વિનાશનું કારણ ઔરંગઝેબ બન્યો. જે રાજા ભવિષ્ય તરફ પોતાની દૃષ્ટિ ન લંબાવી શકે અને પોતે અનુસરેલી રાજ્યનીતિના પરિણામોનો પ્રથમથીજ ખ્યાલ ન બાંધી શકે, તેને ભાગ્યેજ મહાન કહી શકાય.

31. "Akbar was born to rear an empire and Aurangzeb to lose it." Support this statement by facts.

હિંદુ, મુસલમાન, ખ્રીસ્તી, તથા પારસી તરફ કોઇપણ પ્રકારનો ભેદ રાખ્યા વગર, સર્વ પ્રતિ સમભાવ અને સ્નેહ રાખવાનો ઉમદા સ્વભાવ અકબરને ઇશ્વર તરફથી બક્ષાયત કરવામાં આવ્યો હતો. આ સ્વભાવને પરિણામે, અકબરની રાજ્યનીતિ પ્રજાના દરેક વર્ગને મોગલ સામ્રાજ્ય તરફ આકર્ષતી હતી. રાજપુતો અકબર તરફ તથા મુગલ રાજ્ય તરફ સપ્રેમ વળ્યા અને મુગલ રાજ્યના વિસ્તાર વધારવાના કાર્યની અંદર અકબરને રાજપુતો તરફથી સંગીન મદદ મળી. અકબરે હિંદુઓને મુગલ રાજ્યતંત્રની અંદર ઉંચા હોદ્દાએ નિમ્યા અને દેશના હિતાર્થે હિંદુઓની શક્તિ તથા કૌશલ્ય ઉપયોગમાં લીધાં. પરિણામે જહાંગીર તથા શાહજહાનના સમયમાં મુગલ રાજ્યતંત્ર શાંતિથી ચાલ્યું. હિંદુઓ મોગલ સલ્તનત માટે આત્મભોગ આપવા તૈયાર થઈ રહ્યા, પરંતુ ઔરંગઝેબના રાજ્યગાદી ઉપર આવતાંની સાથેજ વસ્તુસ્થિતિ ફરી ગઈ. ઔરંગઝેબ તદન જુદી રાજ્યનીતિ અનુસરવા લાગ્યો. હિંદુઓ ઉપર

જુલ્મ ગુજરવો શરૂ થયો, મુસલમાન અમલદારો તરફ પણ ઔરંગઝેબ વ્હેમની દૃષ્ટિથી જોવા લાગ્યો. પરિણામે, દક્ષિણ તથા ઉત્તર હિંદુસ્તાનમાં ઔરંગઝેબને નિરંતર વિગ્રહોમાં ગુંથાવા ફરજ પડી. મુગલ-રાજ્યના ઘણા લોકો કટ્ટા દુશ્મન બન્યા અને વારંવાર ફેરફારોથી અને દક્ષિણ જીતવાના નિષ્ફળ પ્રયાસોથી મુગલ સૈન્ય અવ્યવસ્થિત થઈ ગયું અને એકંદરે મુગલ રાજ્યની પડતીના પડઘા પડવા લાગ્યા. ઔરંગઝેબના રાજ્યની અંદર, રાજપુતોએ, સતનારાયણ લોકોએ તથા તેનાજ પુત્ર અકબરે બળવાઓ કર્યા. દક્ષિણની મુસલમાની સત્તા કચરી નાખી, મરાઠાઓને નિરંકુશપણે બળવાન બનવા ઔરંગઝેબે માર્ગ ખુલ્લો કરી આપ્યો. આ સર્વનું પરિણામ એ આવ્યું કે તેના મૃત્યુની સાથેજ મુગલ સલ્તનતની પડતીનો પ્રારંભ થયો.

**32.** Relate how the Moghul Empire disintegrated in the reign of Mahammad Shah.

મહમદશાહના રાજ્યમાં મરાઠાઓ ઘણા બળવાન બન્યા. તેઓએ માલવા તથા ગુજરાત તાબે કર્યાં. ૧૭૩૮ માં નીઝામ-ઉલ-મુલ્કને ભોપાળની નજીક મરાઠાઓએ હરાવ્યો અને તેઓને ચોથ ભરવા નિઝામ-ઉલ-મુલ્કને ફરજ પાડી. ૧૭૩૯ માં નાદીરશાહના હુલ્લાએ મુગલ સલ્તનતને સજ્જડ ફટકો માર્યો. શાહજહાનના પ્રસિદ્ધ મયૂરાસન ઉપરાંત, દિલ્હીમાંથી નાદીરશાહ અઢળક ધન લઇ ગયો અને રાજ્યને નિર્ધન સ્થિતિમાં મુકી ચાલ્યો ગયો.

દરેક સુબો સ્વતંત્ર બન્યો. બંગાળા, બિહાર તથા ઓરીસાની અંદર અલીવર્દીખાને સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. નીઝામ-ઉલ-મુલ્કે હૈદ્રાબાદની અંદર સ્વતંત્ર રાજ્યનો પાયો નાખ્યો. સાદત અલીખાને અયોધ્યામાં તથા મહમદ અલીખાને રોહીલખંડમાં રાજ્યો સ્થાપ્યાં. માત્ર પંજાબના થોડા પ્રાંતો ઉપરજ મુગલ સમ્રાટની હકુમત ચાલતી હતી.

**33.** Describe the break-up of the Moghul Empire during the reign of Emperor Mahmad Shah.

( જુઓ પ્રશ્ન ૩૨ ).

34. What kingdoms became independent of the Moghul Empire in the reign of Mahmad Shah.

( જુઓ પ્રશ્ન ૩૨ ).

35. What native powers grew up on the collapse of the great Moghul dynasty and how ?

નાદીરશાહના ધસારાથી મુગલ સલ્તનત ઘણી નબળી પડી ગઈ. હિંદુઓ મુગલ સલ્તનતના હવે કટ્ટા દુશ્મન બન્યા. મુગલ રાજ્ય પાસે સારૂં સૈન્ય રહ્યું નહિં, નાણાં ખુટયાં, રાજપુતોની મદદ રહી નહિં અને મરાઠાઓના થતા વારંવાર હુમલોઓને અંગે, દેશમાં કેટલીક નવી સત્તાઓ ઉભી થઈ. આ નવા રાજ્યોના સ્થાપકો, મુગલ રાજ્યનાજ સુબાઓ હતા. (કયાં રાજ્યો સ્વતંત્ર થઈ ગયાં, તે માટે જુઓ સવાલ ૩૨).

આ ઉપરાંત મુગલ રાજ્યની નબળાઇનો લાભ લઇ મરાઠાઓ એકદમ બલવાન બની ગયા. શિખ પ્રજા ઉપર થતા જુલ્મને પરિણામે, તેનામાં જુસ્સો પ્રેરાયો અને તેનો ઉદય શરૂ થયો.

36. Point out the causes of the fall of the Moghul Empire.

( ૧ ) ઔરંગઝેબે તથા તેના વંશજોએ હિંદુઓ ઉપર જુલ્મ કરવ માંડયો અને પરિણામે તેઓ હિંદુઓની સહાય મેળવી શકયા નહિં. સલ્તનતના તેઓ કટ્ટા દુશ્મન બન્યા.

( ૨ ) શિખ પ્રજા ઉપર પણ જુલ્મ ગુજારવામાં આવ્યો. પરિણામે મુસલમાની રાજ્ય નષ્ટ કરવાના નિશ્ચયથી શિખો એક લડાયક પ્રજા તરીકે એકત્ર થયા.

( ૩ ) દક્ષિણનાં બે મુસલમાની રાજ્યોનો ઔરંગઝેબે વિનાશ કર્યો હતો. પરિણામે, મરાઠાઓના મુગલ સલ્તનત તરફ વિરોધી વર્તન ઉપર લેશમાત્ર પણ અંકુશ રહ્યો નહિં. નાદીરશાહ તથા અહમદશાહ અબદલ્લીનાં આક્રમણોએ મુગલ સૈન્યનું બળ નષ્ટ કરી, સલ્તનતનો તેની સામે બચાવ કરવા અસમર્થ બનાવ્યું. આ ઉપરાંત, સુબાઓ સ્વતંત્ર થઇ ગયા અને તેમણે સલ્તનતને મદદ કરવા દરકાર કરી નહિં.

( ૫ ) ઔરંગઝેબના વંશજો ઘણા નબળા રાજ્યકર્તાઓ નિવડ્યા અને મોટી સલ્તનતને નિયંત્રિત કરવા અસમર્થ હતા.

**37.** Give a short account of the king-making Saiyyids, Nadir Shah and Ahmed Shah Abdali.

**૧૭૧૨ ની** સાલમાં જહાનદારશાહ દિલ્લીની ગાદીએ આવ્યો. ફરૂખ્ખ સિયાર નામના બીજા કુંવરે રાજ્યગાદીનો દાવો કર્યો અને અનુક્રમે બિહાર તથા અલ્હાબાદના બે સુબા **સૈયદ હુસેનઅલી અને સૈયદ અબ્દુલા** તેમણે તેને મદદ કરી, જહાનદારશાહને હરાવી, ફરૂખ્ખસિયારને ગાદી ઉપર બેસાડયો. સૈયદો ખરેખરા રાજ્યકર્તાઓ બન્યા. મુગલ સમ્રાટ ફરૂખ્ખસિયારને થોડા વખતમાંજ સૈયદોના અંકુશ પ્રતિ કંટાળો આવ્યો અને સ્વતંત્ર થવા તેણે પ્રયાસ કર્યો. ફરૂખ્ખસિયાર હાર્યો અને તેને મારી નાખવામાં આવ્યો. સૈયદોએ ત્યાર બાદ એક પછી બીજા એમ બે નાના કુંવરોને રાજ્યગાદી આપી. બન્ને કુંવરો એક વર્ષની અંદર મરણ પામ્યા. ત્યાર બાદ મહમદશાહને ગાદી આપવામાં આવી. અયોધ્યાના સુબા સાદતઅલીખાનને તથા નિઝામ–મુલ્કને સૈયદોની સત્તાની ઇર્ષ્યા આવી અને તેઓને તાબે કરવા બન્ને એકત્ર થયા. ઇ. સ. ૧૭૨૦ માં સૈયદ હુસેન અલી મરાયો અને અબદુલા ( અલ્લાબાદનો સૈયદ સુબો ) હાર્યો.

**નાદીરશાહઃ**—મૂળ ભરવાડ હતો પરંતુ તેની બહાદુરી, ચાતુર્ય અને ખટપટને લઇને ઇરાન તથા અફગાનીસ્તાનનો સમ્રાટ બન્યો હતો, ૧૭૩૭ માં તેણે હિંદુસ્તાન ઉપર આક્રમણ કર્યું. મુગલ સમ્રાટ તેની નબળાઇને લઈ, બચાવ કરવા અસમર્થ હતો. નાદીરશાહે દિલ્હીમાં પ્રવેશ કર્યો અને દિલ્હીના વતનીઓની કત્લ કરવા હુકમ આપ્યો. અસંખ્ય માણસોના કત્લ થઈ અને મહમદશાહે નાદીરશાહ આગળ રહેમ બતાવવા પ્રાર્થના કરી, ત્યારે કત્લ અટકી. દેશમાં લુંટફાટ કરી, મયૂરાસન ઉપરાંત દિલ્હીમાંથી તે અઢળક ધન લઇ ગયો. તેના આક્રમણે મુગલ સલ્તનતને નિર્માલ્ય બનાવી મુકી.

**અહમદશાહ અબ્દલીઃ**—નાદીરશાહની નોકરીમાં એક અફગાન સરદાર હતો. ધીમે ધીમે તે ઉંચે ચઢયો અને નાદીરશાહના મૃત્યુ પછી, કંદહારનો સ્વતંત્ર રાજ્યકર્તા થયો. ૧૭૪૭ માં હિંદુસ્તાન ઉપર તેણે

આક્રમણ કર્યું પરંતુ સિરહિંદ નજીક મુગલ સૈન્યે તેને હરાવ્યો. ૧૭૫૨ માં તેના બીજા આક્રમણમાં તે વિજયી થયો અને મુગલ સમ્રાટે તેને પંજાબનો મુલ્ક આપ્યો. ૧૭૫૬ માં સમ્રાટ આલમગીરના પ્રધાને પંજાબ પાછું મેળવવા અહમદશાહ ઉપર હુમલો કર્યો. અહમદશાહે ક્રોધે ભરાઈ હિંદુસ્તાન ઉપર ત્રીજીવાર આક્રમણ કર્યું. પંજાબ સર કરી, તેણે દિલ્હીમાં પ્રવેશ કર્યો અને લુટયું. મરાઠાઓ હિંદુસ્તાનમાં હિંદુ રાજ્ય સ્થાપવાની કોશીશ કરી રહ્યા હતા અને ૧૭૫૮ માં પંજાબ ઉપર હુમલો કરી અફગાનોને કાઢી મુકવા તૈયારી કરવા લાગ્યા. મરાઠાની સત્તાનો નાશ કરવા અહમદશાહે નિશ્ચય કર્યો. હિંદુસ્તાનમાં આવી, મુસલમાનોને એકત્ર થવા અરજ કરી અને ૧૭૬૧ માં પાણીપતનું ભીષણ યુદ્ધ થયું. મરાઠાઓ હાર્યા અને તેઓની મોટી સંખ્યામાં કત્લ થઈ. આ બનાવે હિંદુસ્તાનની અંદર હિંદુરાજ્ય સ્થાપવાની આશા નષ્ટ કરી.

38. Describe the invasions of Ahmed Shah Abdali. ( જુઓ પ્રશ્ન ૩૭ ).

39. Give a short account of Nadirshah's invasion of India and its effect on the Moghul Empire. (પ્રશ્ન ૩૭).

40. Give a brief history of the king-making Sayyids. ( પ્રશ્ન ૩૭ ).

41. Give a brief account of the position of the Moghuls in 1803.

૧૮૦૩ ની સાલની અંદર, બીજો શાહઆલમ દિલ્હીની ગાદી ઉપર હતો. દિલ્હી અને તેની આસપાસના થોડા પ્રદેશ શિવાય તેની પાસે કાંઈપણ રહ્યું ન હતું. બંગાળાની અંદર, અંગ્રેજોએ સર્વોપરિ સત્તા જમાવી હતી. દિલ્હીની અંદર, મરાઠા અને મુગલો વચ્ચે થતા નિરંતર વિગ્રહને લઈ, બીજા શાહઆલમને પુષ્કળ કનડગત થતી. છેવટે, કંટાળી તેણે અંગ્રેજોનું રક્ષણ લીધું. મોટું વર્ષાશન બાંધી આપી તેને દિલ્હીમાં તેના મહેલમાં રાખવામાં આવ્યો પરંતુ રાજ્યકર્તા તરીકેની તેની સત્તા માત્ર નામનીજ રહી. મુગલ સલ્તનતનો આ પ્રમાણે અંત આવ્યો.

અન્ય સ્થળોમાં, મુગલ સત્તાનું નામનિશાન રહ્યું નહિં. બ્રિટિશ રક્ષણ નીચે કે સ્વતંત્ર રીતે મરાઠાઓ તથા અન્ય રાજાઓ રાજ્ય કરતા હતા. મુગલ સલ્તનતની જગ્યાએ અંગ્રેજોની નવી સત્તા આવી હતી તે તેનો અધિકાર ધીમે ધીમે સર્વત્ર જમાવતી હતી.

42. Describe the relations between the Moghul Emperors and the Rajputs up to the death of Aurangzeb. ( B. U. 1921. )

૧૫૨૬ ની સાલથી લગભગ હિંદુસ્તાનના અફગાન રાજાઓની સત્તા સંપૂર્ણ રીતે અસ્ત પામી, અને રાજપુતો વધારે અને વધારે સત્તા મેળવવા લાગ્યા. બાબરે જ્યારે હિંદુસ્તાન ઉપર આક્રમણ કર્યું ત્યારે રાજપુતો તેને માર્ગમાં કંટક સમાન જણાયા. રાજપુતોના સર્વોપરિ મહારાણા સંગે બાબરને હિંદુસ્તાન આવવા નિમંત્રણ આપ્યું હતું. સંગે ધાર્યું હતું કે લોદીરાજાઓને હરાવી, બાબર અફગાનીસ્તાન તરફ પાછો ફરશે. સંગની ધારણા નિષ્ફળ ગઈ. બાબરે હિંદુસ્તાન છોડવાનાં ચિહ્નો બતાવ્યાં નહિં. બાબર હિંદુસ્તાનમાં રાજ્ય સ્થાપવાના ઇરાદાથી આવ્યો હતો. રાણા સંગે યુદ્ધ માટે પોતાનું સૈન્ય એકત્ર કર્યું. સીક્રી નજીક રાણા સંગે હાર ખાધી અને રજપુતાના જીતાયું. મોગલ અને રાજપુતોના સંબંધમાં આ મહત્વનો બનાવ છે.

બાબર પછી, મોગલ રાજ્યને અમુક ખંડણી આપવા તથા તેની સત્તાને સર્વોપરિ સત્તા તરીકે માન્ય કરવા શિવાય રાજપુતોને તેની સાથે બીજો કશો સંબંધ હતો નહિં. હુમાયુના રાજ્યમાં રાજપુતો લગભગ સ્વતંત્ર હતા અને હુમાયુને હિંદુસ્તાન જ્યારે છોડવાની ફરજ પડી ત્યારે માર્ગમાં રજપુતાનામાંથી તેને ઘણી કનડગત થઈ હતી.

ત્યાર પછી, રાજપુત–મોગલ સબંધનું બીજું અને ઘણા મહત્વનું પગલું અકબરના રાજ્યમાં છે. અકબર ઘણો ડાહ્યો રાજા હતો અને તેણે પ્રથમથીજ જોઈ લીધું કે સુખશાંતિથી રાજ્ય ચલાવવા માટે રાજપુતોની મૈત્રી જરૂરની છે. લગભગ બધાં રાજપુત રાજ્યો સાથે તેણે રાજકીય અને લગ્ન વ્યવહાર શરૂ કર્યાં અને પ્રસિદ્ધ રાજપુત રાજનીતિજ્ઞ પુરૂષોને

તથા સેનાપતિઓને મુગલ રાજ્યની અંદર ઉંચા ઓદ્ધાઓ આપ્યા. આવી યોજનાથી, રાજપુતોનો તેણે વિશ્વાસ મેળવ્યો અને રાજપુતો મોગલ રાજ્ય સાથે પ્રેમ તથા ઉત્સાહથી સંયુકત થયા. અકબર, જહાંગીર તથા શાહજહાનના રાજ્યોમાં, મુગલ સલ્તનતના રાજપુતો મુખ્ય સ્તંભો હતા. જહાંગીર તથા શાહજહાનની નસોમાં રાજપુત લોહી હતું અને તેઓએ રાજપુતો તરફ અકબરની રાજ્યનીતિ ગ્રહણ કરી. ઔરંગઝેબ ગાદીએ આવતાંની સાથેજ વસ્તુસ્થિતિ ફરી ગઇ. મુગલ-રજપુત સબંધમાં ઔરંગઝેબનું રાજ્ય ત્રીજું પગથીયું છે.

ઔરગઝેબ સ્વભાવ અને શિક્ષણથી ધર્માંધ હતો. મોગલરાજ્યની અંદર રજપુતોનું ચલણ તે સાંખી શકયો નહિં. રાજપુતોના હકકો તથા ઉંચા ઓદ્ધાઓ તેણે ખુંચવી લીધા અને રજપુતોને તેના તાબેદાર સેવકો બનાવવાનો તેણે નિશ્ચય કર્યો. પરિણામે રાજપુતો મુગલ-સલ્તનતને સહાય આપતા અટકયા. વારંવાર તેઓ બળવાઓ કરવા લાગ્યા. દેશ ઉપર ઔરંગઝેબની સત્તા નબળી પડતી ગઈ અને અંતે ઔરંગઝેબના મૃત્યુ પછી, મુગલ સલ્તનતના વિનાશનો રસ્તો ખુલ્લો થતો ગયો.



# મરાઠાનો ઇતિહાસ.



1. Give a short history of the Marathas before Shiwaji.

દક્ષિણ ઉપર, ક્રાઇસ્ટ પહેલાં ૨૫૦ વર્ષ પૂર્વેથી મરાઠા કહેવાતા રજપુત રાજાઓ રાજ્ય કરતા હતા. ૧૪ માં સૈકા સુધી તેઓ દખ્ખણમાં સર્વોપરિ સત્તા ભોગવતા. ત્યાર પછી મુસલમાનોએ દખ્ખણ જીત્યું. સોળમા સૈકાની અંદર મરાઠાના વંશજો દખ્ખણમાંજ વસતા પરંતુ બીજાપુર તથા અહમદનગરના રાજ્યોનો અધિકાર તેઓએ માન્ય કર્યો હતો. તેઓને કોઇપણ પ્રકારની કનડગત થતી ન હતી અને ન્હાનાં ગામડાં તથા જાગીરોના સરદારો તરીકે તેઓ સ્વતંત્ર રીતે રહેતા. આખા મહારાષ્ટ્રમાં, નાની ટેકરીઓ તથા પર્વતોમાં તેઓના કિલ્લા હતા. દખ્ખણના સુલ્તાનો પ્રસંગોપાત મરાઠાઓને રાજ્યના સૈન્યમાં રાખતા. આ વખતે મુખ્યત્વે **ભોંસલે તથા યાદવ**નાં કુટુંબો પ્રસિદ્ધ હતાં. માલોજી ભોંસલે કુટુંબનો મૂળ પુરૂષ હતો અને બીજાપુર રાજ્યની નોકરીમાં તેના પુત્ર શાહજીને ઉંચો ઓદ્ધો મળેલો. મૈસુર તથા તાંજોરની અંદર તેણે ઘણો પ્રદેશ સર કર્યો. આ પ્રદેશો તેનાજ કબજામાં રહ્યા. આ સમય દરમ્યાન મરાઠાઓ રાજકીય તેમજ અન્ય બાબતોમાં આગળ વધ્યા હતા. તેઓમાં ઘણા સંતપુરૂષો થયા હતા અને તેને અંગે હિંદુસ્તાન તથા હિંદુધર્મ માટે તેઓમાં ભાવના આવી હતી. તેઓની અંદર લડાયક જુસ્સો પણ ઉત્પન્ન થયો હતો. સ્વદેશ અને સ્વધર્મ માટે આત્મભોગ આપવા તેઓ તૈયાર થતા, માત્ર તેઓને એક નેતાની જરૂર રહેતી.

2. Trace the career of Shiwaji.

૧૬૨૭ ની સાલમાં **શિવાજી**નો જન્મ થયો હતો. પુનાની અંદર તેના બાપની જાગીર ઉપર તે રહેતો, અને દાદાજી કોંડાદેવ નામના બ્રાહ્મણની દેખરેખ નીચે તેને સોંપવામાં આવ્યો હતો. તેની માતા ઘણી ધર્મપરાયણ સ્ત્રી હતી અને તેણે શિવાજીમાં હિંદુધર્મ માટે ઉત્સાહ તથા માન પ્રેર્યાં

હતાં. રામાયણુ, મહાભારત તથા પુરાણોની જુની વાતો કોંડાદેવ શિવાજીને કહેતા. આવી વાતો સાંભળવાનો શોખ દિનપ્રતિદિન શિવાજીને વધતો ગયો અને કેટલીક વખત તો વાર્તાઓ સાંભળવા શિવાજી દૂર સુધી મુસાફરી પણુ કરતો. પશ્ચિમ ઘાટોની જંગલી ખીણામાં તેના પિતાની જમીન હતી. ખીણુમાં વસતી મવાલીઓની જાત સાથે બાળકપણુમાં તેણે મિત્રાચારી બાંધી અને ઘણી વખત તેઓના સંગમાં શિવાજી યુદ્ધ કરવા પણુ જતો. શિવાજીએ સર્વ લશ્કરી કવાયતોનું જ્ઞાન મેળવ્યું હતું. મુસલમાનોનો ત્રાસદાયક જુલ્મ જોઇ, મુસલમાની રાજ્યને નષ્ટ કરી, હિંદુ રાજ્ય સ્થાપવાની ઇચ્છા શિવાજીના મનમાં જન્મી હતી. ૧૯ વર્ષની વયે મુલ્કો જીતવાનું કાર્ય તેણે શરૂ કર્યું. **૧૬૪૫** માં **ટોર્નાનો** ટેકરી કિલ્લો તેણે સર કર્યો અને ત્યાર બાદ તરતજ રાયગઢના કિલ્લાને તેણે સમરાવી સુરક્ષિત કર્યો. ૧૬૪૮ ની સાલ સુધી મુસલમાનો સાથે તે વિગ્રહની અંદર ન ઉતર્યો અને બીજાપુરનું રાજ્ય તેના કાર્યોની કશી સંભાળ રાખતું નહતું. **૧૬૪૯** ની સાલમાં કલ્યાણ સર કરી તેના સુબાને કેદ પકડ્યો. શિવાજીનો પિતા શાહજી બીજાપુર રાજ્યની નોકરીમાં હતો. તેને બીજાપુર રાજ્યે પકડી કેદ કર્યો. શાહજી ક્રૂર મોતનો ભોગ થઈ પડત પરંતુ શિવાજીએ શાહજહાનને આજીજી કરી, શાહજીને છોડાવ્યો. તેનો બાપ છુટયો કે તરતજ શિવાજીએ પોતાનું કાર્ય પુનઃ શરૂ કર્યું. એક પછી એક કિલ્લા તે સર કરવા લાગ્યો અને પર્વત ઉપર એક મજબુત કિલ્લો સમરાવી તેનું નામ **પ્રતાપગઢ** રાખ્યું. ( ૧૬૫૬ ). બીજાપુરના સુલ્તાને તેના બાહોશ સેનાપતિ અફઝુલખાનને શિવાજી સામે મોકલ્યો. શિવાજીએ સલાહ કરવા પ્રયાસ કર્યો અને અફઝુલખાનની મુલાકાત લેવા યોજના કરી. આ સ્થળે પોતાનું રક્ષણ કરવા, અફઝુલખાનનું ખુન કરવાની તેને ફરજ પડી. મરાઠાઓનું ટોળું, બીજાપુર સૈન્ય ઉપર તુટી પડયું અને તેનો નાશ કર્યો (૧૬૫૯). શિવાજી પાસે પ્રદેશો તથા લશ્કર વધતાં ગયાં. તેની કીર્તિ પ્રસરી અને અન્ય મરાઠા સરદારો શિવાજી સાથે જોડાયા. આ બળને આધારે તેણે મોગલ રાજ્યના પ્રદેશો ઉપર હુમલાઓ શરૂ કર્યા. શયસ્તખાનને શિવાજી સામો મોકલવામાં આવ્યો પરંતુ શિવાજી તથા તેના અનુયાયીઓને છુપા પોષાકમાં જોઈ, શયસ્તખાન પુનામાંથી નાસી ગયો.

(૧૬૬૨). **૧૬૬૪** ની સાલમાં શિવાજીએ **સુરત** લુટયું અને **રાજાનો** ઇલ્કાબ ધારણ કર્યો. મક્કા જતા મુસલમાન યાત્રાળુઓને પણ તે હવે અટકાવવા લાગ્યો, અને તેઓની પાસેથી કર ઉઘરાવવો શરૂ કર્યો, ઔરંગઝેબ ક્રોધે ભરાયો અને રાજા જયસિંહના સેનાપતિપણા નીચે શિવાજી સામું એક મોટું સૈન્ય મોકલ્યું. શિવાજીએ કરાર કરી મુગલ રાજ્યની હદના પ્રદેશો પાછા સોંપ્યા અને તેના બદલામાં તેને **બીજાપુર** રાજ્યના અમુક **પ્રાંતોમાં ચોથ** ઉઘરાવવાનો હક મળ્યો. (૧૬૬૫). શિવાજીને દિલ્હી જવા મુગલ સમ્રાટ તરફથી નિમંત્રણ મળ્યું, પરંતુ ત્યાં તેનું અપમાન થયું અને જપ્તીમાં તેને રાખવામાં આવ્યો. યુક્તિથી તે ત્યાંથી નાસી છુટયો અને પુના જઇ પહોંચ્યો (૧૬૬૬). **૧૬૬૮** માં **બીજાપુર** તથા **ગોલકોંડાના રાજ્યોને** તેણે **હરાવ્યાં** અને તે રાજ્યોમાં ચોથ ઉઘરાવવી શરૂ કરી. આ વિગ્રહો દરમ્યાન પણ તેણે મરાઠા રાજ્યતંત્રને વ્યવસ્થિત તથા નિયંત્રિત કરવા તરફ ઘણું ધ્યાન આપ્યું. હવે **૧૬૭૪ માં રાયગઢના કિલ્લામાં** તે **ગાદીનશીન** થયો. **૧૬૭૬** માં શિવાજીએ દક્ષિણમાં તેના ભાઇની સામે કુચ કરી **જીંજી** તથા **વેલોર** સર કર્યાં. ૧૬૭૨ માં બીજાપુર સામે આવેલ મુગલ લશ્કરને તેણે હરાવ્યું. ૧૬૮૦ માં તે મૃત્યુ પામ્યો.

3. Describe the character of Shiwaji and give your estimate of him as (1) a Warior and (2) a Statesman.

**શિવાજીનું ચારિત્ર્ય:**—શિવાજી ઘણો આનંદી તથા માયાળુ હતો. અનાથ તથા નિરાધાર માણસો તરફ તે ઘણી માયા બતાવતો. તેનું નૈતિક બળ ઘણા ઉંચા પ્રકારનું હતું. દુશ્મન પક્ષની સ્ત્રીઓને તે કદી પણ કનડતો ન હતો. ચુસ્ત હિંદુ હોવાં છતાં, તે બધા ધર્મ પ્રતિ સમભાવ બતાવતો અને મસ્જીદ તથા કુરાનનો નાશ કોઈ દિવસ ન કરતો. તેના ખાનગી જીવનની અંદર તે આજ્ઞાંકિત પુત્ર તથા ભલો પિતા હતો. તેની ટેવો ઘણી સાદી હતી. અફઝુલખાનના મરણ સંબંધમાં તેના ઉપર કપટ તથા દગાનો આક્ષેપ મુકવામાં આવ્યો છે પરંતુ પોતાના રક્ષણ અર્થે તેને અફઝુલખાનને મારી નાખવાની ફરજ પડી હતી એવું માનવાનાં કારણો સબળ

છે. અકબર, નેપોલીયન તથા બીજા મહાન પુરૂષોની માફક, શિવાજી તેના અનુયાયીઓમાં પોતાની જાત, તથા મહારાષ્ટ્રના હિત માટે માન, ભક્તિ તથા ઉત્સાહ પ્રેરતો.

**શિવાજી લડવૈયા તરીકે:**—શિવાજી બહાદુર હતો તથા વિગ્રહોના વ્યવસ્થાકાર્યમાં તેની પ્રતિભા નૈસર્ગિક તથા દૂરદર્શી હતી. પ્રથમથીજ તેણે જોઈ લીધું હતું કે પર્વતની ખીણોમાં વસતી જાતિઓ તેને ઘણી મદદગાર થઈ પડશે. આ જાતિઓ સાથે તેણે સારો સંબંધ કેળવ્યો, એટલુંજ નહિં પરંતુ તેઓને લશ્કરી તાલીમ પણ તે આપવા લાગ્યો. સિપાઇઓ માટેના તેના અથાગ પ્રેમે સીપાઇઓના હૃદય જીતી લીધાં. લડાઈની યુક્તિઓમાં તે ઘણો પ્રવીણ હતો, અને બુદ્ધિપૂર્વક યોજના કરવાની તેનામાં ઘણી શકિત હતી. સાધારણ માણસની શકિતને હંફાવે તેવી અનેકવિધ મુશ્કેલીઓ છતાં, તેણે એક રાજ્ય સ્થાપ્યું. તેનામાં આત્મ-વિશ્વાસ ઘણો હતો અને જ્યારે ઔરંગઝેબ જુના રાજ્યોનો વિનાશ કરી રહ્યો હતો તેજ વખતે શિવાજીએ એક નવું રાજ્ય સ્થાપ્યું. ઔરંગઝેબને શિવાજી માટે ઘણો ઉંચો મત હતો. ઔરંગઝેબે કહ્યું હતું–" શિવાજી ઘણો મોટો નાયક છે. ૧૯ વર્ષથી મારાં લશ્કરો તેની સાથે લડી રહ્યાં છે છતાં તે દિનપ્રતિદિન વધતો જાય છે."

**શિવાજી મુત્સદ્દી તરીકે:**—શિવાજી માત્ર મહાન લડવૈયો ન હતો. તે ઘણો કુશળ અને કાર્યદક્ષ રાજ્યકર્તા હતો. તેણે એક રાજ્ય ઉભું કર્યું એટલુંજ નહિં પણ એક ઘણી સુંદર અને નિર્ણિત રાજ્યપદ્ધતિ પણ અમલમાં મુકી.

( ૧ ) ૧૪ વિભાગોમાં રાજ્ય વહેંચી નાખી, દરેક વિભાગને એક મજબુત કિલ્લાથી સુરક્ષિત કર્યો. આ કિલ્લાઓની અંદર મરાઠા નેતાઓ રહેતા.

( ૨ ) **અષ્ટ પ્રધાન** એટલે આઠ પ્રધાનોની તેણે એક મંડળી રચી. મુખ્ય પ્રધાનને **પેશ્વા** કહેવામાં આવતો. દરેક પ્રધાનની દેખરેખ નીચે રાજ્યનું એક ખાતું સોંપવામાં આવતું. અકબરના કરતાં પણ આ પદ્ધતિ વધારે સુંદર અને સંગીન હતી. અકબરનું રાજ્ય એકહથ્થુ હતું. આવી પદ્ધતિમાં રાજાના મૃત્યુ પછી, મોટા ફેરફારો થઈ જવા સંભવ રહે,

પરંતુ શિવાજીની પદ્ધતિ પ્રમાણે રાજાના મૃત્યુ પછી પણ પ્રધાન મંડળ રાજ્યાધિકાર ચલાવે. ઈંગ્લાંડની કેબીનેટની માફક, શિવાજીનો વિચાર એક સંગીન રાજ્યસંસ્થા સ્થાપવાનો હતો. જેથી રાજાઓના મરણ પછી પણ, પ્રધાનમંડળ સ્થાયી રહી રાજ્ય ચલાવી શકે. પ્રધાનો વધારે પડતા સત્તાવાન થાય તો આ પદ્ધતિ નુકશાનકારક પણ નીવડે, પરંતુ શિવાજીના દૂરઅંદેશીપણાંએ આ ભયને પણ દૂર કર્યો.

( ૩ ) પ્રધાનપદ વારસામાં ન ઉત્તરે એવો નિયમ શિવાજીએ કર્યો. આ નિયમનો હેતુ એ હતો કે રાજ્યસત્તા હરહમેશ એકજ કુટુમ્બમાં ન રહે. કોઈ પણ અધિકારીને પગારને બદલે જાગીર ન મળતી. આ નિયમને પરિણામે, રાજ્યના અમલદારો રાજાના સંપૂર્ણ આશ્રય નીચે આવ્યા.

( ૪ ) દરેક ખેડુતને મહેસુલની ફેરબદલી કર્યા શિવાય, સીધી રીતે સરકારને કર આપવા સૂચના આપવામાં આવી. આ સૂચનાના અમલ ને પરિણામે, જમીનદારોનો ખેડુત ઉપર ગુજરતો ત્રાસ બંધ પડયો.

4. Describe the civil government of Shiwaji

( જુઓ પ્રશ્ન ૩ જાનો છેલ્લો પારા. )

5. Describe the struggle between the Moghuls and Marathas during the reign of Aurangzeb.

( જુઓ પ્રશ્ન ૪૪, મોગલ વંશ. )

6. Give some account of Balaji Vishwanath and Bajirao 1.

બાલાજી વિશ્વનાથ પહેલો પેશ્વા હતો. તેની અતુલ શકિત વડે તે ઉંચે પદે આવ્યો હતો. શાહુના રાજ્યના પ્રથમ પાંચ વર્ષમાં ઘણી ગેરવ્યવસ્થા તથા અંધેર વ્યાપી રહ્યાં હતાં અને મરાઠા સત્તા દિનપ્રતિદિન નબળી પડતી જતી હતી. બાલાજી વિશ્વનાથના કૌશલ્યથી દેશની અંદર વ્યવસ્થા આવી અને રાજ્યતંત્ર સરખી રીતે ચાલવા લાગ્યું મરાઠા પ્રદેશમાં બ્રાહ્મણો સત્તાવાળા થયા અને બાલાજી વિશ્વનાથના કુટુંબને પેશ્વાપદ વંશપરંપરા મળ્યું.

બાલાજીનું સેનાને લગતું કાર્ય મ્હોટું ન હતું. સૈયદ ભાઈઓની મદદ લઈ, મોટા સૈન્ય સાથે તે દિલ્હી તરફ ગયો અને દખ્ખણની અંદર ચોથ ઉઘરાવવાનો તથા પુના અને સતારાની આસપાસના પ્રદેશો ઉપર સ્વતંત્ર હકુમત ચલાવવાનો અધિકાર તેણે મેળવ્યો ( ૧૭૧૮ ). દિલ્હીની અંદર મરાઠાઓનો પગપેસારો શરૂ થયો. બાલાજી ૧૭૨૦ માં મૃત્યુ પામ્યો.

બાલાજી વિશ્વનાથ પછી તેનો પુત્ર બાજીરાવ પહેલો, બીજો પેશ્વા થયો. બાજીરાવ સૌથી મહાન્ પેશ્વા ગણાય છે. બાજીરાવ એક મહાન મુત્સદ્દી તથા કુશળ સેનાપતિ હતો. બાલાજી વિશ્વનાથે મુગલ સમ્રાટને મરાઠા સત્તાનું ભાન કરાવ્યું હતું, ત્યારે હિંદુસ્તાનની અંદર મરાઠા સત્તા સર્વોપરિ બનાવવા બાજીરાવે નિશ્ચય કર્યો. ભિન્ન ભિન્ન પ્રાંતોમાં મરાઠા સરદારોને ચોથ ઉઘરાવવા મોકલી તેણે રાજ્યમાં શાંતિ રાખી, ત્યાર બાદ હિંદુસ્તાન તરફ તે સૈન્ય લઈ ગયો. દિલ્હી અને આગ્રા સુધી તે વધ્યો. નિઝામ–ઉલ–મુલ્ક સૈન્ય સાથે સામો થયો પરંતુ હાર્યો અને ગુજરાત તથા માળવામાં ચોથ ઉઘરાવવા મરાઠાઓને અધિકાર આપવાની તેને ફરજ પડી. બાજીરાવના સેનાધ્યક્ષો ખાનદેશ તથા બિહારના સુબાઓને હરાવી, તે પ્રદેશો ઉપર રાજ્ય કરવા લાગ્યા. બાજીરાવ સામે કોઇપણ રાજા થઇ શકયો નહિં. બાજીરાવના સમયમાં ચીમનાજી આપાએ પોરટયુગીઝ લોકો પાસેથી વસઇ ખુંચવી લીધું અને તેઓની સત્તાને નબળી કરી. બાજીરાવ ૧૭૪૦ માં મૃત્યુ પામ્યો.

7. Who in your opinion was the greatest Peshwa? Give your reasons for the preference.

( જુઓ, સવાલ ૬ )

8. Give an account of the political and military work of the first two Peshwas. ( જુઓ સવાલ ૬. )

9. Give a short account of the reign of Balaji Bajirao.

બીજા પેશ્વાના મરણ પછી, ૧૭૪૦ માં બાલાજી બાજીરાવે ત્રીજા પેશ્વા તરીકે રાજ્ય શરૂ કર્યું. આ વખતે કેટલાક મરાઠા સરદારો સ્વેચ્છાથી

સ્વતંત્ર બન્યા હતા. પેશ્વાઈની સર્વોપરિ સત્તાનો નાશ કરવાનો ભોંસલે કુળનો આશય હતો. શરૂઆતની અંદર, બાલાજી બાજીરાવ સામે ઘણો વિરોધ થયો પરંતુ પાછળથી તેણે સર્વ વિરોધ શમાવી દીધો.

તેના રાજ્યમાં મરાઠા સત્તા ઘણી ઉન્નત થઈ તેમજ તેને સજ્જડ ફટકો વાગ્યો.

મરાઠા રાજ્યનો વિસ્તાર ઘણો વધી ગયો. મૈસુર ઉપર હુમલો કરી, બાલાજી બાજીરાવે ચોથ ઉઘરાવવી શરૂ કરી. નિઝામના કેટલાક પ્રાંતો રઘુજી ભોંસલેને આપવામાં આવ્યા. તેણે કટક તથા બાલાસોર પણ જીત્યાં. બુંદેલખંડ હોલ્કરની હકુમત નીચે આવ્યું. સલાબત જંગ તથા નિઝામઅલી પાસેથી પેશ્વાએ દૌલતાબાદ, ઔરંગાબાદ, અને બીજાપુર ખુંચવી લીધાં.

૧૭૬૦ માં મરાઠા રાજ્ય ઉન્નતિના શિખરે પહોંચ્યું. ૧૭૬૧ માં મરાઠા સત્તાને સજ્જડ ફટકો લાગ્યો. પેશ્વાને ઉત્તર હિંદુસ્તાનમાંથી ચોથ ઉઘરાવવાનું કાર્ય મુશ્કેલ લાગ્યું. આ ઉપરાંત, **અહમદશાહ અબ્દલ્લી** ઉત્તરમાં એક પછી એક પ્રાંત જીતવા લાગ્યો. અફગાનોને હિંદુસ્તાનમાંથી દૂર કરવા, પેશ્વાએ સતત પ્રયાસ કરવા નિશ્ચય કર્યો. ૧૭૫૮ માં પંજાબ ઉપર ચઢાઈ કરી, પેશ્વાના ભાઇ રાઘોબાએ લાહોર જીત્યું હતું. અહમદશાહે ક્રોધે ભરાઈ, ૧૭૬૧ માં મોટા સૈન્ય સાથે હિંદુસ્તાન ઉપર આક્રમણ કર્યું. પેશ્વાએ સર્વ મરાઠા સરદારો તથા રાજપુતો એકત્ર કર્યા અને અહમદશાહ અબ્દલ્લીએ, રોહીલા અને મુસલમાન જાતિઓને ઇસ્લામ અર્થે લડવા નિમંત્રણ કર્યું. **પાણીપત**ના મેદાનમાં બન્ને સૈન્યો ભેગાં થયાં અને એક બીજાના આક્રમણની રાહ જોવા લાગ્યાં. સાતમી જાન્યુઆરીના દિવસે, સદાશિવરાવ ભાઉની સરદારી નીચે, મરાઠાઓએ અફગાનોને પાછા હઠાવ્યા, પરંતુ અફગાનોએ થોડા સમયમાંજ વધારે મજબુત બની મરાઠાઓને સંપૂર્ણ રીતે હરાવ્યા. હજારો માર્યા ગયા. મરાઠા સત્તાની મહત્તા નષ્ટ થઈ. પેશ્વા નિરાશા તથા શોકનો આઘાત લાગવાથી મૃત્યુ પામ્યો. મરાઠા સત્તાનું સંગઠન તુટી પડ્યું અને હિંદુસ્તાનની અંદર મરાઠા સામ્રાજ્ય સ્થાપવાની સર્વ આશા નષ્ટ થઈ.

10. "During the reign of Balaji Bajirao, the Maratha power attained its greatest limits and received its most crushing blow." Give facts in support of this statement.

જુઓ સવાલ ૯.

11. Give an account of the last Peshwas.

બાલાજી બાજીરાવ પછી **માધવરાવ** પેશ્વા થયો. તે વખતે માધવરાવની ઉમ્મર માત્ર ૧૮ વર્ષની હતી તેના કાકા, રાઘોબાએ ૧૭૬૫ ની સાલ સુધી મરાઠા રાજ્યતંત્ર ચલાવ્યું. માધવરાવ ઉમ્મરે નાનો હોવા છતાં, ઘણો બહાદુર હતો અને પ્રજાનું હિત કરવા મથતો. માધવરાવે હૈદર અલી સામે યુદ્ધ કરી, એક વિશાળ પ્રાંત તથા ૩૨ લાખ રૂપીયાની ખંડણી આપવા હૈદરઅલીને ફરજ પાડી. હૈદરઅલી ખંડણી આપી ન શકયો અને આખું મૈસુર તાબે કરવા પેશ્વાએ મૈસુર ઉપર ચઢાઈ કરી, પરંતુ બીમારીને લઈ પેશ્વાને પાછા ફરવું પડયું. પેશ્વાના સેનાપતિ ત્રંબકમામાએ હૈદરઅલીને ૧૭૭૧ માં ચરકુલી નજીક હરાવી તેના ઉત્તર ભાગના સર્વ પ્રાંતો આપી દેવા ફરજ પાડી. ૧૭૬૧ ની સાલના પાણીપતના યુદ્ધમાં ગુમાવેલી આબરૂ પુનઃ મેળવવાના પ્રયાસને લઈ માધવરાવનું ટુંક સમયનું રાજ્ય મરાઠા ઇતિહાસમાં બહુ મહત્વનું છે. ૧૭૭૨ માં ૨૮ વર્ષની નાની વયે માધવરાવ મરણ પામ્યો. એમ મનાય છે કે માધવરાવ વધારે વખત જીવ્યો હતે તો મરાઠા સત્તા પાછી સર્વોપરિ બનતે. તેનાં સૈન્યોએ હિંદુસ્તાન તરફ જઈ, રજપુતો પાસેથી ચોથ ઉઘરાવી હતી. સિંધીયાએ રોહિલખંડ ઉપર આક્રમણ કર્યું હતું અને ત્યાર બાદ દિલ્હીનો કબજો લીધો હતો. માધવરાવના રાજ્યની અંદર મોટા સેનાપતિઓ અને મુત્સદ્દીઓ થયા હતા.

**પાંચમો પેશ્વા નારાયણરાવ** માધવરાવનો નાનો ભાઈ હતો. તે અઢાર વર્ષની વયે પેશ્વા થયો હતો. તેને બદલે, તેનો કાકો રાઘોબા રાજ્ય ચલાવતો. તેની પેશ્વાઇનું એક વર્ષ પૂરું થયા પહેલાં, રાઘોબાની પત્નીએ તેનું ખુન કરાવ્યું ( ૧૭૭૩ ).

પાંચમા પેશ્વાનો પુત્ર **બીજો માધવરાવ** છઠ્ઠો પેશ્વા થયો. નારાયણરાવના ખુન થયા પછી, રાઘોબાએ પેશ્વાપદ ધારણ કર્યું હતું. પરંતુ માધવરાવનો જન્મ થવાથી તેને પેશ્વા તરીકે જાહેર કરવામાં આવ્યો. **નાના ફડનવીસ, સખારામ બાપુ,** તથા **હરિપંત ફડકે** રાજ્યતંત્ર ચલાવતા હતા. આ સમયના અંદર **પહેલો મરાઠા વિગ્રહ** શરૂ થયો. ( જુઓ સવાલ ૧૨.) મહાદજી સિંધીયાએ પોતાની સત્તા વધારી અને મરાઠા સરદારોમાં સૌથી વધારે બળવાન થયો. અંગ્રેજો સાથેના વિગ્રહો ઉપરાંત, આ રાજ્યની અંદર મરાઠાઓ **ટીપુ** તથા **નિઝામઅલી** સાથે લડાઈમાં ઉતર્યા હતા. ખંડણીના ૪૫ લાખ રૂપીયા તથા કેટલાક પ્રાંતો આપવાની ટીપુને ફરજ પડી. ૧૭૯૦ માં **ત્રીજો મૈસુર વિગ્રહ** શરૂ થયો અને મરાઠાઓ અંગ્રેજો સાથે ભળ્યા. વિગ્રહને અંતે, ટીપુના રાજ્યના કેટલાક વધારે પ્રદેશો પેશ્વાને મળ્યા. ૧૭૬૦ માં નિઝામઅલ્લી પેશ્વાને ખંડણી આપવા કબુલ થયો હતો તે ન આપી શક્યો. છેલ્લી વખત સર્વ મરાઠા સરદારો નિઝામ સામે એકત્ર થયા અને આ વખતે અંગ્રેજો દેશી રાજ્યોના વ્યવહારમાં વચ્ચમાં ન આવવાની રાજ્યનીતિ અનુસરતા હતા તેથી મરાઠાએ **૧૭૯૫ માં કુરદલ્લાના** યુદ્ધમાં નિઝામને સહેલાઈથી હરાવ્યો. નિઝામે મરાઠાઓને ભારે દંડ આપ્યો અને તેને કેટલાક પ્રાંતો પણ આપવા પડ્યા.

આ સમયમાં નાના ફડનવીસનો રાજ્યતંત્રમાં સંપૂર્ણ અધિકાર ચાલતો હતો. તેનો પેશ્વા ઉપર ઘણો અંકુશ હતો અને માધવરાવને તેના મિત્ર તથા ભાઈ બાજીરાવને મળવાની મના કરવામાં આવી હતી. નિરાશામાં, પોતાના મહેલની અગાસી ઉપરથી નીચે પડી માધવરાવે આપઘાત કર્યો. ( ૧૭૯૫ ).

**બીજો બાજીરાવ,** સાતમો અને છેલ્લો પેશ્વા હતો. બાજીરાવ રાઘોબાનો જ્યેષ્ઠ પુત્ર હતો. નાનાફડનવીસને એકવાર કેદ પકડી, ફરી તેને પ્રધાનપદે સ્થાપ્યો. નાનાફડનવીસ ૧૮૦૦ માં મૃત્યુ પામ્યો. જીવનપર્યંત નાનાફડનવીસે મરાઠા સરદારોને એકત્ર કરવા તથા રાજ્યતંત્ર ડહાપણથી ચલાવવા પ્રયાસ કર્યો હતો. નાનાફડનવીસના મરણ પછી આ સંપ અદૃશ્ય થયો અને મરાઠા સરદારો અંગ્રેજો સાથે તથા અંદર

અંદર લડવા લાગ્યા. જશવંતરાવ હોલ્કરે, સિંધીયા સાથે લડાઈ કરી તેને હરાવ્યો; પેશ્વાએ સિંધીયાનો પક્ષ લઇ, હોલ્કરના લશ્કરને નસાડયું. હોલ્કરે પુના ઉપર આક્રમણ કર્યું. પેશ્વા વસઇ તરફ નાશી ગયો અને **૧૮૦૨** માં અંગ્રેજો સાથે કરાર કર્યા. **વસઈના કરાર**ને પરિણામે **બીજો મરાઠા વિગ્રહ** શરૂ થયો. આ વિગ્રહને અંતે, મરાઠા સરદારો અંગ્રેજોના આધીન બન્યા. દિનપ્રતિદિન મરાઠાઓ નબળા પડતા ગયા અને અંગ્રેજો સત્તામાં વધવા લાગ્યા. ૧૮૦૪–૧૮૦૫ માં મરાઠા–અંગ્રેજનો **ત્રીજો વિગ્રહ** શરૂ થયો.

( જુઓ, સવાલ ૧૬. )

**૧૮૧૮** માં હોલ્કર સાથે વિગ્રહ થયો. **ચોથો મરાઠા વિગ્રહ** પણ આ સાલમાં શરૂ થયો. ચોથા મરાઠા વિગ્રહને અંતે, પેશ્વાને પદભ્રષ્ટ કરવામાં આવ્યો અને તેના (૧૮૫૧ માં )મરણ સુધી આઠ લાખ રૂપીયાનું વર્ષાશન આપી બીથુરના કિલ્લામાં રાજ્યકેદી તરીકે રાખવામાં આવ્યો. તેનો મુલ્ક અંગ્રેજોના મુલ્ક સાથે જોડી દેવામાં આવ્યો અને મરાઠા રાજ્યનો અંત આવ્યો.

12. What led to the First Maratha War? What were the important events of the War? What were the terms of the Treaty of Salbai?

નારાયણરાવના ખુન પછી, રાઘોબાએ પેશ્વાપદ ધારણ કર્યું, પરંતુ પાછળથી નારાયણરાવને પુત્ર જન્મ્યો અને બાળક માધવરાવને ગાદીએ બેસાડવા માટે રાઘોબા વિરૂદ્ધ મજબુત પક્ષ બંધાયો. પોતાની સત્તા તુટી જવાના ભયને લઈ રાઘોબા સુરત ગયો અને ૧૭૭૫ માં અંગ્રેજ સરકાર સાથે કરાર કર્યા. આ કરાર પ્રમાણે રાઘોબાએ વસઈ, સાલસેટ તથા ગુજરાતના કેટલાંક પ્રાંતો અંગ્રેજોને આપ્યા અને બદલામાં અંગ્રેજોએ તેને પેશ્વાપદ મેળવી આપવા વચન આપ્યું. કલકત્તા સરકારની સંમતિ વગર મુંબઈ સરકારે આ કરાર કર્યા હતા. વોરન હેસ્ટીંગ્સ આ વખતે વાઇસરોય હતો અને તેણે મુંબઈ સરકારના કરાર નામંજુર કરી લડાઇ બંધ પાડી, પરંતુ આ વખતે નાના ફડનવીસ ફ્રેંચ સાથે અંગ્રેજો વિરૂદ્ધ ખટપટ કરી રહ્યો હતો અને તેને અંગે વોરન હેસ્ટીંગ્સે પેશ્વા સામે લડાઈ શરૂ કરી.

મુંબઈ સરકારે મરાઠાઓ સામું એક સૈન્ય મોકલ્યું પરંતુ મહાદજી સિંધીયાએ તેને હરાવી પાછું કાઢયું. મહાદજીએ અંગ્રેજ સૈન્યની પુંઠ પકડી અને ૧૭૭૯ માં અંગ્રેજ સેનાપતિને **વારગામના કરાર** ઉપર સહી કરવા ફરજ પાડી. આ કરારથી મરાઠાના સર્વ પ્રદેશો પાછા સોંપી દેવા અંગ્રેજોને ફરજ પડી. વોરન હેસ્ટીંગ્સે તથા ઇસ્ટ ઇન્ડીયા કંપનીના સંચાલકમંડળે આ કરાર નામંજુર કર્યા અને બંગાળાથી કર્નલ ગૉડર્ડના સેનાપતિપણા નીચે સૈન્ય મોકલ્યું. કર્નલ ગૉડર્ડે અહમદાબાદ તથા વસઈ સર કર્યાં. કપ્તાન પોફામે ગ્વાલીયરનો કિલ્લો સર કર્યો અને માળવાની અંદર સિંધીયાને હરાવ્યો. આ વખતે હૈદર, નિઝામ તથા મરાઠાઓ વચ્ચે સગંઠન થવાની તૈયારી હતી. સિંધીયાએ સંધિ કરવા કહેણુ મોકલ્યું હતું અને પરિણામે **૧૭૮૨ માં સાલબાઇના કરાર** થયા.

## સાલબાઇના કરારની નીચે પ્રમાણે શરતો હતી.

( ૧ ) બાળક માધવરાવને પેશ્વા તરીકે સ્વીકારવો. ( ૨ ) રાઘોબાને ત્રણ લાખ રૂપીયાનું વર્ષાશન આપવામાં આવ્યું. ( ૩ ) સાલસેટ અંગ્રેજી મુલ્ક સાથે જોડી દેવામાં આવ્યું. ( ૪ ) ભરૂચ સિંધીયાને આપવાનું ઠર્યું. ( ૫ ) અંગ્રેજો શિવાય દરેક યુરોપીય પ્રજાને મરાઠા હદમાં આવવાની મના કરવાનું નક્કી થયું. ( ૬ ) નિઝામને અંગ્રેજના અને આર્કટના નવાબના પ્રાંતો પાછા આપવા ફરજ પાડવામાં આવી.

13 Trace the course of events from the Treaty of Salbai to the Treaty of Bassein.

**ટીપુ સાથેના વિગ્રહો.**
**નિઝામઅલી સાથેના વિગ્રહો.**
**બીજા બાજીરાવનું રાજ્ય.**

( જુઓ સવાલ, ૧૧ ).

14. Why is the Treaty of Bassein regarded as the turning point in tbe History of India? Give its provisions.

વસઈના કરારને લઈ પેશ્વા અંગ્રેજોના સંપૂર્ણ આશ્રય નીચે આવ્યો વસઈના કરારને પરિણામે બીજો મરાઠા વિગ્રહ શરૂ થયો. આ વિગ્રહને અંતે ભોંસલે તથા સિંધીયા અંગ્રેજો સાથે કરારમાં ઉતરી, સ્વતંત્રતા ગુમાવી બેઠા. મરાઠા સરદારોની પણ એકતા નષ્ટ થઈ. તેઓમાં કુસંપ વધ્યો અને મહારાષ્ટ્રની અંદર અંગ્રેજોએ સર્વોપરિ સત્તા જમાવી. આ પ્રમાણે મરાઠા સત્તા દિનપ્રતિદિન ઘસાવા લાગી અને હિંદુસ્તાનની અંદર અંગ્રેજોના પ્રતિસ્પર્ધી પણ નબળા પડ્યા.

## વસઈના કરારની શરતો નીચે પ્રમાણે હતી.

( ૧ ) પેશ્વાએ તેના પ્રદેશની અંદર એક રક્ષક બ્રિટિશ સૈન્ય રાખવા તથા તેના નિભાવ માટે વર્ષે ૨૬ લાખ રૂપીયા આપવા કબુલ્યું. ( ૨ ) આ ખર્ચ પૂરું પાડવા કેટલાક પ્રદેશ અંગ્રેજોને આપવા પેશ્વાને ફરજ પાડવામાં આવી. ( ૩ ) સુરત ઉપરનો હક્ક પેશ્વાને છોડી દેવો પડ્યો અને નિઝામ તથા ગાયકવાડ સાથેની તેની તકરારોનું સમાધાન કરવા બ્રિટિશ સરકારને સત્તા આપી. ( ૪ ) અંગ્રેજોની વિરોધી કોઈપણ યુરોપીય પ્રજાને પેશ્વાની હદમાં આવવા મના કરવામાં આવી, ( ૫ ) પેશ્વાને અંગ્રેજોના વફાદાર મિત્ર થઈ રહેવા ફરજ પાડવામાં આવી અને તેના બદલામાં અંગ્રેજોએ પેશ્વાનું તથા તેની હકુમત નીચેના પ્રદેશોનું રક્ષણ કરવા વચન આપ્યું.

15. Give a short account of the Second Maratha War.

સાતમા પેશ્વાના સમયમાં, હોલ્કર સામે પેશ્વા તથા સિંધીયા વિગ્રહમાં ઉતર્યા હતા. આ વિગ્રહની અંદર પેશ્વાને વસઈના કરાર કરવાની ફરજ પડી ( ૧૮૦૨ ). આ કરાર સિંધીયા તેમજ ભોંસલેના લાભમાં ન હોવાથી, તેઓ અંગ્રેજો સામે વિગ્રહ કરવાની તૈયારી કરવા લાગ્યા.

જનરલ વેલેસ્લી તથા જનરલ લેઇક વિગ્રહની અંદર અંગ્રેજ પક્ષના સેનાપતિ નિમાયા. દખ્ખણ તરફ જઈ, વેલેસ્લીએ સિંધીયાનો અહમદનગરનો કિલ્લો સર કર્યો. આગળ વધતાં અસાઈ નજીક તેના અને ભોંસલે તથા સિંધીયાના એકત્ર સૈન્યો વચ્ચે પ્રખર યુદ્ધ થયું અને એક

મરાઠાઓ ઘણી બહાદુરીથી લડ્યા તોપણ અંતે ઘણા મોટા ભોગે પણ અંગ્રેજોને વિજય મળ્યો. ૧૮૦૩ માં **આરગામ** નજીક ભોંસલે ફરીવાર હાર્યો અને તેથી બરહામપુર, અસીરગઢ તથા ગ્વાલીગઢ અંગ્રેજોના હાથમાં આવ્યાં. અંગ્રેજ તથા ભોંસલે વચ્ચે **દેવગામની સંધિ** થઈ ( ૧૮૦૩ ). સિંધીઆએ પણ લાસવારી નજીક હાર ખાધી. તેના તાબાનાં ભરૂચ તથા ચાંપાનેર અંગ્રેજોના હાથમાં આવ્યાં અને **સીરજી અંજેગામ** નજીક ૧૮૦૩ માં ભોંસલે કરારમાં ઉતર્યો.

## રઘુજી ભોંસલે તથા અંગ્રેજ વચ્ચે ૧૮૦૩ માં થયેલી દેવગામની સંધિની શરતો.

૧. ભોંસલેએ કટક તથા બાલાસોર અંગ્રેજને આપ્યાં અને કેટલોક પ્રદેશ નિઝામને આપ્યો. ( ૨ ) દેશી રાજ્યો સાથેની તેની તકરારોનું સમાધાન કરવા અંગ્રેજોને રજા આપી. ( ૩ ) તેના દરબારમાં એક બ્રિટિશ રેસીડન્ટને રાખવા ભોંસલેએ કબુલ કર્યું. ( ૪ ) અંગ્રેજોના વિરોધી પરદેશીઓને તેના રાજ્યની અંદર નોકરીમાં ન રાખવા ભોંસલેએ કબુલ કર્યું.

## દૌલતરાવ સિંધીયા તથા અંગ્રેજો વચ્ચે થયેલ સીરજી અંજેગામની સંધિની શરતો.

૧. બ્રીટીશ રેસીડન્ટને પોતાના દરબારમાં રાખવા સિંધીયા કબુલ થયો.

૨. અંગ્રેજોના વિરોધી પરદેશીઓને રાજ્યની અંદર નોકરીમાં ન રાખવા સિંધીયાએ કબુલ કર્યું.

૩. સિંધીયાએ યમુના તથા ગંગા વચ્ચેનો સર્વ પ્રદેશ તથા ભરૂચ અંગ્રેજને, પેશ્વાને અહમદનગર, તથા કેટલાક બીજા પ્રાંતો નીઝામને આપ્યા.

16. Give a short account of the Third Maratha War.

**કારણો:**—બીજા મરાઠા વિગ્રહમાં જશવંતરાવ હોલ્કરે ભાગ લીધો ન હતો અને તેનું સૈન્ય તાજું હતું. આ સૈન્ય અંદર અંદર રમખાણ

કરશે એમ હોલ્કરને ભય હતો. એટલે તેને હરકોઈ પ્રવૃત્તિમાં યોજવાના ઈરાદાથી બ્રિટિશ રક્ષણ નીચેનું રજપુતાના સર કરવા હોલ્કરે તેને મોકલ્યું. તે વખતના ગવર્નર જનરલ મારક્વીસ વેલેસ્લીએ હોલ્કરને રજપુતાના છોડવા જણાવ્યું. હોલકર કબુલ ન થયો અને લડાઈ જાહેર થઈ.

જનરલ લેઇક રજપુતાના તરફ આગળ વધ્યો અને હોલ્કરને પાછા ફરવાની ફરજ પડી. સિંધીયાએ હોલ્કરને મદદ મોકલી તથા ભરતપુરનો રાજા પણ હોલ્કર સાથે ભળ્યો. હોલ્કરે મથુરાં સર કરી દિલ્હીને ઘેરો ઘાલ્યો પણ દિલ્હી સર કરવામાં તે નિષ્ફળ થયો. જનરલ લેઇક હોલ્કર સામો આવ્યો અને ફરૂક્રાબાદ નજીક તેને હરાવ્યો. ૧૮૦૪ માં ડીગ નજીક ભરતપુરનો રાજા હાર્યો અને કર્નલ મુરેએ ઈન્દોર સર કર્યું. ત્રણ મહિના સુધી, લેઇકના સર્વ પ્રયત્નો નિષ્ફળ ગયા. સંધી કરવા ભરતપુરનો રાજા ઘણો આતુર હતો અને તેની ઈચ્છા પાર પાડવા તેણે અંગ્રેજોને વીશ લાખ રૂપીયા આપ્યા. આ વખતે વેલેસ્લી ઈંગ્લંડ ગયો અને અંગ્રેજોએ દેશી રાજ્યોના વ્યવહારમાં ભાગ ન લેવાની રાજ્યનીતિ શરૂ કરી. હોલ્કર તથા સિંધીયા સાથે સરજોર્જ બારલોએ સંધિ કરી અને ત્રીજા મરાઠા વિગ્રહનો અંત આવ્યો.

હોલ્કર સાથે ૧૮૦૫ માં સંધિ થઇ. હોલ્કરના સર્વ પ્રદેશો અંગ્રેજોએ પાછા આપ્યા.

સિંધીયા સાથે પણ ૧૮૦૫ માં સંધિ થઇ. સિંધીયાને ગ્વાલીયર આપવામાં આવ્યું અને તેની સાથે થયેલ સીરજી અંજેગામની શરતો કાયમ રહી.

17. Give a brief description of the struggle for supremacy fom 1802–1805 between the Marathas and the English.

( જુઓ પ્રશ્ન ૧૫–બીજો મરાઠા વિગ્રહ, અને પ્રશ્ન ૧૬–ત્રીજો મરાઠા વિગ્રહ. )

18. Give a short account of the Fourth Maratha war.

૧૮૦૨ ના વસઈના કરાર પછી, બાજીરાવ બીજો અંગ્રેજો સાથે ભળ્યો હતો પરંતુ તેને અંગ્રેજો તરફ તિરસ્કાર હતો. સિંધીયા, હોલ્કર તથા ભોંસલેને એકત્ર કરવા અને લશ્કર ઉભું કરવા તે યોજના કરી રહ્યો હતો. ૧૮૧૫ માં પેશ્વા તથા ગાયકવાડની નાણાં સંબંધી લેવડ દેવડનો હિસાબ કરવા ગાયકવાડનો પ્રધાન ગંગાધર શાસ્ત્રી પુને આવ્યો. પેશ્વાના પ્રધાન ત્ર્યંબકજી ડાંગલીયાએ તેનું ખુન કર્યું. પુનામાં રહેતા અંગ્રેજ રેસીડન્ટ એલ્ફીન્સ્ટને પેશ્વા પાસે ત્ર્યંબકજીનો કબજો માગ્યો. પેશ્વાએ ત્ર્યંબકજીનો કબજો સોંપ્યો. ત્ર્યંબકજીને કેદ પકડવામાં આવ્યો, પરંતુ તે તરતજ નાશી ગયો. પેશ્વા ત્ર્યંબકજીને સર્વ પ્રકારની મદદ મોકલવા લાગ્યો, અને લડાઈની તૈયારી કરવા લાગ્યો. પેશ્વાની આ વર્તણુક જોઈ, મારક્વીસ ઑફ હેસ્ટીંગ્સે લડાઈ જાહેર કરી.

પેશ્વાના મુખ્ય સેનાપતિએ **ખડકી** નજીક ૧૮૧૭ માં અંગ્રેજો ઉપર હુમલો કર્યો પરંતુ હાર્યો. જનરલ સ્મીથે પુના સર કર્યું. પેશ્વા નાસી ગયો પરંતુ ૧૮૧૮ માં **કોરેગામ** નજીક ફરી હાર્યો. અંગ્રેજોએ સતારા પણ સર કર્યું. અને બાજીરાવનો મુખ્ય સેનાપતિ **અષ્ટી** નજીક હાર્યો. બાજીરાવ પુનઃ નાસી ગયો, પરંતુ તરતજ તે અંગ્રેજોને શરણ આવ્યો. તેને પદભ્રષ્ટ કરી, તેના પ્રદેશો અંગ્રેજી મુલ્ક સાથે જોડી દેવામાં આવ્યા.

19. Narrate the principal events of the Maratha War that led to the final destruction of the power of the Peshwas. See Q. 18.

20. Describe the events connected with Maratha History from 1800–1818.

૧. **વસઈના કરારઃ**—( સવાલ, ૧૧, અને સવાલ, ૧૪ )

૨. **બીજો મરાઠા વિગ્રહઃ**—( સવાલ, ૧૫, ટુંકમાં લખો )

૩. **ત્રીજો મરાઠા વિગ્રહઃ**—( સવાલ, ૧૬, ટુંકામાં લખો )

૪. **૧૮૧૮ માં હોલ્કર સાથે લડાઈઃ**—૧૮૧૧ માં જશવંતરાવ હોલ્કરના મરણ પછી, સેનાપતિઓ વિગ્રહમાં ઉતરાવા બહુ આતુર હતા અને લડાઈ જાહેર થઈ. મહીદપુરમાં તેઓ હાર્યા અને જશવંત-

રાવના પુત્ર મલ્હારરાવે માંડેશ્વરની સંધિ કરી. આ સંધિથી, હોલ્કરે એક બ્રીટીશ રેસીડન્ટને તેના દરબારમાં સ્વીકારવો પડયો, એક બ્રીટીશ સૈન્ય તેના રાજ્યમાં રાખવા તે કબુલ થયો અને કેટલાક પ્રાંતો અંગ્રેજોને આપવા પડ્યા.

૫. **ચોથો મરાઠા વિગ્રહઃ**—( જુઓ, સવાલ ૧૮ ).

૬. **નાગપુરના આપા સાહેબ સાથે વિગ્રહઃ**—રઘુજી ભોંસલે પછી, આપા સાહેબ નાગપુરનો રાજ્યકર્તા થયો હતો. ચોથા મરાઠા વિગ્રહમાં તેણે પેશ્વાને છુપી મદદ કરી હતી. અંગ્રેજોએ તેની સામે ૧૮૧૮ માં લડાઈ જાહેર કરી. આપા સાહેબે બ્રીટીશ રેસીડન્સી ઉપર હુમલો કર્યો પરંતુ તે સીતાબાલ્દી નજીક હાર્યો. જબલપુરમાં તે બીજી વખત હાર્યો અને જોધપુર તરફ નાશી ગયો. બ્રિટીશ રક્ષણ નીચે તેના પુત્રને બિહારની ગાદી ઉપર બેસાડવામાં આવ્યો.

21. Sketch briefly the lives of Mahadaji Sindhia, and Nana Farnavis.

સિંધીયા કુળના સ્થાપકનો મહાદજી સિંધીયા પુત્ર હતો. ૧૭૬૧ માં સિંધીયા કુળના મુખ્ય પુરૂષ તરીકે તે પ્રસિદ્ધ થયો. તેની કારકિર્દીનો ઘણો ખરો ભાગ તેણે લડાઈમાં વ્યતીત કર્યો હતો. પેશ્વાથી સ્વતંત્ર બની, પોતાની સત્તા બળવાન કરવાનો તેનો આશય હતો. ૧૭૭૧ માં રોહીલખંડ ઉપર ચઢાઈ કરી, અને ત્યાર બાદ દિલ્હી સર કરી, બીજા શાહઆલમને ગાદીનશીન કર્યો. પહેલા મરાઠા વિગ્રહમાં તેણે અંગ્રેજો વિરૂદ્ધ પેશ્વાનો પક્ષ લીધો. તાલેગામ નજીક અંગ્રેજોને હરાવી, વારગામના કરાર ઉપર સહી કરવાની અંગ્રેજોને ફરજ પાડી. વારગામના કરારથી અંગ્રેજોએ મરાઠાઓને તેના પ્રદેશો પાછા આપવા પડ્યા. ૧૭૮૨ માં તેણે અંગ્રેજો સાથે સાલબાઈના કરાર કર્યા. તેણે ભરૂચ મેળવ્યું અને તેની સત્તા ઘણી વધી ગઈ. આરંભેલું કાર્ય પૂરૂં કર્યા વગર, એકાએક તે ૧૭૯૪ માં મરણ પામ્યો.

મહાદજી સિંધીયા મરાઠા સરદારોમાં સૌથી વધારે કુશળ અને બાહોશ સરદાર હતો. તે મહાન સેનાપતિ હતો અને તેની આગળ કવાયત લીધેલું વિશાળ સૈન્ય હતું. તેનું ચારિત્ર્ય પ્રશંસનીય હતું.

મહાદજી જાતિભેદને ગણકારતો ન હતો અને તેને અંગે તે ઘણી સહેલાઈથી તેના સૈન્ય માટે ઉત્તમ માણસો શોધી કાઢતો. મહાદજીનું નૈતિક બળ ઘણા ઉંચા પ્રકારનું હતું.

**નાના ફડનવીસઃ**—પ્રસિદ્ધ મરાઠા મુત્સદ્દી હતો. ચોથા પેશ્વા, પહેલા માધવરાવના વખતમાં રાજ્યતંત્રમાં તે ઉંચું સ્થાન ભોગવતો. ૧૭૭૫ માં જ્યારે છઠ્ઠા પેશ્વા બીજા માધવરાવનો જન્મ થયો, અને રાઘોબા પેશ્વાપદ ધારણ કરવાનો પ્રયાસ કરતો હતો ત્યારે નાના ફડનવિસે રાજ્ય રક્ષક મંડળ બનાવી માધવરાવના સગીરપણા દરમ્યાન કારભાર ચલાવ્યો હતો; તેથી રાઘોબાએ અંગ્રેજોની મદદ લીધી. નાના ફડનવીસ આ વખતે અંગ્રેજો વિરૂદ્ધ ફ્રેંચ સાથે ખટપટ કરી રહ્યો હતો અને તેને લઈ વૉરન હેસ્ટીંગ્સે કાઉન્સીલ ઑફ રીજન્સી (રાજ્યરક્ષક મંડળ) સાથે રક્ષક વિગ્રહ શરૂ કર્યો. આ વિગ્રહની અંદર મરાઠાઓનો પરાજય થયો અને સાલબાઈના કરાર ઉપર તેઓને સહી કરવાની ફરજ પડી. પેશ્વાના દરબારમાં ફડનવીસ કરદમકાર હતો, અને તેના જીવનનો આશય મરાઠા સરદારોને એક મજબુત સંગઠનની અંદર એકત્ર કરવાનો હતો. ફડનવીસના આ હેતુ સામે મહાદજી સિંધીયા થયો. મહાદજીનો વિચાર તદ્દન સ્વતંત્ર થવાનો હતો. ફડનવીસે જીવનપર્યંત ડહાપણ તથા કાર્યદક્ષતાથી રાજ્ય કર્યું. અંગ્રેજોની રાજકીય બાબતોમાં વિરૂદ્ધ છત્તાં, તેઓના તરફ તે ઘણું માન દેખાડતો. અન્ય મરાઠા સરદારોનું સંગઠન કરવામાં નાના ફડનવીસ ફતેહમંદ થયો હતો. તેના મૃત્યુની સાથેજ, મરાઠા રાજ્યતંત્રમાં ગેરવ્યવસ્થા વ્યાપી. નાના ફડનવીસે તેનું ખાનગી જીવન બહુ સુંદર રીતે ગાળ્યું હતું.

22. Sketch the careers of Raghoba, Ahalyabai and Appa Saheb.

**રાઘોબાઃ**—પહેલા બાજીરાવનો પુત્ર હતો. તેના ભત્રીજા ચોથા પેશ્વા માધવરાવ તથા પાંચમા પેશ્વાના રાજ્ય દરમ્યાન તે રાજ્યરક્ષક હતો. પાંચમા પેશ્વાના ખુન પછી તેણે પેશ્વાપદ ધારણ કર્યું, પરંતુ છઠ્ઠા પેશ્વા, બીજા માધવરાવનો જન્મ થવાથી, નાના ફડનવીસે બાળક માધવરાવને બદલે રાજ્ય કરવા એક મંડળ સ્થાપ્યું (કાઉન્સીલ ઑફ

રીજન્સી ). રાઘોબાએ વસ્તુસ્થિતિ જોઈ, ૧૭૭૫ માં અંગ્રેજો સાથે સુરતના કરાર કર્યા. આ સંધિને પરિણામે પહેલો મરાઠા વિગ્રહ શરૂ થયો.

( જુઓ, સવાલ, ૧૨ )

આ વિગ્રહને અંતે, રાઘોબાને ત્રણ લાખ રૂપીયાનું વર્ષાશન આપવામાં આવ્યું અને તેના ઇચ્છિત સ્થળે રહેવાની તેને રજા આપવામાં આવી. રાઘોબા ઘણો ગર્વિષ્ટ હતો અને રાજ્ય ચલાવવા લાયક ન હતો. તેણે લાહોર સર કર્યું હતું. અને થોડે અંશે આ બનાવ પાણીપતના ત્રીજા યુદ્ધનું કારણભૂત બન્યો હતો.

**અહલ્યાબાઈ:**—એક ઘણી બુદ્ધિમાન રાજ્યકર્ત્રી હતી. ઈંદોરના મલ્હાવરાવ હોલ્કરની તે પુત્રવધૂ હતી. ૧૭૬૭ માં તેનો પુત્ર મરણ પામવાથી, ઈંદોરનું રાજ્યતંત્ર તેણે હાથમાં લીધું અને બાહોશ તથા અનુભવી માણસોને તેણે રાજ્યતંત્રની અંદર નિમી, ડહાપણથી તે રાજ્ય ચલાવવા લાગી. એક નાના ગામડામાંથી તેણે ઈંદોરને સમૃદ્ધ શહેર બનાવ્યું. અહલ્યાબાઈ સર્વને એક સુંદર નમુનારૂપ સ્ત્રી જણાતી. આ ભક્ત અને દયાળુ સ્ત્રી રાતદિવસ લોકહિતના કાર્યોમાંજ વ્યતીત કરતી. જગતના મહાન સ્ત્રી રાજ્યકર્ત્રીઓ સાથે અહલ્યાબાઈની સરખામણી કરવી યોગ્ય છે.

**આપા સાહેબ:**—( જુઓ, સવાલ ૨૦, છેલ્લો ભાગ. )

28. What part in Maratha history was played by by the Peshwas after the death of Shiwaji ?

શિવાજીના સમયમાં, તેણે સ્થાપેલ અષ્ટ પ્રધાન મંડળનો પેશ્વા મુખ્ય પ્રધાન હતો. શિવાજીની પાછળ, તેના વંશજો નિર્માલ્ય અને વ્યભિચારી નિવડ્યા અને પરિણામે રાજ્યતંત્રનો સર્વ વહિવટ પેશ્વાને શિરે આવ્યો. મરાઠા રાજ્યના તે ખરા રાજ્યકર્તાઓ થયા અને પેશ્વાપદ વંશપરંપરા કરવામાં આવ્યું. પહેલા પેશ્વા બાલાજી વિશ્વનાથે ઉત્તર હિંદુસ્તાનમાં પણ મરાઠા સત્તા જમાવવા પ્રયત્ન કર્યો અને તેના પુત્ર પહેલા બાજીરાવે તેના પિતાની રાજ્યનીતિ અનુસરી, મરાઠા પ્રદેશ વિસ્તીર્ણ કર્યો. ૧૭૫૧ ની સાલ સુધી આ પ્રમાણે ચાલ્યા કર્યું. પાણીપતના યુદ્ધે આ મહત્ત્વાકાંક્ષાની ગતિ અટકાવી અને હિંદુસ્તાનની અંદર હિંદુરાજ્ય સ્થાપવાની મરાઠાઓની સર્વ આશા અદ્રશ્ય થઈ. રાજ્યતંત્રની અંદર કોઈપણ પદ વંશપરંપરા

ન થાય એવો શિવાજીએ નિયમ કર્યો હતો. પેશ્વાઓએ આ નિયમ તરફ લક્ષ ન આપ્યું. પરિણામે બીજા પ્રધાનો તથા અમલદારોએ પોતાનાં પદ વંશપરંપરા કરી, સ્વતંત્ર થયા. આવી રીતે પેશ્વાઓ નીચે, મરાઠા રાજ્ય નાનાં નાનાં ઘણાં સ્વતંત્ર રાજ્યોની અંદર વહેંચાઈ ગયું. અંગ્રેજોએ એક પછી એક બધા મરાઠા સરદારોને તાબે કર્યા. પેશ્વાઓનું પેશ્વાપદ પણ તેઓએ ખુંચવી લીધું અને મરાઠા રાજ્યનો અંત આવ્યો.

24. How do you account for the rise of the Peshwa ? How was their power arrested and finally overthrown ?

See Q. 23

25. State what you know about the civil war among the Marathas in the reign of Bajirao 11.

See Q. 11 last para.

26. Who were the members of the Maratha confederacy ? What led to its downfall ?

પેશ્વા સિંધીયા, હોલ્કર, ભોંસલે તથા ગાયકવાડ મરાઠા સંગઠનના મુખ્ય સ્તંભો હતા.

આ સંગઠનની પડતીનાં ઘણાં કારણો હતાં. (૧) પેશ્વાએ પોતાની સત્તા સર્વોપરિ બનાવી હતી. મહાદજી સિંધીયા જેવા વૃદ્ધ સરદારો સ્વતંત્ર રીતે રાજ્ય કરવાની ખાહેશ ધરાવતા હતા. (૨) સંગઠનના સભ્યો ભિન્ન ભિન્ન જાતિઓના હતા. પેશ્વાઓ બ્રાહ્મણ હતા. સિંધીયા તથા હોલ્કર શૂદ્ર હતા. ભોંસલે ક્ષત્રિય હતા. આ જાતિભેદને લઈ તેઓ એક બીજાથી અળગા રહ્યા. (૩) પાણીપતના યુધ્ધે પેશ્વાની સત્તા ઉપર સજ્જડ પ્રહાર કર્યો અને મરાઠા સરદારોનો સંપ નષ્ટ કર્યો. (૪) બીજા બાજીરાવના વખતની મરાઠાઓની મુલ્કી લડાઇને અંગે તેમજ રાઘોબાના પેશ્વાપદ મેળવવાના પ્રયાસને પરિણામે અંગ્રેજો સાથે વિગ્રહો શરૂ થયા અને મરાઠા સરદારો અંગ્રેજોના આધીન થઈ ગયા. (૫) અંગ્રેજોનો ઉદય તથા તેની સર્વોપરી સત્તાને અંગે, મરાઠાઓ ગુમાવેલી સત્તા પુનઃ મેળવી શકયા નહિં.

27. Point out the cause of the rise of the Peshawa, Sindhia, Holkar, Bhonsle & Gaikwar.

**પેશ્વાઓની ચડતી:**—(જુઓ, સવાલ, ૨૩ )

**સિંધીયાની ચડતી:**—આ કુટુમ્બનો સ્થાપક, રાણોજી સિંધીયા, પહેલા પેશ્વા બાલાજી વિશ્વનાથના જોડા ઉંચકનારો હતો. તેની અતુલ કાર્યદક્ષતાને લઈ તે ધીમે ધીમે ઉંચી પાયરીએ ચઢયો. તે બહાદુર લડવૈયો હતો અને પાછળથી ઘણો કુશળ સેનાપતિ નિવડ્યો. પહેલા બાજીરાવે તેને માલવામાં ચોથ ઉઘરાવવા મોકલ્યો અને તેના વંશજો મહાદજી તથા દૌલતરાવ સિંધીયા ગ્વાલીયરમાં સ્વતંત્ર થયા.

**હોલકરની ચડતી:**—પુના નજીક આવેલા, હોલ ગામડાનો ભરવાડ મલ્હારરાવ હોલ્કર આ કુટુમ્બનો સ્થાપક હતો. પહેલા બાજીરાવના સમયમાં તે સૈન્યની અંદર દાખલ થયો અને શૂરવીર લડવૈયા તરીકે નામના મેળવી. ૧૭૩૩ માં તેને ઈંદોર ચોથ ઉઘરાવવા મોકલવામાં આવ્યો, અને ત્યાં તેના વંશજો પેશ્વાથી સ્વતંત્ર રીતે રાજ્ય કરવા લાગ્યા.

**ભોંસલેની ચડતી:**—ભોંસલે નામનો એક મરાઠા સરદાર આ કુટુમ્બનો મૂળ પુરૂષ હતો તેણે સ્વતંત્ર રાજ્ય સ્થાપવા પ્રયાત કર્યો અને પેશ્વા સાથે ઘણા વિગ્રહો કર્યા પછી, નાગપુરમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપવા તે ફતેહમંદ થયો.

**ગાયકવાડની ચડતી:**—બાલાજી વિશ્વનાથના રાજ્યમાં દામાજી ગાયકવાડ નામનો એક અમલદાર આ કુટુમ્બનો સ્થાપક હતો. ૧૭૨૦ માં તેનો પુત્ર પીલાજી પેશ્વાઈ સૈન્યનો મુખ્ય સેનાપતિ થયો. પીલાજીને ગુજરાતમાં ચોથ ઉઘરાવવા મોકલવામાં આવ્યો હતો. ૧૭૨૭ માં પીલાજી વડોદરા સર કરી, સ્વતંત્ર બન્યો.

28. Give a short sketch of each of the Peshwas.

( જુઓ, સવાલ, ૬, ૯, ૧૧ )

29. Show that the rise of the Marathas in India was coeval with that of the English. What were the causes of the rise of the Maratha power ?

બીજાપુર રાજ્યની નોકરીમાં શિવાજીના પિતા શાહજીએ ઉંચુ પદ મેળવ્યું ત્યારથીજ મરાઠા સત્તાનો ઉદય થયો ગણાય; આ સમય સત્તરમા સૈકાની શરૂઆતનો હતો. ૧૬૦૦ ની સાલમાં ઈસ્ટ ઈંડીયા કંપની પણ સ્થપાણી અને ૧૬૧૫ માં સર ટૉમસ રોએ જહાંગીરના દરબારની મુલાકાત લીધી. ૧૬૨૭ માં શિવાજીનો જન્મ થયો. ૧૬૩૯ માં ફ્રાન્સીસ ડેએ મદ્રાસ વસાવ્યું. બાર વર્ષનો શિવાજી આ વખતે હિંદુસ્તાનમાં હિંદુ રાજ્ય સ્થાપવાની ઉચ્ચ આશા રાખી રહ્યો હતો. ૧૬૬૪ થી ૧૬૮૦ ની સાલ સુધીમાં શિવાજીએ મરાઠા સત્તાનો પાયો નાખ્યો. તેજ સમયની અંદર, ૧૬૬૨ માં બીજા ચાર્લ્સ પાસેથી ઈસ્ટ ઈંડીયા કંપનીએ મુંબઈ લીધું. આ સમયની અંદર, અંગ્રેજોએ મદ્રાસમાં ફોર્ટ સેન્ટ જ્યોર્જનો કિલ્લો બાંધ્યો, કલકત્તા સાથે વેપાર શરૂ થયો અને હુગલી, પટણા તથા કાસીમબઝારમાં ઈસ્ટ ઈંડીયા કંપનીએ કારખાનાં સ્થાપ્યાં. ૧૬૮૦ ની સાલ પછી તરતજ અંગ્રેજોએ હિંદુસ્તાનામાં પ્રદેશો જીતવા શરૂ કર્યા. અને ૧૬૯૦ માં જોબ કારનોકે કલકત્તાનો પાયો નાખ્યો. ૧૭૦૭ માં યુનાઇટેડ ઈસ્ટ ઈંડીયા કંપનીની સ્થાપના થઈ. મરાઠાઓ પણ આ સમયમાં સત્તા વધારતા જતા હતા. મરાઠાઓ અને અંગ્રેજો એકી સાથે ઉદય પામતા હતા એવું આ સાલો બતાવી આપે છે.

## મરાઠાઓની ચડતીનાં કારણો.

૧. મહારાષ્ટ્ર પર્વતો તથા ટેકરીઓ વાળો પ્રદેશ છે અને તેની અંદર મજબુત તથા કસાએલી પ્રજા વસે છે. મહારાષ્ટ્રની ભૂમિ તથા તેની સ્થિતિ મરાઠાઓની ચડતીનું એક કારણ હતું.

૨. બીજાપુર તથા અહમદનગરના રાજ્યોમાં, મરાઠાઓને સિપાઈ તરીકે તાલીમ તથા શિક્ષણ મળ્યાં હતાં. આ રાજ્યોની અંદર તેઓ હિસાબી કામ પણ કરતા અને તેને અંગે સ્વતંત્ર રીતે રાજ્ય કરવા તેમણે લાયકાત મેળવી હતી.

૩. પંદરમા સૈકામાં મહારાષ્ટ્રની અંદર ધાર્મિક જુસ્સો પ્રગટી નીકળ્યો હતો. ઉપદેશકો તથા સંતપુરૂષોએ દખ્ખણમાં ઉત્સાહ તથા ઉમંગ

પ્રેર્યાં હતાં. સ્વધર્મને માટે આત્મભોગ આપવા સર્વ તૈયાર થયા હતા. પરિણામે મરાઠા સીપાઇઓ હિંમતવાન થયા હતા.

૪. આ વખતે અખુટ નૈસર્ગિક શકિતવાળો તથા પ્રતિભાસંપન્ન લડવૈયો, સેનાપતિ તથા મુત્સદ્દી શિવાજીએ મહારાષ્ટ્રની રંગભૂમિ ઉપર આવી, મરાઠાઓને ચારે દિશામાં વિજય પ્રાપ્ત કરાવ્યો અને મરાઠા સત્તાનો પાયો નાખ્યો.

૫. બીજાપુર, ગોલકોંડા તથા દખ્ખણનાં મુસલમાની રાજ્યોનો નાશ કરી, ઔરંગઝેબે મરાઠા સત્તાને વિકાસ પામવા દીધી.

30. Describe the Civil and military adminstration of Shiwaji ( B. U. 1921 )

( મુલ્કી વ્યવસ્થા માટે જુઓ, સવાલ ૩ )

શિવાજીના સૈન્યનું પાયદળ કોંકણના મવાલીઓનું બનેલું હતુ. ઘોડેસ્વારોનું દળ છુટા છવાયા મેદાનોમાંથી એકઠું કરવામાં આવ્યું હતું અને તેના બે ભાગ કરી નાખવામાં આવ્યા હતા. બારગી ઘોડેસ્વારોને રાજ્ય ઘોડા આપતું તથા લીલાદારોને પોતાના ઘોડા વાપરવા પડતા હતા. દરેક લશ્કરી વિભાગ ઉપર ચઢતી ઉતરતી પાયરીના અમલદારો હતા. આ અમલદારો કિલ્લામાં રહેતા અને તેની નજીકના પ્રાંતોની દેખરેખ રાખતા. ડાહ્યા અને મુત્સદ્દી રાજાની માફક શિવાજીએ લશ્કરી અમલદારોને, તેની સેવા બદલ, જાગીરો આપવાનું બંધ કર્યું. રાજ્ય ખજાનામાંથી તેઓને પગાર આપવામાં આવતો, એટલે લશ્કરી અમલદારો સ્વેચ્છા પ્રમાણે વર્તી શકતા નહતા. શિવાજી જે લડાઈ પદ્ધતિ અનુસરતો તે લડાઈ પદ્ધતિ તે સમયને અનુકૂળ હતી. નીચેના શબ્દોમાં તે લડાઈ પદ્ધતિનું વર્ણન કરવામાં આવ્યું છે.

"મરાઠા ઘોડેસ્વારો, વધારે બળવાન દુશ્મન સામે, દરેક દિશામાં પ્રસરી જતા અને પાસેના જંગલ કે ટેકરી ઉપરથી દુશ્મનની ચળવળનું ધ્યાન રાખી, તેના છુટાછવાયા ઘોડેસ્વારોને ઠાર કરતા અને તેના થોડા ઘણા સૈન્ય ઉપર પ્રસંગોપાત થાપો મારતા. દુશ્મનો પુંઠ પકડવી વ્યર્થ

ગણી પાછા ફરતા કે તરતજ મરાઠા ઘોડેસ્વારો તેના ઉપર તુટી પડતા. આવા લોકોની સાથે યુદ્ધ કરવું તે હવા સાથે યુદ્ધ કરવા જેવું અને પાણી ઉપર પ્રહાર કર્યા જેવું હતું."

31. Sketch the career of Madhawrao. Would you consider him as the greatest of the Peshwas ? State your reason.

( B. U. 1921. )

( જુઓ સવાલ, ૧૧, પ્રથમ ભાગ ).

32. Write a short note on the causes which led to the downfall of the Maratha power.

( ૧ ) શિવાજીના વંશજો તેણે ઘડેલ રાજ્યતંત્રના નિયમોનું પાલન કરી શક્યા નહિં અને પરિણામે ગેરવ્યવસ્થા તથા અરાજકતા વ્યાપી રહી.

( ૨ )
( ૩ )
( ૪ ) } જુઓ, સવાલ, ૨૭.
( ૫ )
( ૬ )



# પોરટ્યુગીઝ, ડચ તથા ફ્રેંચ.

## ફિરંગી, વલંદા તથા ફ્રેંચ લોકો.

1. What European nation first came round the Cape of Good Hope, and established a settlement in India? What was the object with which it came and what were the places in which it established its power?

હિંદુસ્તાન તરફનો દરીયાઇ માર્ગ શોધનાર યુરોપની પ્રથમ પોરટયુગીઝ પ્રજા હતી. **કોલંબસે** પશ્ચિમ તરફનો માર્ગ શોધવા પ્રયાસ કર્યો હતો, પરંતુ તે માર્ગને બદલે તેણે અમેરીકા શોધી કાઢયું. ૧૪૮૬ ની સાલમાં **બાથલોમ્યુ ડી ડાયઝ** કેઇપ ઑફ ગુડ હોપ તરફ સફર કરવામાં સફળ થયો અને ૧૪૯૮ માં **વાસ્કોડી ગામા** કેઇપ ઑફ ગુડ હોપમાંથી પસાર થઈ કલીકટ પહોંચ્યો. આ પ્રમાણે પોરટયુગીઝોએ હિંદુસ્તાનની અંદર પ્રથમ વેપાર શરૂ કરી, કારખાનાં સ્થાપ્યાં.

હિંદુસ્તાન તરફ આવવા, પોરટયુગીઝ પ્રજા ઘણાં કારણોથી લલચાઈ હતી. અસલના વખતથી યુરોપ અને હિંદુસ્તાન વચ્ચે જમીન માર્ગે વેપાર ચાલતો. ૧૪૫૪ માં તુર્કોએ કૉન્સ્ટેન્ટીનોપલ સર કર્યું અને યુરોપીય પ્રજાઓ માટે આ જમીન માર્ગ બંધ થયો. હિંદુસ્તાન સાથેનો સમૃદ્ધ તથા ધમધોકાર વ્યાપાર ફરી શરૂ કરવા યુરોપીય પ્રજાઓ ઘણી આતુર હતી. તેઓનો મુખ્ય ઈરાદો યુરોપ–હિંદુસ્તાનનો વ્યાપાર તેઓનાજ હાથમાં રાખવાનો હતો. હિંદુસ્તાનની અંદર ખ્રીસ્તિ ધર્મનો પ્રચાર કરવાનો તેઓનો બીજો આશય હતો. પોરટયુગીઝોએ પ્રથમ ગોઆમાં મથક નાખ્યું અને દમણ તથા દીવમાં પણ તેઓ સત્તા જમાવવા લાગ્યા. સોળમા સૈકાના અંતમાં હિંદુસ્તાનની અંદર પોરટયુગીઝોના લગભગ ૩૦ વ્યાપારી મથકો હતાં.

**2. Trace the growth and subsequent decline of the Portuguese power in India.**

હિંદુસ્તાનમાં આવનાર પ્રથમ પોરટયુગીઝ વાસ્કોડીગામા હતો. કાલીકટના રાજા ઝામોરાને તેને સારો આવકાર આપ્યો, પરંતુ મુસલમાની વ્યાપારીઓએ પોતાનો વેપાર મંદ પડી જવાના ભયને લઇ, ઝામોરીનને ઉશ્કેર્યો અને વાસ્કોડીગામાને હિંદુસ્તાન છોડવાની ફરજ પડી. હિંદુસ્તાનનાં કેટલાંક માણસો તથા બે વહાણ ભરીને માલ વાસ્કોડીગામા તેના વતન તરફ લઇ ગયો. વાસ્કોડીગામાની સફરથી પોરટયુગીઝોને ઉત્તેજન મળ્યું તથા ૧૫૦૯ માં તેર વહાણ, ૧૨૦૦ માણસો અને આઠ મિશનરીને લઇ કબ્રાલને હિંદુસ્તાન તરફ મોકલવામાં આવ્યો. ઝામોરીને તેને આવકાર આપી, કાલીકટમાં કારખાનું નાખવા રજા આપી, પરંતુ પાછળથી મુર લોકોની ઉશ્કેરણીથી કારખાનાંના સર્વ માણસોની કતલ કરવામાં આવી. કબ્રાલે સખ્ત વેર લીધું. મુર લોકોનાં બંદર ઉપરનાં સર્વ વહાણો તેણે બાળી મુકયા અને કાલીકટ ઉપર તોપોનો મારો ચલાવી તે કોચીન તરફ ચાલ્યો ગયો. કોચીનમાં તેને સારો આવકાર મળ્યો. ત્યાંથી તે પોરટયુગાલ તરફ ગયો. વાસ્કોડીગામાને પુનઃ મોકલવામાં આવ્યો પરંતુ તે તરતજ પાછો ફર્યો. હિંદુસ્તાનની અંદર પોરટયુગીઝ થાણાઓના વાઇસરૉય તરીકે આલ્મેડાને મોકલવામાં આવ્યો. મુર લોકો સાથે લડાઇ કરી તેણે કાલીકટ ઉપર તોપોનો મારો ચલાવ્યો. પોરટયુગીઝો હવે હિમતવાન થયા હતા. પોર્ટયુંગીઝની વધતી જતી સત્તા જોઈ, ઇજીપ્તના સુલ્તાને તેઓના સામે એક મોટો કાફલો મોકલ્યો. આ દરીયાઇ લડાઇમા, ચૉલ નજીક પોર્ટયુંગીઝ લોકો હાર્યા. ૧૫૦૯ માં તેઓના સામે બીજો મુસલમાની કાફલો મોકલવામાં આવ્યો. દીવ નજીક, પોરટયુગીઝ લોકો જીત્યા અને આલ્મેડાએ હિંદી મહાસાગર પર પોતાની સત્તા જમાવી. આલ્મેડા પાછો પોરટયુગાલ તરફ વળ્યો પરંતુ રસ્તામાં આફ્રિકાના વતનીઓ સાથે લડતાં મરણ પામ્યો.

બાદ આલફોન્સો આલ્બુકર્કને હિંદુસ્તાનમાં સેનાપતિ તરીકે મોકલવામાં આવ્યો અને તેને હિંદુસ્તાનના ગવર્નર–જનરલનો ઇલ્કાબ આપવામાં આવ્યો હતો. આલ્બુકર્કે હિદુસ્તાનમાં સત્તા સ્થાપવા પ્રયાસ કર્યો. આ આશયથી, પોર્ટયુગીઝ કાફલાના રક્ષણ માટે તેને સારાં બંદરોની જરૂર હતી. ગોઆ તેને સર્વ રીતે સગવડવાળું લાગ્યું અને ૧૫૧૦માં તે તેણે સર કર્યું.

હિંદુસ્તાનની અંદર પોરટર્યુંગીઝ સત્તાનો તે ખરો સ્થાપક હતો. હિંદુસ્તાનની અંદર એક પોટર્યુંગીઝ કૉલોની (સંસ્થાન) સ્થાપવાનો તેનો વિચાર હતો અને આ હેતુથી દેશાઈ પોટર્યુંગીઝ અમલદારોને હિંદુસ્તાનમાં પરણવા તે સલાહ આપતો. ત્યાર પછી પોટર્યુંગીઝ સરકારે અલ્બુકર્કને હિંદુસ્તાનમાંથી પાછો બોલાવ્યો, પરંતુ રસ્તામાં તે મરણ પામ્યો. પોટર્યુંગીઝ સત્તા દિનપ્રતિદિન વધતી ગઈ અને સોળમા સૈકામાં હિંદુસ્તાનની અંદર તેઓ લગભગ સર્વોપરિ હતા, અને હિંદુસ્તાન તથા યુરોપ વચ્ચેનો વ્યાપાર તેઓના હાથમાં હતો. પૂર્વની અંદર પોરટયુગીઝોનાં લગભગ ૩૦ વ્યાપારી મથકો હતાં.

સત્તરમાં સૈકાની અંદર પોરટયુગીઝોની સત્તા નિર્બળ પડતી ગઇ એક મજબુત દરીયાઈ સત્તા તરીકે ડચ સત્તામાં વધતા જતા હતા અને પોટર્યુંગીઝ લોકોપાસેથી હિંદુસ્તાનનો વ્યાપાર છીનવી લેવા તેઓએ પ્રયાસ કરતા હતા. ડચ લોકોએ પોટર્યુંગીઝોને, મલાકા, નેગાપટ્ટમ, કોચીન, અંબોયના તથા કાનાનોરમાંથી હાંકી કાઢયા. ઇરાની લોકોએ ઓરમજ સર કર્યું. સત્તરમા સૈકામાં પોટર્યુંગીઝોએ સત્તા ખોઈ અને ડચ સર્વોપરિ સત્તા બની. ૧૭૩૯ માં વસઈ ઉપર હુમલો કરી, પહેલા બાજીરાવે પોરટયુગીઝોની ઘસાતી જતી સત્તા ઉપર પ્રહાર કર્યો. પોટર્યુંગીઝોના કબજામાં હવે માત્ર દિવ, દમણ તથા ગોવા રહ્યાં છે.

3. Explain briefly the career of the Portuguese in India and explain why they failed to establish a permanent rule there.

( આ સવાલના પહેલા ભાગ માટે, જુઓ સવાલ ૨ ).

## પોરટયુગીઝોની (ફિરંગીઓની) નિષ્ફળતાનાં કારણો—

( ૧ ) આલ્બુકર્કની પાછળ હિંદુસ્તાનની અંદર જે વ્યવસ્થાપકો આવ્યા તે ઘણા નબળા હતા, અને સત્તા જાળવી શકયા નહિં. હિંદુસ્તાનની અંદર રાજ્ય સ્થાપવાનો વિચાર છોડી દઇ, તેઓ માત્ર વ્યાપાર તથા ખ્રીસ્તી ધર્મના પ્રચારમાંજ રોકાયા.

( ૨ ) ૧૫૮૦ ની સાલમાં, સ્પેઇન તથા પોર્ટયુગાલનાં રાજ્ય જોડાઈ ગયાં અને પછીથી સ્પેઇને પૉર્ચ્યુગલના લાભ માટે દરકાર રાખેલી નહિં.

( ૩ ) પોર્ટયુગીઝોએ પણ બ્રાઝીલ તરફ વધારે લક્ષ રાખ્યું.

( ૪ ) ડચ સત્તા ધીમે ધીમે વધતી ગઇ, અને ડચ પ્રજાનો અન્ય સ્થળોમાં સ્વાર્થ ન હોવાને અંગે, હિંદુસ્તાનના વ્યાપાર તરફ તેઓએ લક્ષ આપ્યું અને પોર્ટયુગીઝોની સત્તા એકદમ તુટી પડી.

4. Briefly describe the Portuguese and the Zamorin of Calicut. ( જૂઓ પ્રશ્ન ૨ ).

5. Sketch the career of Albuquerque. ( પ્રશ્ન ૧ ).

6. Write short notes on:—

Vasco de Gama, Almeyda, and Bartholomew Diaz. ( પ્રશ્ન ૧ ).

7. How do you account for the rise of the Portuguese in India?

( ૧ ) દરીઆઈ સફર તથા વહાણુ બાંધવાના વિજ્ઞાનમાં પોર્ટયુગીઝ પ્રજાએ ઘણી પ્રગતિ કરી હતી. તેઓના રાજા 'હેનરી નેવીગેટર'.ના ઉત્તેજનને લઇ. પોર્ટયુગીઝો હિમતવાન ખલાસીઓ થયા હતા. તેઓના સાહસને લઈ, તેઓ હિંદુસ્તાનની અંદર પગપેસારો કરવામાં ફતેહમંદ થયા હતા.

( ૨ ) પોર્ટયુગીઝોને હિંદુસ્તાનની અંદર મુર લોકો સાથે લડવાનું હતું. મુરલોકો કરતાં, તેનાં વહાણો, સૈનિકો, તથા તોપો વધારે મજબુત અને સંગીન હતાં.

( ૩ ) કોચીન તથા કેટલાંક બીજે રાજ્યોંએ તેઓને આશ્રય આપ્યો હતો.

( ૪ ) આલફોન્સો આલ્બુકર્કે હિમતથી પ્રદેશો સર કરવા શરૂ કર્યા, અને પોર્ટયુગીઝ લોકો સહેલાઈથી પોતાનું રક્ષણ કરી શકે એવાજ પ્રદેશો કબજામાં લેતા. આ કારણોને લઈ, પોર્ટયુગીઝો હિંદુસ્તાનની અંદર સત્તાવાન થયા.

## ડચ, ( વલંદા ).

1. Give briefly the history of the Dutch in India.

હિંદુસ્તાન આવવામાં, પોરટયુગીઝ પહેલી યુરોપીય પ્રજા હતી. પોરટયુગીઝોએ સર્વ વ્યાપાર પોતાને હાથ કરી, ઘણી સમૃદ્ધિ મેળવી. પોરટયુગીઝોના સમૃદ્ધ વેપારથી લલચાઈ, તેમાં ભાગ પડાવવા બીજી પ્રજાઓ તૈયાર થઈ. ડચ લોકો દરિયાના માહીતગાર હતા, અને તેઓએ પોરટયુગીઝ વ્યાપારમાં ભાગ પડાવવા નિશ્ચય કર્યો. ૧૫૯૫ માં ડચોએ એક મોટો કાફલો મોકલ્યો પરંતુ તેઓને સફળતા ન મળી. ત્યાર બાદ ડચ લોકોએ હિંદુસ્તાનમાં નવી કંપનીઓ સ્થાપવી શરૂ કરી. ૧૬૦૨ ની સાલમાં આ સર્વ કંપનીઓએ એકત્ર થઈ, ડચ ઇસ્ટ ઈંડીયા કંપની શરૂ કરી. ધીમે ધીમે તેઓએ હિંદુસ્તાનનો વ્યાપાર હાથ કર્યો. મલાકા, સીલોન, અંબોયના, કોચીન અને કાનાનોર ડચ લોકોએ પોરટયુગીઝો પાસેથી છીનવી લીધાં, તે ઉપરાંત, નેગાપટ્ટમ, કાલીકટ, ચીનસુરા, ભીમલીપટ્ટમ અને મદ્રાસમાં મથકો નાખ્યાં. ઈસ્ટ ઇન્ડીઝ, ચીન તથા બીજા મુલ્કોમાં પણ ડચ લોકોએ સત્તા વધારી. પરંતુ અંગ્રેજી સત્તાના ઉદય સાથેજ, તેઓની સત્તા નબળી પડી અને તેઓનાં સર્વ મથકો અંગ્રેજોએ એક પછી એક હાથ કર્યાં. ૧૭૮૧ ની સાલમાં ડચ લોકો ઈંગ્લંડ વિરૂદ્ધ અમેરીકા સાથે ભળ્યા અને ૧૭૮૩ ની વરસેઇલ્સની સંધિથી, અંગ્રેજોને ઘણાં મથકો આપી દેવાં પડ્યા. તેઓની આગળ માત્ર સીલોન તથા ટ્રીનકોમલી રહ્યાં. આ મથકો પણ અંગ્રેજોએ ૧૭૮૬ માં સર કર્યાં.

———:o:———

# હિંદુસ્તાનમાં ફ્રેંચ લોકોનો ઇતિહાસ.

1. Sketch briefly the history of the French in India.

હિંદુસ્તાન સાથે વ્યાપાર કરવા ૧૬૦૪ માં પ્રથમ ફ્રેંચ કંપની સ્થપાણી હતી. ત્યાર બાદ ઘણી કંપનીઓ સ્થપાણી પરંતુ સૌથી મોટી અને મહત્વની, કોલબર્ટ નામના પ્રસિદ્ધ ફ્રેંચ મુત્સદ્દીએ ૧૬૬૪ માં સ્થાપી હતી. હિંદુસ્તાનની અંદર ઘણા સ્થળોમાં તેઓનાં મથકો હતાં. ૧૭૦૧ ની સાલમાં ફ્રાન્સીસ માર્ટીનને હિંદુસ્તાનનાં ફ્રેંચ મથકોનો મુખ્ય વ્યવસ્થાપક નિમવામાં આવ્યો. ૧૬૭૪ માં તેણે પોંડીચરી સુધરાવ્યું અને દક્ષિણમાં ફ્રેંચ લોકો માટે માન વધ્યું. માર્ટીનની જગ્યાએ દુપ્લે આવ્યો અને તેણે પણ ફ્રેંચ લોકોની કીર્તિ વધારી. ૧૭૪૧ માં દુપ્લે મુખ્ય વ્યવસ્થાપક તરીકે હિંદુસ્તાનમાં આવ્યો. હિંદુસ્તાનની અંદર ફ્રેંચ રાજ્ય સ્થાપવાની ચળવળ તેણે મક્કમપણે શરૂ કરી. હિંદી સૈનિકોને લશ્કરી તાલીમ આપવી તેણે શરૂ કરી અને દેશી રાજાઓને પણ તેણે ફ્રેંચ સૈન્યની મદદ ભાડે આપી. સૈનિકો તરીકે ફ્રેંચોએ સારી નામના મેળવી અને હિંદીઓની સમક્ષ તેઓએ માન-મરતબો વધાર્યો, પરંતુ ૧૭૪૪ સુધી તેઓ માત્ર વ્યાપારીજ રહ્યા અને પોંડીચરી, મુસલીપટ્ટમ, ટીંકોમાલી, માહે, સુરત અને ચંદ્રનગરમાં મુખ્ય વ્યાપારી મથકો રાખ્યાં.

**અંગ્રેજો સાથે વિગ્રહો:**—અંગ્રેજોએ પણ આ વખતે હિંદુસ્તાનમાં કંપનીઓ સ્થાપી હતી અને ફ્રેંચો અને અંગ્રેજો વચ્ચે હરીફાઈ ચાલતી. ૧૭૪૪ માં યુરોપમાં આસ્ટ્રીયન સકશેશનનો વિગ્રહ ફાટી નિકળ્યો. ફ્રાંસ અને ઈંગ્લાંડ આ વિગ્રહમાં વિરોધી થયાં, અને પરિણામે હિંદુસ્તાનની અંદર પણ આ બે પ્રજાઓ લડવા લાગી. (**કર્ણાટકનો પ્રથમ વિગ્રહ ૧૭૪૪-૧૭૪૮**) મોરીશીયસના ફ્રેંચ વ્યવસ્થાપક લેબરડુનાઇએ મદ્રાસને ઘેરો ઘાલ્યો. અને માત્ર પાંચ દિવસમાં મદ્રાસ સર કર્યું. પાછળથી થોડી કિંમત લઈ તેણે અંગ્રેજોને મદ્રાસ આપી દીધું. દુપ્લેએ આ પગલાં તરફ વાંધો લીધો. દુપ્લે સૈન્ય સાથે, ફૉર્ટ સેન્ટ જ્યૉર્જ ( મદ્રાસ ) તરફ વધ્યો,

ત્યાંના અંગ્રેજી વ્યવસ્થાપક તથા બીજા અમલદારોને લડાઈના કેદી તરીકે પોંડીચરી લઈ ગયો. કર્ણાટકનો નવાબ આ વખતે ફ્રેંચો ઉપર અધિકાર ચલાવતો અને તેણે મદ્રાસ પોતાને માટે રાખવા ઇચ્છા દર્શાવી. દુપલેએ આ માગણી કબુલ ન કરી અને કર્ણાટકના નવાબે તેના સામું ૧૦૦૦૦ સૈનિકોનું લશ્કર મોકલ્યું. માત્ર હજાર સૈનિકના નાના પણ તાલીમ લીધેલ ફ્રેંચ સૈન્યે **સેઈન્ટ થોમે** ના યુદ્ધમાં નવાબના સૈન્યને હઠાવ્યું. ફ્રેંચ સૈન્ય ફોર્ટ સેઇન્ટ ડેવીડ તરફ આગળ વધ્યું પરંતુ તેને સર કરવા નિષ્ફળ નિવડ્યું. ઈંગ્લાંડથી અંગ્રેજોને મદદ આવી પહોંચી અને તેઓએ ૧૭૪૮ માં પોંડીચરીને ઘેરો ઘાલ્યો. ૧૭૪૮ ના એલા શાપેલના કરારથી લડાઈ બંધ પડી, અને અંગ્રેજોને મદ્રાસ પાછું મળ્યું. આ લડાઇએ, હિંદુસ્તાનમાં ફ્રેંચોની આબરૂ તથા માન વધાર્યાં.

૧૭૩૮ થી ૧૭૫૦ સુધી શાંતિ રહી. આ સમય દરમ્યાન ફ્રેંચ લોકોએ સારી સત્તા જમાવી. દક્ષિણમાંની વસ્તુસ્થિતિનો દુપલેએ લાભ લીધો. ૧૭૪૮ માં નિઝામ અસફજંગ મરણ પામ્યો અને તેના પુત્ર નાઝીરજંગ તથા ભત્રીજા મુઝાફરજંગ વચ્ચે રાજ્યગાદી માટે તકરાર શરૂ થઈ. મુઝાફરજંગે દુપલેની મદદ માગી અને દુપલેએ ખુશીથી મદદ આપી. કર્ણાટકની અંદર પણ નવાબ અનવરૂદ્દીન તથા ચાંદા સાહેબ વચ્ચે આવીજ તકરાર ઉપસ્થિત થઇ હતી. ચાંદા સાહેબે પણ દુપલેની મદદ માગી અને દુપલેએ તેનો પક્ષ લેવા કબુલ કર્યું. મુઝાફર જંગ અને ચાંદા સાહેબનાં એકત્ર થયેલાં સૈન્યો, ફ્રેંચ સેનાપતિ લુસી નીચે, અનવરૂદ્દીન સામે થયાં અને લડાઈની અંદર અનવરૂદ્દીન માર્યો ગયો. તેની રાજ્યધાની આર્કટ સર કરી, ચાંદા સાહેબને કર્ણાટકનો નવાબ બનાવ્યો. ત્રણે લશ્કરો દક્ષિણ તરફ ગયાં અને નાઝીરજંગને મારી, મુઝફ્ફરજંગને નવાબ બનાવ્યો. બે મહિના પછી મુઝફ્ફરજંગનું ખુન થયું, અને સલાબતજંગને નિઝામ તરીકે ગાદીએ બેસાડવામાં આવ્યો. આ બનાવોથી ફ્રેંચ લોકોએ દક્ષિણમાં સત્તા સર્વોપરિ બનાવી. દુપલેને દક્ષિણ હિંદુસ્તાનનો વ્યવસ્થાપક નિમવામાં આવ્યો. અંગ્રેજો આ વખતે માત્ર ફ્રેંચ સત્તાનો વિકાસ નિહાળી રહ્યા હતા, પરંતુ ૧૭૫૦ માં તેઓને વચમાં પડવાની તક મળી. ૧૭૪૯ માં અનવરૂદ્દીનના મૃત્યુ પછી, તેનો

પુત્ર મહમદઅલી ટ્રીચીનોપલી તરફ નાશી ગયો અને અંગ્રેજોને મદદ કરવા વિનંતિ કરી. અંગ્રેજોએ સહર્ષ આ વિનંતિ સ્વીકારી. આ પ્રમાણે **બીજો કર્ણાટક વિગ્રહ** શરૂ થયો. મહમદઅલીને મદદ કરવા, અંગ્રેજોએ એક નાનું સૈન્ય ટ્રીચીનોપલી તરફ મોકલ્યું. ચાંદાસાહેબની રાજ્યધાની આર્કટ તરફ જવા રૉબર્ટ કલાઇવે માગણી કરી. કલાઇવને આર્કટ મોકલવામાં આવ્યો અને તે એક પણ સૈનિક ગુમાવ્યા વગર આર્કટમાં પેઠો. રાજ્યધાની ગુમાવવાના ભયથી ચાંદા સાહેબે ૧૦૦૦૦ સૈનિકો સાથે પોતાના પુત્રને આર્કટ મોકલ્યો. કલાઇવે ઘણી બહાદુરીથી રક્ષણ કર્યું અને ચાંદા સાહેબના પુત્રને પાછા ફરવાની ફરજ પડી. કલાઈવે ધસારો કરી **આરણી** નજીક તેને હરાવ્યો (૧૭૫૧). કલાઇવે કોંજીવરમ સર કર્યું અને **કાવેરીપાક** નજીક, ૧૭૫૨ માં ફ્રેંચ સૈન્યને હરાવ્યું. મેજર લૉરેન્સે ચાંદા સાહેબને ટ્રીચીનીપોલીનો ઘેરો ઉઠાવી લેવા ફરજ પાડી. મહમદ-અલીને કર્ણાટકના નવાબ તરીકે જાહેર કરવામાં આવ્યો. ચાંદા સાહેબ નાસી ગયો અને તાંજોરના રાજાને હાથે મરણ પામ્યો. મેજર લૉરેન્સે ફ્રેંચોને બાહુર નજીક ફરી હરાવ્યા તથા કલાઇવે કોવલોંગ તથા ચીંગલીપટ સર કર્યાં. બન્ને કંપનીઓ લડાઇથી હવે કંટાળી ગઈ હતી પરંતુ દુપલેનો સંધિ કરવાનો વિચાર ન હતો. દુપલેને સ્વદેશ બોલાવી લેવામાં આવ્યો અને **પોંડીચરીના કરારથી ( ૧૭૫૬ )** વિગ્રહ બંધ પડ્યો. આ કરારથી, અંગ્રેજો તથા ફ્રેંચોને દેશી રાજાઓની તકરારો વચ્ચે પડવા મના કરવામાં આવી. આ વિગ્રહને પરિણામે ફ્રેંચ લોકો હલકા પડ્યા અને સત્તા જમાવી શક્યા નહિં. ૧૭૫૩ માં મહમદઅલી પાસેથી તેમણે નૉર્થન સીરકાર મેળવ્યો હતો, પરંતુ દક્ષિણમાં તેઓની સર્વોપરિ સત્તા હતી તે તુટી ગઈ.

૧૭૫૬ માં યુરોપમાં સાત વર્ષની લડાઇ (સેવન યીઅર્સ વૉર ) ફાટી નીકળી અને પરિણામે **ત્રીજો કર્ણાટક વિગ્રહ** ( ૧૭૫૭–૧૭૬૨ ). શરૂ થયો. ઇ. સ. ૧૭૫૮ માં કાઉન્ટ લાલીએ ફૉર્ટ સેન્ટ ડેવીડ ઉપર હુમલો કરી, સર કર્યો. દક્ષિણમાંથી બુસીને બોલાવી તે ફોર્ટ સેન્ટ જ્યોર્જ તરફ આગળ વધ્યો. ૭ મહિના સુધી મેજર લોરેન્સે બહાદુરીથી રક્ષણ કર્યું અને તે દરમ્યાન કર્નલ કુટ નીચે બ્રિટિશ સૈન્ય આવી પહોંચ્યું અને કાઉન્ટ લાલીને પાછા ફરવાની ફરજ પડી તથા ૧૭૬૦ માં

**વાંડીવાશના યુદ્ધમાં** તે સંપૂર્ણ રીતે હાર્યો. કર્નલ કુટે આગળ વધી ૧૭૬૧ માં પોંડીચરી સર કર્યું, બુસીને દક્ષિણમાંથી બોલાવી લેવામાં આવ્યો હતો, અને ત્યાં ફ્રેંચ સૈન્ય હતું નહિ. આ સ્થિતિનો લાભ લઈ, ૧૭૫૯ માં સહેલાઈથી અંગ્રેજોએ **નૉર્થન સીરકાર** સર કર્યું. ફ્રેંચ મથકો અંગ્રેજોના હાથમાં આવ્યાં અને તેની સત્તા સંપૂર્ણ રીતે નષ્ટ થઈ. ૧૭૬૩ માં પારીસની સંધિથી વિગ્રહ શાંત પડ્યો અને પોંડીચરી તથા ચંદ્રનગર વ્યાપારી મથકો તરીકે ફ્રેંચોને સોંપવામાં આવ્યા. ફ્રેંચ સત્તા એકદમ નબળી પડી ગઈ અને ફ્રેંચો માત્ર વ્યાપારીની સ્થિતિમાંજ રહ્યા. કેટલાક ફ્રેંચ અમલદારો હજી રહ્યા હતા અને પ્રસંગોપાત મરાઠા સરદારો તેઓને રાખતા, પરંતુ આ સરદારો એક પછી એક અંગ્રેજો સાથે સંધિ કરવા લાગ્યા અને પરિણામે ફ્રેંચ સત્તા હિંદુસ્તાનમાંથી નાબુદ થઈ.

2. Sketch briefly the struggle between the French and the English in the Karnatic.

( જુઓ પ્રશ્ન ૧, ત્રણ કર્ણાટક વિગ્રહો. )

3. Sketch the leading events of the First Karnatic War. ( જુઓ સવાલ ૧. )

4. Give an account of the Second Karnatic War. ( પ્રશ્ન ૧ ).

5. Briefly describe the Third Karnatic War. ( પ્રશ્ન ૧ ).

6. How do you account for the ultimate failure of the French to establish a French Empire in India !

( ૧ ) હિંદુસ્તાનની અંદર ફ્રેંચોની નિષ્ફળતાનું મુખ્ય કારણ એ હતું કે ફ્રાંસના રાજતંત્રે હિંદુસ્તાનમાં, ફ્રેંચ અમલદારોને ટેકો આપ્યો નહિ. જરૂરને વખતે ફ્રેંચ અમલદારોને મદદ ન મળતી અને જ્યારે મદદ આવતી ત્યારે તેની જરૂર ન રહેતી.

( ૨ ) ડુપલેને પાછો બોલાવી લેવામાં આવ્યો. હિંદુસ્તાનની અંદર, ફ્રેંચની આબરૂ સ્થાપનાર તથા વધારનાર મૂળ ડુપલે એકજ હતો.

( ૩ ) ફ્રેંચ અમલદારોની અંદર કુસંપ હતો.

( ૪ ) ફ્રેંચ સરકાર હિંદુસ્તાનની અંદર કુશળ માણસો ન મોકલતી

( ૫ ) યુરોપની અંદર દરીયાઈ લડાઇઓમાં, ઈંગ્લાંડે ફ્રાન્સને ઘણું વખત હરાવ્યું. પરિણામે ફ્રાંસ સરકાર હિંદુસ્તાનમાં ફ્રેંચોને મદદ કરી શકી નહિં.

( ૬ ) બંગાળામાં અને યુરોપમાં અંગ્રેજો ઘણા બળવાન થયા હતા અને તેને લઈ, અંગ્રેજોને પુષ્કળ મદદ મળતી.

( ૭ ) નૉર્ધર્ન સીરકારમાંથી બુસીને પાછો બોલાવી લેવામાં કાઉન્ટ લાલીએ ગંભીર ભુલ કરી હતી. બુસીએ ત્યાં સારી સત્તા જમાવી હતી. હિંદુસ્તાનની અંદર ફ્રેંચ રાજ્ય સ્થાપવાની નિષ્ફળતાનાં આ મુખ્ય કારણો હતાં.

7. Sketch the career of Dupleix.

ચંદ્રનગરના વ્યવસ્થાપક તરીકે ૧૭૩૧ માં દુપ્લે હિંદુસ્તાન આવ્યો. દશ વર્ષ પછી હિંદુસ્તાનનાં ફ્રેંચ મથકોનો તેને મુખ્ય વ્યવસ્થાપક નિમવામાં આવ્યો. હિંદુસ્તાનની અંદર ફ્રેંચરાજ્ય સ્થાપવાનો તેનો સતત પ્રયાસ હતો. આ આશયને લઇ, તેણે દેશી સીપાઇઓને તાલીમ આપવી શરૂ કરી, અને હિંદુસ્તાનમાંથી અંગ્રેજોને હાંકી કાઢવા યત્ન આદર્યો. પહેલા કર્ણાટક વિગ્રહ દરમ્યાન જ્યારે લેબરડોનાએ માત્ર થોડી રકમ લઈ, અંગ્રેજોને મદ્રાસ સોંપ્યું, ત્યારે દુપલેએ તે કબુલ ન કર્યું અને મદ્રાસ ઉપર હુમલો કરી અંગ્રેજ અમલદારોને લડાઇના કેદી તરીકે પોંડીચરી લઇ ગયો. આ વિગ્રહ શમી ગયા પછી, દખ્ખણ અને કર્ણાટકની રાજ્યગાદી સબંધીની તકરારોનો દુપલેએ લાભ લીધો. દેશી રાજાઓને ફ્રેંચ સૈનિકો ભાડે આપ્યા અને ધીમે ધીમે ફ્રેંચ સત્તા વધારી. દુપલેએ મુઝાફરજંગને હૈદ્રાબાદની તથા ચાંદા સાહેબને કર્ણાટકની રાજ્યગાદી ઉપર બેસાડ્યા. નિઝામ–ઉલ, મુલ્કે દુપલેને દક્ષિણ હિંદુસ્તાનનું નવાબપદ ઇનાયત કર્યું અને દુપલેની મદદના બદલામાં ઘણી કિમતી ભેટો આપી. દુપલેની સત્તા દક્ષિણમાં સર્વોપરિ બની. દુપલેએ પોતાના વિજયસૂચક કીર્તિસ્તંભો સ્થાપ્યા અને દુપલે ફત્તેહબાદ નામનું નગર સ્થાપ્યું. ૧૭૫૩ માં નિઝામ પાસેથી

તેણે નોર્ધર્ન સીરકાર મેળવ્યું. ૧૭૫૦ માં બીજો કર્ણાટક વિગ્રહ ફાટી નીકળ્યો અને અંગ્રેજોએ, ફ્રેંચો ઉપર ઘણી જીતો મેળવી. ડુપલેએ વિગ્રહ ચાલુજ રાખ્યો અને જ્યારે અંગ્રેજો કંટાળ્યા ત્યારે પણ તે સંધિ કરવા કબુલ ન થયો. પરંતુ આ સમયે તેને બોલાવી લેવામાં આવ્યો અને ૧૭૫૫ માં તે ફ્રાન્સ ગયો. ફ્રાંસની અંદર ડુપલે તરફ સારી વર્તણુક બતાવવામાં ન આવી અને ઘણી ગરીબ સ્થિતિમાં તે મરણ પામ્યો, (૧૭૬૪).

**તેના આશયો અને ચારિત્ર્યઃ**—હિંદુસ્તાનના ફ્રેંચ મથકોના મુખ્ય વ્યવસ્થાપક તરીકે ડુપલેનો આશય, હિંદુસ્તાનમાંથી અંગ્રેજોને દૂર કરી, ફ્રેંચ રાજ્ય સ્થાપવાનો હતો. આ હેતુને લઈ, તેણે દેશી સૈન્યને ફ્રેંચ પદ્ધતિ પ્રમાણે તાલીમ આપવી શરૂ કરી અને ફ્રેંચ સૈનિકોને દેશી રાજાઓને ભાડે આપ્યા. ડુપલેની સત્તા વધી ગઈ અને હિંદુસ્તાનનાં લોકોની નજરમાં ફ્રેંચોનાં માન આબરૂ વધ્યાં.

ડુપલે ઘણો મહાન અને બુદ્ધિશાળી પુરૂષ હતો અને ઉપરના આશયો પાર પાડવા તે એકજ સમર્થ હતો. એક મોટા મુત્સદ્દી તરીકે, તેણે તરતજ જોઈ લીધું કે દેશી સન્યોને તાબે કરી, હિંદુસ્તાનની અંદર રાજ્ય સ્થાપવું શકય અને સહેલું હતું. સર્વ પ્રકારના માણસો પાસેથી તેને કામ લેતાં આવડતું. ડુપલેની અંદર આત્મવિશ્વાસ અને મહત્વાકાંક્ષા ઘણાં હતાં. તે ઘણો સ્વદેશાભિમાની હતો અને ફ્રાન્સનું ગૌરવ વધારવા મથતો. આ હેતુથી, ફ્રેંચ સરકારની મદદ વગર ધીરજથી તેણે પોતાનું કાર્ય ચાલુ રાખ્યું અને અંગત ૩૦૦૦૦૦ પાઉન્ડ ખરચ્યા. હિંદુસ્તાનની અંદર એક યુરોપીય રાજ્ય સ્થાપવાનો વિચાર કરનાર ડુપલે પહેલો હતો, અને આ હકિકત તેનું દૂરઅંદેશીપણું દેખાડી આપે છે. ડુપલે કદી નિરાશ થયો ન હતો પરંતુ તેને જ્યારે બોલાવી લેવામાં આવ્યો, ત્યારે તે કશું કરી શકયો નહિ.

8. Give a short account of Bussy, Labourdonnais and Count de Lally.

૧ **બુસી** એક મોટો ફ્રેંચ સેનાપતિ હતો. મુઝાફરજંગ તથા નાઝીરજંગની તકરારમાં તેણે મુખ્ય ભાગ લીધો અને તેનાં કૌશલ્ય તથા શક્તિથી ઘણી લડાઇઓ જીત્યા પછી, મુઝાફરને હૈદાબાદની ગાદી ઉપર

તથા ચાંદા સાહેબને કર્ણાટકની ગાદી ઉપર બેસાડ્યા. દખ્ખણની અંદર તેણે ઘણી સત્તા જમાવી અને નિઝીમ પાસેથી નૉર્થન સીરકાર મેળવ્યું. ત્રીજા કર્ણાટક વિગ્રહમાં કાઉન્ટ લાલીએ બુસીને દખ્ખણમાંથી બોલાવી લીધો અને પરિણામે તે પ્રદેશ ફ્રેંચ લોકોના હાથમાંથી ગયો. ૧૭૬૦ માં વાંડીવાશના યુદ્ધમાં અંગ્રેજોએ તેને કેદ પકડયો. વિગ્રહને અંતે તેને છોડી મુકવામાં આવ્યો હતો. બુસીને કલાઇવ સાથે સરખાવવામાં આવ્યો છે કારણ કે કલાઇવની માફક, તેનામાં બુદ્ધિપૂર્વક વિચાર કરી, સત્વર કામ કરવાની શક્તિ હતી.

૨ **લેબરડુના** મોરીશીયસનો ફ્રેંચ વ્યવસ્થાપક હતો. ૧૭૪૬ માં જ્યારે પહેલો કર્ણાટક વિગ્રહ શરુ થયો, ત્યારે તેણે મદ્રાસ ઉપર ઘેરો ઘાલ્યો. પાંચ દિવસમાં તેણે મદ્રાસ સર કર્યું પરંતુ માત્ર થોડી રકમ લઈ પાછું અંગ્રેજોને આપી દીધું. દુપલેએ તેના ઉપર લાંચ લેવાનો આક્ષેપ મુંકયો. તેને ફ્રાન્સ બોલાવી લેવામાં આવ્યો અને ત્યાં કેદ કરવામાં આવ્યો. ત્રણ વર્ષ પછી તેના ઉપર કામ ચલાવવામાં આવ્યું અને તે નિર્દોષ ઠર્યો, ૧૭૫૩ માં તે નિરાશામાં મૃત્યુ પામ્યો.

૩ હિંદુસ્તાનની અંદર **કાઉન્ટ લાલી** પ્રસિદ્ધ ફ્રેંચ સેનાપતિ હતો. ત્રીજા કર્ણાટક વિગ્રહના વખતે તે ૧૭૫૮ માં હિંદુસ્તાન આવ્યો. ફોર્ટ સેન્ટ ડેવીડ ઉપર હુમલો કરી તેણે તે સર કર્યું. બુસીને દખ્ખણમાંથી બોલાવી ફૉર્ટ સેઇન્ટ જ્યોર્જ ઉપર હુમલો કરવા તે આગળ વધ્યો, પરંતુ કર્નલ કૂટના સેનાપતિપણા નીચે અંગ્રેજી કાફલો આવી પહોંચવાથી, તેને ઘેરો ઉઠાવી લેવાની ફરજ પડી. વેંડીવાશના યુદ્ધમાં તેણે સજ્જડ હાર ખાધી. તે તરતજ ફ્રાન્સ તરફ પાછો વળ્યો અને ૧૭૫૬ માં તેને ત્યાં મારી નાખવામાં આવ્યો.

———:O:———

# હિંદુસ્તાનની અંદર અંગ્રેજોનો ઇતિહાસ.

## ૧૭૭૪ સુધીનો અહેવાલ.

1. Describe the origin of the East India Company, and its early struggles to obtain a footing in India.

ઇલીઝાબેથના સમયમાં અંગ્રેજી પ્રજામાં સાહસિક ઉત્સાહ તથા જોમ આવ્યાં હતાં. ઘણા અંગ્રેજો દૂર સ્થળોમાં ભાગ્ય અજમાવવા ગયા હતા. હિંદુસ્તાનની અંદર પણ તેઓ આવ્યા હતા. છુટા છવાયા અંગ્રેજોના અહેવાલથી, હિંદુસ્તાન સાથે વેપાર કરવા ઈંગ્લાંડની પ્રજાનું લક્ષ દોરાણું. હિંદુસ્તાન જવા માટે ઉત્તર–પશ્ચિમનો રસ્તો શોધી કાઢવા તેઓએ પ્રયાસ કર્યો પરંતુ તેની અંદર તેઓ નિષ્ફળ થયા. ૧૫૮૪ માં ભૂમધ્યસમુદ્ર રસ્તે હિંદુસ્તાન સાથે વેપાર કરવા લેવાન્ટ કંપની સ્થપાણી. પરંતુ આ રસ્તે વેપાર કરવામાં તેઓ સફળ ન થયા એટલે કેઇપ ઑફ ગુડ હોપ રસ્તે વેપાર શરૂ કરવા તેઓએ નિશ્ચય કર્યો. આ સમયે ડચ લોકો એકગાજ હિંદુસ્તાન સાથે મરીનો વેપાર કરતા અને તેઓએ મરીનો ભાવ એકદમ વધારી દીધો. અંગ્રેજી વ્યાપારીઓએ એક સભા ભરી, હિંદુસ્તાન સાથે સીધી રીતે વ્યાપાર કરવા ‘ લંડન ઇસ્ટ ઈંડીયા કંપની ’ સ્થાપી. ૧૫ વર્ષ માટે એકલા વ્યાપાર કરવા આ કંપનીને ઇલીઝાબેથ તરફથી હક્કો મળ્યા. ( રૉયલ ચાર્ટર. ૧૬૦૦ ). ૧૬૦૮ માં પહેલું અંગ્રેજી વહાણ હિંદુસ્તાન આવ્યું. ૧૬૦૯ માં પહેલા જેઇમ્સે આ કંપનીને હિંદુસ્તાન સાથે હરહમેશ વેપાર કરવાના હક્કો આપ્યા અને હિંદુસ્તાનની અંદર જમીનની માલીકી ભોગવવા પણ છુટ આપી.

શરૂઆતની અંદર કંપનીને ઘણી મુશ્કેલીઓ નડી. પોર્ટ્યુગીઝ તથા ડચ લોકો પ્રથમથીજ હિંદુસ્તાનમાં વ્યાપાર કરતા અને તેઓ અંગ્રેજોના વિરોધી બન્યા. ૧૬૧૨ માં સર હેનરી મીડલટને પોર્ટ્યુગી-

ઓને હરાવી, સુરતમાં વ્યાપાર કરવાની છુટ મેળવી. તેજ વખતે કેપ્ટન હૉકીન્સે જહાંગીર બાદશાહની મુલાકાત લીધી, સુરતમાં કંપનીનું થાણું નાખવા રજા મેળવી. સુરત બંદર નજીક, **સુવાલી** પાસે ચાર દરીયાઈ લડાઇઓમાં અંગ્રેજો ૧૬૧૫ માં જીત્યા અને પોર્ટુગીઝોએ અંગ્રેજનો વિરોધ છોડી દીધો. ૧૬૫૪ માં ક્રોમવેલે પોર્ટુગીઝો સાથે કરાર કરી, અંગ્રેજોનો હિંદુસ્તાન સાથે વ્યાપાર કરવાનો હક્ક સાબીત કરાવ્યો. ડચ લોકો અંગ્રેજોને ધિક્કારતા હતા અને તેઓ વચ્ચે ૫૦ વર્ષ સુધી સ્પર્ધા ચાલી. ડચ લોકોએ ૧૬૨૩ માં નવ અંગ્રેજોને અંબોયનામાં ઠાર કર્યા. **અંબોયનાની કત્લે** અંગ્રેજ પ્રજાનો ક્રોધ પ્રજ્વલિત કર્યો અને ૧૬૫૪ માં ક્રોમવેલે અંબોયનામાં કત્લ થયેલ માણુસોના વારસોને ડચ પાસેથી ૩૫૦૦૦ પાઉન્ડ અપાવ્યા. આ કરપીણ કૃત્ય માટે ડચ પાસેથી ઈસ્ટ ઈન્ડીયા કંપનીને પણ ૮૫૦૦૦ પાઉન્ડ ક્રોમવેલે અપાવ્યા. આ બનાવ પછી અંગ્રેજોએ સ્પાઇસ ટાપુઓ ડચને ( તેજાના ) આપી દીધા અને માત્ર હિંદુસ્તાનના વ્યાપાર તરફ લક્ષ આપી, જુદે જુદે સ્થળે તેઓ થાણાંઓ સ્થાપતા ગયા. ૧૬૧૨ માં સુરતમાં, ૧૬૧૬ માં મુસલીપટ્ટમમાં, તથા ૧૬૨૦ માં આર્માગામમાં થાણાંઓ સ્થપાણાં. ૧૬૩૯ માં ચંદ્રનગિરિના રાજા પાસેથી મદ્રાસ અંગ્રેજોએ ખરીદ કર્યું અને ૧૬૪૦ માં ફોર્ટ સેન્ટ જ્યૉર્જનો કિલ્લો બાંધ્યો. ત્યાર પછી તરતજ તેગણાપટ્ટમમાં ફોર્ટ સેન્ટ ડેવીડનો કિલ્લો બંધાણો. આ પ્રમાણે અંગ્રેજોએ કોરોમન્ડલ કિનારા ઉપર સત્તા જમાવી અને પશ્ચિમમાં સુરત, બરહામપુર, અહમદાબાદ, ગોઆ અને અજમેરમાં મથકો સ્થાપ્યા. ૧૬૫૧ માં બુટન નામના એક અંગ્રેજી તબીબે શાહજહાન બાદશાહની દિકરીને સાજીરી કરી અને પરિણામે આખા હિંદુસ્તાનમાં વ્યાપાર કરવા તથા હુગલી એને બાલાસોરમાં મથકો સ્થાપવા ૧૬૫૧ માં અંગ્રેજોને રજા મળી. આ દરમ્યાન બંગાળા સાથે પણ અંગ્રેજોએ વ્યાપાર શરૂ કર્યો હતો, અને પટ્ટણા તથા કાસીમબજારમાં પણ કારખાનાં ઉઘાડ્યાં. બીજા ચાર્લ્સને પોરટયુગાલના રાજા તરફથી મુંબઈ પહેરામણીમાં મળેલું તે ઇ. સ. ૧૬૬૮ માં તેણે કંપનીને સોપ્યું. ૧૬૮૬ સુધી અંગ્રેજોએ માત્ર વ્યાપાર તરફજ લક્ષ આપ્યું હતું અને હિંદુ-

સ્તાનની અંદર પ્રદેશ મેળવવા પ્રયાસ કર્યો ન હતો, પરંતુ પાછળથી હિંદુસ્તાનના સંજોગો તથા વસ્તુસ્થિતિને પરિણામે, અંગ્રેજોને પદ્ધતિ ફેરવવાની ફરજ પડી. મુગલ સલ્તનતની પડતી શરૂ થઈ હતી અને ગેરવ્યવસ્થાને અંગે, વ્યાપાર સરખી રીતે ચાલતો ન હતો. શિવાજીએ સુરત ઉપર બે વખત હુમલો કર્યો. મુસલમાનોએ વીઝાગાપટ્ટમ તથા મુસલીપટ્ટમમાં અંગ્રેજોના કારખાનાં નષ્ટ કર્યાં અને બંગાળાના સુબાએ અંગ્રેજો ઉપર ભારે કરવેરા નાખ્યા. આ ઉપરથી, કુંપનીએ કિલ્લાઓથી પોતાનું રક્ષણ કરવા તથા પ્રદેશ મેળવવા પ્રયાસ શરૂ કર્યો. ૧૬૮૬ માં સર જૉન ચાઇલ્ડને હિંદુસ્તાન મોકલવામાં આવ્યો. અંગ્રેજોએ બાલાસોર નજીક ૪૦ મુગલ વહાણો ઉપર હુમલો કરી બાળી મુકયાં. ઔરંગઝેબે ક્રોધે ભરાઇ, બંગાળામાંથી અંગ્રેજોને હાંકી કાઢવા હુકમ કર્યો. અંગ્રેજોએ નમ્રભાવે ઔરંગઝેબની માફી માગી અને તેઓને ફરી વ્યાપાર કરવા છુટ મળી. અંગ્રેજોને ઔરંગઝેબ તરફથી કેટલોક પ્રદેશ પણ મળ્યો. ૧૬૯૦ માં જોબ કારનોકે કલકત્તા સ્થાપી ત્યા ફોર્ટ વિલિયમનો કિલ્લો બાંધ્યો. અંગ્રેજોને જાતભાઇઓ તરફથી પણ વિરોધ સહન કરવો પડયો. ઇસ્ટ ઈંડીયા કંપનીનેજ હિંદુસ્તાન સાથે વ્યાપાર કરવાના હક્કો છતાં, છુટા છવાયા અંગ્રેજો હિંદુસ્તાન આવી વેપાર કરવા લાગ્યા. આવા વ્યાપારીઓને ઈસ્ટ ઈંડીયા કંપનીએ "ઘુંસણીયા" નું ઉપનામ તિરસ્કારમાં આપ્યું. એક નવી કંપની સ્થપાણી અને તેણે ઘણાં સ્થળોમાં મથકો નાખ્યાં. બન્ને કંપનીઓ વચ્ચે વિરોધ શરૂ થયો અને એક બીજાના વ્યાપારને નુકશાન પહોંચવા લાગ્યું. ૧૭૦૮ માં બન્ને કંપનીઓએ એકત્ર થઈ, ધી યુનાઇટેડ ઇસ્ટ ઈંડીયા કંપની સ્થાપી અને પૂર્વના સર્વ ભાગોમાં વ્યાપાર કરવા હક્કો મેળવ્યા. આ વખતથી અંગ્રેજો દિનપ્રતિદિન મજબુત થતા ગયા અને અંતે તેઓએ હિંદુસ્તાનમાં રાજ્ય સ્થાપ્યું.

2. What led to the formation of the East India Company? Describe its progress up to 1707. (જુઓ પ્રશ્ન ૧).

3. Name with dates and places where the English settled themselves upto 1707.

**(૧) પશ્ચિમ હિંદુસ્તાનઃ—૧** સુરત ૧૬૧૨ તથા તેની શાખાઓ અહમદાબાદ, મુંબઈ, અજમેર, બરહામપુર, અને ગોઆ. ૨. મુંબઈ ૧૬૬૮ માં મેળવ્યું.

**(૨)—કોરોમન્ડલ કિનારોઃ—૧** ૧૬૧૬ માં મુસલીપટ્ટમ, ૨. ૧૬૨૬ માં આર્માગામ તથા ૧૬૩૯ માં મદ્રાસપટ્ટમ.

**(૩) બંગાળાઃ**—હુગલી, બાલાસોર, પટ્ટણા, કાસીમબજાર, ૧૬૫૧. (૨) કલકત્તા ૧૬૯૦

4. Describe the early struggle of the English with the Portuguese and the Dutch.

(જુઓ સવાલ, ૧)

5. Give a brief account of the struggle of the English with the French in India.

હિંદુસ્તાનની અંદર પ્રદેશ મેળવવાનું ઈસ્ટ ઈંડીયા કંપનીએ ૧૬૮૬ માં નક્કી કર્યું હતું. અને તે પ્રદેશના રક્ષણાર્થે કેટલાક હિંદી અમલદારોને નિમવામાં આવ્યા હતા. ૧૭૪૪ સુધી અંગ્રેજો કોઇપણ વિગ્રહની અંદર ઉતર્યા ન હતા, પરંતુ તે સાલની અંદર, યુરોપમાં ઈગ્લાંડ તથા ફ્રાન્સ વચ્ચે વિગ્રહ ફાટી નીકળવાથી, હિંદુસ્તાનમાં પણ એક બીજાને લડવાની ફરજ પડી.

(ત્યાર પછી, જુઓ સવાલ ૧).

6. Give the history of the English in Bengal upto the final departure of Clive in 1767.

અંગ્રેજોએ પ્રથમ હુગલીમાં મથક નાખ્યું હતું. ૧૬૫૧ ની સાલ સુધીમાં પટ્ટણા, બાલાસોર, કાસીમબઝાર તથા અન્ય સ્થળોમાં અંગ્રેજોએ મથકો નાખ્યાં હતાં. હિંદુસ્તાનના લોકો સાથે તેઓને વારંવાર તકરાર થતી અને બંગાળાના સુબા શયસ્તખાને અંગ્રેજી કારખાનાંઓ ઉપર ભારે કરવેરા નાખ્યા. ૧૬૮૬ માં અંગ્રેજોએ પોતાનો રક્ષણ કરવાનો તથા હિંદુસ્તાનની અંદર પ્રદેશ મેળવવાનો વિચાર કર્યો. બાલાસોર નજીક અંગ્રેજોએ ૪૦ મુગલ વહાણો બાળી મુકયાં અને

બદલામાં તેઓને બંગાળામાંથી કાઢી મુકવામાં આવ્યા. શયસ્તખાને અંગ્રેજોના કારખાનાં જપ્ત કર્યાં અને માલ બધો વહેંચી નાખ્યો. થોડા વખત પછી તેઓએ ઔરંગઝેબને સુલેહ માટે આજીજી કરી અને ઔરંગઝેબે તેઓને વ્યાપાર શરૂ કરવા રજા આપી. ૧૬૯૦ માં જોબ ચારનોકે કલકત્તા સ્થાપ્યું. ત્યાર બાદ સલાહ શાંતિથી અંગ્રેજોનો વેપાર ચાલ્યો. બંગાળાનો સુબો અલીવર્દીખાન અંગ્રેજો તરફ માયાળુ વર્તણુક રાખતો પરંતુ ૧૭૫૬ માં તે મરણ પામ્યો અને સીરાજુદોલ્લાહ બંગાળાનો સુબો થયો. સીરાજુદોલ્લાહ ઘણો ક્રૂર, નબળો તથા બિન અનુભવી હતો અને અંગ્રેજોને ધિક્કારતો.

**સીરાજુદોલ્લાહ સાથે વિગ્રહ:**—સીરાજુદોલ્લાહ અંગ્રેજો ઉપર હુમલો કરવાની તક શોધતો હતો. યુરોપની અંદર સાત વર્ષની લડાઈ શરૂ થવાથી, સીરાજુદોલ્લાહને ઇચ્છિત તક મળી. ફ્રેંચ હુમલા સામું રક્ષણ કરવા અંગ્રેજોએ ફોર્ટ વીલીયમનો કિલ્લો સમરાવવો શરૂ કર્યો. સીરાજુદોલ્લાહે કિલ્લો સમરાવવાની અંગ્રેજોને મના કરી પરંતુ અંગ્રેજોએ ગણકાર્યું નહિં. સીરાજુદોલ્લાહે ક્રોધે ભરાઈ ૫૦૦૦૦ માણસો સાથે કલકત્તા ઉપર હુમલો કર્યો. અંગ્રેજોએ ચાર દિવસ સુધી બહાદુરીથી કલકત્તાનું રક્ષણ કર્યું પરંતુ કિલ્લાનો ગવર્નર સ્ત્રીઓ તથા છોકરાં સહિત કલકત્તામાંથી હોડીઓમાં નાસી ગયો. પાછળ માત્ર ૧૭૦ માણસો રહ્યાં. અંગ્રેજોના જાન બચાવવાની શરતે, અંધારી હોલ્વેલે કિલ્લો સિરાજુદોલ્લાહને આપી દેવા કબુલ કર્યું. સિરાજુદોલ્લાહે કિલ્લામાં દાખલ થઈ, ૧૪૬ માણસોને કેદ કર્યાં. બ્લેક હોલ નામની નાની કોટડીમાં તેના અમલદારોએ આ સર્વ માણસોને પૂર્યાં. બીજે દિવસે સવારે માત્ર ૨૩ જીવતાં નિકળ્યાં. જ્યારે મદ્રાસ સરકારે આ ખબર સાંભળ્યા ત્યારે તેણે કલાઈવ તથા વૉટસનને બંગાળા મોકલ્યા. તેઓએ કલકત્તા પુનઃ મેળવ્યું. સિરાજુદોલ્લાહે અંગ્રેજો સાથે સંધિ કરી. અંગ્રેજોને કિલ્લો સમરાવવાની છુટ મળી અને વ્યાપાર પણ શરૂ કરવા દેવામાં આવ્યો. સિરાજુદોલ્લાહ સાથે ફરી વિગ્રહ શરૂ થયો. ફ્રેંચોની મદદ માગી સીરાજુદોલ્લાહે કરાર તોડ્યો હતો. આ ઉપરાંત, સીરાજુદોલ્લાહની પ્રજા પણ તેને તેની ક્રૂરતા તથા બીજા દુર્ગુણો માટે ધિક્કારતી હતી. સિરાજુદોલ્લાહના મુખ્ય અમલદારો, મુખ્ય સેનાપતિ

મીરજાફર, નાણાં પ્રધાન રાજારાય દુર્લભ તથા જગતશેઠ નામના એક શરાફે સિરાજુદ્દોલ્લાહ સામું કાવત્રું રચ્યું હતું. મીરજાફરને ગાદી મળવાની હતી કાવત્રાંબાજોએ કલાઇવિ પાસે મદદ માગી. મીરજાફર તેના સૈન્ય સાથે, યુદ્ધને વખતે, જો કલાઇવ સાથે ભળી જવાનું કબુલ કરે, તો કલાઇવ તેને મદદ કરે એમ નક્કી થયું. આ શરત કબુલ થયા પછી, કલાઇવે સિરાજુદ્દોલ્લાહ સામે યુદ્ધ જાહેર કર્યું અને લશ્કર સહિત તે કાસીમબજાર તરફ ગયો. ૧૭૫૭ માં, ૫૦૦૦૦ માણસો તથા ૫૦ તોપો સહિત સિરાજુદ્દોલ્લાહે **પ્લાસી**માં છાવણી નાખી હતી. કલાઇવિ પાસે માત્ર ૨૦૦૦ દેશી સીપાઇ તથા ૨૦૦ અંગ્રેજી સૈનિકોનું નાનું સૈન્ય હતું. આવા નાના સૈન્ય સાથે સિરાજુદ્દોલ્લાહ ઉપર હુમલો કરવાનું સલામતી ભરેલું ન હતું અને શરત પ્રમાણે મીરજાફર કલાઇવિ સાથે ભળ્યો નહિ. આ કટાકટીને પ્રસંગે, કલાઇવે સલાહ માટે સેનાપતિ–મંડળ બોલાવ્યું. ઘણા ખરા અમલદારો યુદ્ધ ન કરવાના મતના હતા. માત્ર મેજર કુટે સિરાજુ-દ્દોલ્લાહ ઉપર તરતજ હુમલો કરવાનો અભિપ્રાય જણાવ્યો. થોડો વિચાર કરી, કલાઇવિ, મેજર કુટના અભિપ્રાય સાથ સંમત થયો અને પ્લાસી તરફ કુચ કરી. ભીષણ યુદ્ધ શરૂ થયું અને લડાઇની વચમાં મીરજાફર સૈન્ય સાથે કલાઇવને આવી મળ્યો. મીરજાફરને બંગાળાના નવાબ તરીકે જાહેર કરવામાં આવ્યો. આ લડાઇએ બ્રિટિશ સામ્રાજ્યનો હિંદુસ્તાનમાં પાયો નાખ્યો. બંગાળામાં અંગ્રેજી સત્તા સર્વોપરિ બની. નવાબ અંગ્રેજોને શરણે આવ્યો અને કલકત્તાની આસપાસનો **ચોવીસ પરગણાંને** નામે ઓળખાતો વિશાળ પ્રદેશ અંગ્રેજોને આપ્યો. બંગાળા ઇલાકાના બંધારણમાં આ પ્રથમ પગથીયું હતું. મીરજાફરે અંગ્રેજોને ઇનામ તરીકે ૨૦,૦૦,૦૦૦ પાઉન્ડ આપ્યા. મુગલ બાદશાહ પહેલા શાહઆલમે તેના પુત્ર અલી ગૌહરને બંગાળાની સુબાગીરી આપી હતી. જ્યારે કલાઇવે મીર જાફરને બંગાળાનો નવાબ નિમ્યો, ત્યારે અલી ગૌહરે સિરાજુદ્દોલ્લાહ સાથે ભળી, પટણા તરફ કુચ કરી પરંતુ કલાઇવે તેઓને બંગાળા છોડવાની ફરજ પાડી. મીરજાફર રાજ્ય કરવા અશક્ત નિવડ્યો. રાજ્યનાં નાણાં તે ઉડાવવા લાગ્યો. મીરજાફરને પદભ્રષ્ટ કરી, તેના જમાઇ મીરકાસમને બંગાળાનો નવાબ બનાવવામાં

આવ્યો, અને તેના બદલામાં મીરકાસમે અંગ્રેજોને બરદ્વાન, ચીત્તાગોંગ, તથા મીદનાપુર આપ્યાં. બંગાળા ઈલાકાના બંધારણમાં આ બીજું પગથીયું હતું.

**મીર કાસમ સાથે વિગ્રહ:**—મીર કાસમ ઘણો બાહોશ રાજ્યકર્તા હતો. બંગાળાના રાજ્યતંત્રમાં તેણે ઘણા સુધારા દાખલ કર્યા. તેનો આશય અંગ્રેજી સત્તાથી સ્વતંત્ર બનવાનો હતો. અંગ્રેજો તેની ચળવળ તરફ લક્ષ ન આપી શકે એવા ઇરાદાથી તેણે રાજ્યધાની મુરશીદાબાદ બદલી મોંઘીર રાખી. ત્યાર પછી એક સૈન્ય ઉભું કરી તેને તાલીમ આપવા લાગ્યો. આ વખતે કલાઈવ ઈંગ્લાંડ હતો અને તેને બદલે વાંસીટાર્ટ કામચલાઉ વ્યવસ્થાપક નિમાયો હતો. વાંસીટાર્ટ ઘણો નબળો રાજ્યકર્તા નિવડયો અને તેની કારકિર્દીમાં રાજ્યતંત્રની અંદર ઘણો સડો પેઠો. કંપનીના કારકુનો ખાનગી રીતે વેપાર કરવા લાગ્યા. તેઓના વ્યાપાર ઉપરથી સર્વ કરવેરા માફ થવા જોઇએ એવી તેઓએ માગણી કરી. હિંદી વ્યાપારીઓને આવા હક્કો ન હતા પરંતુ કંપનીના કારકુનો કરવેરા વગર વેપાર કરવા હિંદી વ્યાપારીઓને છુટ આપવા લાગ્યા અને આ રીતે અપ્રમાણિકપણાને લઈ હજારો રૂપીયા કમાવા લાગ્યા. મીર કાસમને ખોટ જવા લાગી અને આ રિવાજ બંધ કરવા તેણે કલકત્તા લખી જણાવ્યું. કંપનીએ મીર કાસમની માગણી સ્વીકારી નહિ એટલે મીર કાસમે તમામ કરવેરા કાઢી નાખી દેશી તથા અંગ્રેજી વ્યાપારીઓને એકજ સ્થિતિમાં મુકયા. કંપનીના કારકુનોની કમાણી બંધ થઈ કારણકે દેશી વ્યાપારીઓ પાસેથી પણ કરવેરા લેવાતા બંધ થયા હતા. ક્રોધે ભરાઈ, કલકત્તા સરકારે મીર કાસમ સામે લડાઈ જાહેર કરી! કંપનીના પટનાના એજન્ટ ઈલીસે પટના સર કરી લડાઈ શરૂ કરી. બંગાળાના તમામ અંગ્રેજો ઉપર હુમલો કરવા મીર કાસમે સૈન્યને હુકમ આપ્યો. મીર કાસમે પટણા સર કર્યું અને ઈલીસ તથા બીજા અંગ્રેજોને કેદ કર્યા. કલકત્તા સરકારે મીર કાસમને બદલે મીર જાફરને નવાબ તરીકે જાહેર કર્યો, પરંતુ મીર જાફર તરત મરણ પામ્યો અને તેનાં પુત્રને નવાબપદ આપવામાં આવ્યું. મુરશીદાબાદ, ઘેરીયા તથા ઉદવાનુલ્લાહમાં મીર કાસમ હાર્યો અને તેના તાબામાં માત્ર પટણા તથા મોંઘીર રહ્યાં. આ બે

જગ્યાઓ સર કરવા અંગ્રેજી સૈન્ય આગળ ધસ્યું પરંતુ મીર કાસમે તેની પાસેના સર્વ અંગ્રેજ કેદીઓને મારી નાખવાની ધમકી આપી. મીર કાસમે આપેલ ધમકીની દરકાર કર્યા વગર અંગ્રેજી સૈન્ય આગળ વધ્યું. તેથી અંગ્રેજી કેદીઓને મારી નાખવા મીર કાસમે હુકમ આપ્યો. આ હલકું કાર્ય કરવાનું કોઇને પસંદ આવ્યું નહિ, પરંતુ આખરે સમ્રુ કહેવાતા મીર કાસમના એક જરમન અમલદારે કેદખાનાને મોખરે ચઢી, તેના માણસોને બંદુકની ગોળીઓ છોડવા હુકમ આપ્યો. આ પ્રમાણે સર્વ અંગ્રેજ કેદીઓની કત્લ થઈ. આ પટ્ણાની કત્લ પછી, અંગ્રેજોએ પટ્ણા સર કર્યું અને મીર કાસમ અયોધ્યા તરફ નાશી ગયો. મુગલ બાદશાહ બીજો શાહઆલમ આ વખતે અયોધ્યામાં રહેતો હતો. તેણે મીર કાસમને મદદ આપી, અને અયોધ્યાના સુબા શુજાઉદ્દૌલ્લાહે પણ તે પ્રમાણે કર્યું. ત્રણે સૈન્યે એકત્ર થઈ, પટ્ણા ઉપર હુમલો કર્યો પરંતુ ૧૭૬૪ માં તેઓ હાર્યા મીર કાસમ ત્યાંથી નાસી છુટ્યો અને ત્યાર પછી તેનો પત્તો લાગ્યો નહિં. બીજા શાહઆલમે તથા શુજાઉદ્દૌલ્લાહે ફરીવાર પ્રયાસ કર્યા પરંતુ ૧૭૬૫ માં કોરા નજીક તેઓ હાર્યા. આ લડાઇ પછી શાહઆલમ તથા શુજાઉદ્દૌલ્લાહ અંગ્રેજોને શરણે આવ્યા.

**કલાઈવનો બીજો કારભાર:**—(૧૭૬૫–૧૭૬૭). (૧) કંપનીના કારકુનોના ખાનગી વેપાર તથા મીર કાસમ સાથેની લડાઈને અંગે, કંપનીના વેપારને ઘણું નુકસાન લાગ્યું હતું. વાંસીટાર્ટના નબળા વહિવટને પરિણામે બીજી ઘણી બદીઓ પેઠી હતી. રાજ્યતંત્ર સુધારવાને કલાઈવને વ્યવસ્થાપક (હાકેમ) તથા મુખ્ય સેનાપતિ તરીકે ફરી મોકલવામાં આવ્યો. બકસારની લડાઇને દિવસે તે હિંદુસ્તાનમાં આવી પહોંચ્યો અને તરતજ અંધેર તથા અરાજકતા દૂર કરી વ્યવસ્થા સ્થાપવાનો પ્રયાસ તેણે શરૂ કર્યો. અલ્હાબાદ જઈ, તેણે બીજા શાહઆલમ સાથે અલ્હાબાદના કરાર કર્યા. અયોધ્યા પાછું શુજાઉદ્દૌલ્લાહને સોંપવામાં આવ્યું અને લડાઈના ખર્ચના પચાસ લાખ રૂપીયા તેની પાસેથી લેવામાં આવ્યા. શાહઆલમને અલ્હાબાદ તથા કોરા આપવામાં આવ્યાં અને બદલામાં શાહઆલમે અંગ્રેજોને **બંગાળા, બિહાર તથા ઓરિસ્સાની દીવાની** આપી. બંગાળા઼ ઇલાકાના બંધારણમાં આ ત્રીજું પગથીયું હતું. દિવાની એટલે

મહેસુલ ઉઘરાવવાનો હક. આના બદલામાં અંગ્રેજોએ વર્ષે ૨૬ લાખ રૂપીયા શાહઆલમને આપવા કબુલ કર્યાં. આ દિવાનીને લઇ અંગ્રેજો બંગાળાના ખરા રાજ્યકર્તાઓ થયા, પરંતુ હજી બંગાળામાં નવાબ હતો, અને બંગાળાની અંદર એ સત્તાઓ અમલ ચલાવતી.

( ૨ ) આ સુધારાઓ કરી, ક્લાઇવે અંગ્રેજી સીવીલ સરવીસ તરફ લક્ષ આપ્યું. કંપનીના નોકરો ખાનગી વેપાર કરતા. કંપની તરફથી ઘણો નજીવો દરમાયો મળતો હોવાથી, તેઓ પોતાનું ગુજરાન ચલાવી શકતા નહિ અને પરિણામે તેઓએ દેશી લોકો પાસેથી લાંચ-રૂશ્વત લેવી શરૂ કરી. કંપનીના હિત તથા નફા તરફ તેઓનું દુર્લક્ષ વધતું ગયું અને કંપની મોટી ખોટમાં ઉતરી. ક્લાઇવે મક્કમપણે આ રિવાજ બંધ કર્યો. ખાનગી વેપાર ન કરવા તથા દેશી વેપારીઓ પાસેથી લાંચ રૂશ્વત ન લેવા ક્લાઇવે કંપનીના અમલદારો પાસે તે સબબના દસ્તાવેજ ઉપર સહી કરાવી. ક્લાઇવે ત્યાર બાદ કંપનીના નોકરોના પગાર પણ વધાર્યાં. (૩) ત્યાર બાદ, ક્લાઇવે સૈન્ય તરફ લક્ષ આપ્યું અને ઘણા સુધારાઓ તેની અંદર દાખલ કર્યા. લડાઇના વખતમાં અમલદારોને બેવડું ભતું ( ભથ્થું ) મળતું. અમલદારોના સામાન્ય પગાર કરતાં આ ભથ્થું લગભગ બમણું હતું અને તે નકામો ખર્ચ હતો. આ ઉપરાંત અમલદારોને બક્ષીસ પણ મળતી. ક્લાઇવે બમણાં ભથ્થાની પદ્ધતિ બંધ કરી. શરૂઆતમાં કેટલાક અમલદારોએ બળવો કરી રાજીનામું આપ્યું. આવા બળવાખોર અમલદારોને શિક્ષા કરી, તેની ખાલી જગ્યા ઉપર બીજી નિમણુંકો કરી, ક્લાઇવ ફતેહમંદ થયો. આ પ્રમાણે બંગાળાના રાજ્યતંત્રની અંદર વ્યવસ્થા તથા શાંતિ સ્થાપી, ૧૭૬૭ માં ક્લાઇવ ઇંગ્લાંડ ગયો.

7. Describe the war between the English and Sirajuddoulah in Bengal.

( જુઓ, સવાલ, ૬ )

8. What events led to the battle of Plassey ? Who were engaged in it, and with what success and what were the consequences ?

( જુઓ સવાલ ૬ )

9. Sketch the career of Clive and describe his character.

બાલ્યાવસ્થાથીજ અખુટ શક્તિ તથા નેતાપદનાં ચિહ્નો કલાઈવમાં જણાયાં હતાં. નાની વયથીજ ઝપાઝપીમાં રસથી કલાઈવ ભાગ લેતો; કલાઈવને એક પછી બીજી એમ અનેક શાળાઓમાં શિક્ષણ અર્થે મોકલવામાં આવ્યો હતો પરંતુ દરેક શાળામાં સહાધ્યાયીઓને એકઠા કરી પોતે નેતા બનતો અને શાળાની અને રસ્તાની લડાઈમાં રસપૂર્ણ ભાગ લેતો. બીચારા દુકાનદારોના બારી–બારણાં તોડી, તેઓ પાસેથી માલ પડાવવા તે વારંવાર પ્રયાસ કરતો. શાળામાં શિક્ષકો તેનાથી ત્રાસ પામતા. કલાઈવ માત્ર લડવા તરફજ લક્ષ આપતો. કલાઈવનો પિતા આખરે તેનાથી કંટાળ્યો અને તેને માટે બીજો કોઈ રસ્તો ખુલ્લો ન હોવાથી ઇસ્ટ ઈંડીયા કંપનીના એક કારકુન તરીકે તેણે તેને હિંદુસ્તાન મોકલ્યો.

## હિંદુસ્તાનની અંદર તેની પ્રથમ કારકિર્દી.

૧૭૪૪ માં કલાઈવ મદ્રાસ આવ્યો, અને કારકુનગીરી ઉપર તેને ઘણો ધિક્કાર છુટ્યો કલાઈવને ચંચળ જીવનનો શોખ હતો અને ટેબલ–ખુરશીના કામમાં તેને મુકવામાં આવ્યો હતો. આ નીરસ કામથી કંટાળી તેણે આપઘાત કરવા પ્રયાસ કર્યો પણ તે નેમ ચુકયો. આ ઉપરથી કલાઈવને લાગ્યું કે પોતેનું એક મહાન કાર્ય કરવા માટે નિર્માણ થયેલો છે. પ્રથમ કર્ણાટક વિગ્રહમા ફ્રેંચોએ ફૉર્ટ સેન્ટ ડેવીડને ઘેરો નાખ્યો હતો અને મેજર લોરેન્સ બહાદુરીથી રક્ષણ કરી રહ્યો હતો. આ વિગ્રહની અંદર કલાઈવે ઘણું પરાક્રમ દેખાડયું. કલાઈવે કારકુનગીરી છોડી અને સૈન્યની અંદર એક નાની પાયદળનો તે અમલદાર નિમાયો તરતજ સૈનિક તથા નેતા તરીકે તેના ગુણો જોવામાં આવ્યા. ૧૭૪૮ માં અંગ્રેજોએ પોંડીચરીને ઘેરો ઘાલ્યો. આ વિગ્રહની અંદર તેનો ઘણા ઉંચા પ્રકારનો લડાયક જુસ્સો દેખાઈ આવ્યો. ૧૭૫૧ માં બીજો કર્ણાટક વિગ્રહ શરૂ થયો અને તેની અંદર આર્કટના ઘેરાથી તેમજ આરણી વિગેરે અન્ય સ્થાનોમાં મેળવેલા વિજયથી કલાઈવ પ્રસિદ્ધ થયો. (જુઓ, સવાલ, ૧) હાડમારીને અંગે કલાઈવ બીમાર પડ્યો અને ૧૭૫૩ માં ઈંગ્લાંડ ગયો.

ઈંગ્લાંડમાં કલાઈવને કર્નલનો ઈલ્કાબ આપવામાં આવ્યો અને તેને ૫૦૦ પાઉન્ડની કિંમતની એક તરવાર ભેટ તરીકે આપવામાં આવી. ફૉર્ટ સેન્ટ ડેવીડના હાકેમ (ગવર્નર) તરીકે તેની નિમણુક થઈ અને ૧૭૫૬ માં તે પાછો મદ્રાસ આવ્યો. આવ્યા પછી તરતજ બ્લેક હોલનું કરપીણુ કૃત્ય તેના સાંભળવામાં આવ્યું અને તેણે વેર લેવા નિશ્ચય કર્યો. એડમીરલ વૉટસન પણ દરીયાઈ રસ્તે બંગાળા તરફ ગયો. ( જુઓ સવાલ, ૬, પ્લાસીના યુદ્ધ સુધી ). પ્લાસીના યુદ્ધ પછી બંગાળામાં અંગ્રેજી સત્તાનો પાયો કલાઇવે નાખ્યો. ૧૭૫૭ માં બંગાળાના હાકેમ તરીકે કલાઇવની નિમણુક થઈ.

**કલાઈવની બંગાળાના હાકેમ તરીકેની કારકિર્દી—( ૧૭૫૭–૧૭૬૦ ).**

**તેનો પ્રથમ કારભાર:**—કલાઇવે મીરજાફરને બંગાળાની ગાદી ઉપર બેસાડ્યો અને બદલામાં તેની પાસેથી ૨૪ પરગણાંઓ મેળવ્યાં. બંગાળા ઈલાકાની શરૂઆતમાં આ પહેલું પગલું હતું. મુગલ બાદશાહના પુત્ર, અલી ગોહરે, બંગાળા ઉપર હુમલો કર્યો પરંતુ કલાઇવે તેને હરાવી પાછો કાઢ્યો. ૧૭૫૯ માં ફ્રેંચો સામે વિજયાનગરના રાજાને તેણે મદદ કરી અને ફ્રેંચોને હરાવી નૉર્થન સીરકાર મેળવ્યું. અને આ પ્રમાણે મદ્રાસ ઇલાકાની શરૂઆત થઈ. મુસલીપટ્ટમ તથા તેની આસપાસનો ઘણો પ્રદેશ કલાઇવે સલાબતજંગ પાસેથી મેળવ્યો. ૧૭૫૯ માં મીરજાફરે ડચ લોકો સાથે ખટપટ કરી તેની મદદ મેળવી. ડચ લોકોએ હુગલી સુધી જઈ અંગ્રેજો ઉપર હુમલો કર્યો પરંતુ તેઓ હાર્યા; ડચનાં બધાં વહાણો જપ્ત કરવામાં આવ્યાં અને ડચ લોકોની સત્તાને ઘણું નુકશાન લાગ્યું. કલાઇવે મીરજાફરને માફી આપી અને ૧૭૬૦ માં પાછો ઈંગ્લાંડ ગયો. આ વખતે કલાઈવની ઉમ્મર માત્ર ૩૦ વર્ષની હતી પરંતુ તેની બહાદુરી અને કૌશલ્યને અંગે તે સમયના અગ્રગણ્ય સેનાપતિ તરીકે તેની ગણના થવા લાગી.

ઈંગ્લાંડમાં લોકોએ કલાઈવને ઘણા ઉત્સાહથી આવકાર આપ્યો અને ઈંગ્લાંડના રાજાએ તેને લૉર્ડ બનાવ્યો. કલાઇવની ગેરહાજરીમાં, બંગાળાના રાજ્યતંત્રમાં અંધેર તથા ગેરવ્યવસ્થા ચાલ્યાં અને તેને

ફરીવાર બંગાળાના મુખ્ય સેનાપતિ તથા હાકેમ તરીકે હિંદુસ્તાન મોકલવામાં આવ્યો. ( જુઓ, સવાલ ૬ ).

**કલાઈવનો બીજો કારભારઃ—(૧૭૬૫-૧૭૬૭).**

( જુઓ પ્રશ્ન ૬. )

કલાઈવના દુશ્મનોએ ઈંગ્લાંડમાં તેનો પીછો પકડ્યો અને કપટ તથા દગલબાજીનાં તહોમતો તેના ઉપર મુકયાં. કલાઇવે નીડરપણે બચાવ કર્યો અને તેની દેશસેવાને લઈ તેનાં કાર્યો તરફ લોકોએ સહાનુભૂતિ દર્શાવી અને તેને છોડી મુકવામાં આવ્યો. ૧૭૭૪ માં કલાઇવ અપઘાત કરી મરણ પામ્યો.

**હિંદુસ્તાનમાં કલાઇવે કરેલ કાર્યઃ**—કલાઇવે હિંદુસ્તાનની અંદર અંગ્રેજી સત્તાનો પાયો નાખ્યો. કલાઈવે જ્યારે તે માત્ર કપ્તાનનો દરજ્જો ભોગવતો, ત્યારે દક્ષિણની અંદર ફ્રેંચોને સત્તા તોડી, અંગ્રેજી સત્તા સર્વોપરિ બનાવી. જ્યારે તે કર્નલ થઈ પાછો હિંદુસ્તાન આવ્યો ત્યારે તેણે બંગાળાના નવાબોની સત્તા તોડી, અંગ્રેજી સત્તાને ઉત્તરમાં સર્વોપરિ બનાવી. બંગાળાના હાકેમ તરીકે તેણે બંગાળાની અંદર ૨૪ પરગણાંઓ મેળવ્યા અને બંગાળા ઇલાકાનું બંધારણ શરૂ કર્યું. ફ્રેંચો પાસેથી નોર્થન સીરકારનો પ્રદેશ પડાવી, મદ્રાસ ઇલાકાની શરૂઆત કરી. તેણે મીરકાસમ પાસેથી ચીત્તાગોંગ, બરદ્વાન તથા મીદનાપુર મેળવી બંગાળાની અંદર બ્રિટિશ હદ વધારી. લોર્ડનો ઇલ્કાબ મેળવ્યા પછી કલાઈવે બંગાળા, બિહાર તથા ઓરીસ્સાની દિવાની મેળવી, બંગાળા ઇલાકાને અંગ્રેજી સત્તા નીચે લાવી મુકયો. કલાઈવે સૈન્યની અંદર તેમજ બંગાળાના મુલ્કી રાજ્યતંત્રની અંદર ઘણા સુધારાઓ દાખલ કર્યા. કંપનીનો સંગીન પાયો નાખી, કલાઇવે હિંદુસ્તાનની અંદર અંગ્રેજી રાજ્યનો પાયો નાખ્યો.

**કલાઇવનું ચારિત્ર્યઃ**—કલાઈવ મહાન સૈનિક તથા સેનાપતિ હતો. તેનામાં નેતૃત્વની નૈસર્ગિક શકિત હતી. સૈનિક તરીકે તેને તાલીમ મળી ન હતી છત્તાં અનુભવી સેનાપતિની માફક તે સૈન્ય દોરતો. તે ઘણા ઉંચા પ્રકારનું પરાક્રમ દાખવતો અને જેમ સંકટ વધારે તેમ તેનામાં હિંમત પણ

વધારે આવતી. કલાઇવ માત્ર સૈનિક ન હતો. તે મહાન મુત્સદ્દી પણ હતો. ઘણા વિરોધ અને મુશ્કેલીઓ સામે થઈ, નીડરપણે તેણે જે સુધારાઓ દાખલ કર્યા તે કલાઇવની કાર્યદક્ષતાની સાક્ષી પૂરે છે. તે બહુ પ્રમાણિક ન હતો. હરકોઈ માણસને દગો દઈ અથવા ખોટી સહી કરી, પોતાનું કાર્ય સાધવા તે અચકાતો નહિં. પરંતુ કલાઇવે ઈંગ્લાંડની ઘણી મોટી સેવા કરી અને તેને યોગ્ય બદલો મળ્યો.

10. Write a short account of the Second Administration of Clive. ( જુઓ સવાલ ૬. )

11. Give an estimate of the work of Clive.

( જુઓ સવાલ ૯ )

12. Describe Clive's Dual System or Double Government in Bengal.

૧૭૫૭ ના પ્લાસીના યુદ્ધ પછી બંગાળા, બિહાર તથા ઓરીસા ઇસ્ટ ઈંડીયા કંપનીના રક્ષણ નીચે હતાં. બંગાળાના નવાબો, જેવાકે, મીર જાફર તથા મીર કાસમની નિમણુકો અંગ્રેજો કરતા હતા. ૧૭૬૫ માં બીજા શાહઆલમે કલાઇવને બંગાળા, બિહાર તથા ઓરીસાની દિવાની આપી. આખા પ્રાંતનો ખરો કબજો અંગ્રેજોના હાથમાં આવ્યો અને અંગ્રેજોને તેના ઉપર વહિવટ ચલાવવાનો હતો. કલાઇવે બંગાળાની અંદર અંગ્રેજ તથા દેશી એમ બે રાજ્યતંત્રનો અમલ સ્થાપ્યો. બંગાળા, બિહાર તથા ઓરીસાની અંદર તેના રક્ષણાર્થે અંગ્રેજી સૈન્યો રાખવામાં આવ્યાં. અંગ્રેજો મહેસુલ ઉઘરાવવા લાગ્યા અને વર્ષે ૨૬ લાખ રૂપીયાથી બંગાળાના નવાબ નિઝામની નિમણુક થવા લાગી. ન્યાય પાલન, મહેસુલ ઉઘરાવણી તથા દેશની વ્યવસ્થા કાર્યની ફરજ તેના ઉપર નાખવામાં આવી હતી. નવાબે બે મુખ્ય નાયબ દિવાનો રાખ્યા હતા. બંગાળા માટે મુસલમાન નાયબ દિવાન તથા બિહાર માટે હિંદુ નાયબ દિવાન રાખવામાં આવ્યો હતો.

**પરિણામઃ**—કુંપની માત્ર મહેસુલનીજ દરકાર રાખતી. જ્યાં સુધી કંપનીને નક્કી કરેલી રકમ મળતી ગઈ ત્યાં સુધી કંપનીએ

બંગાળાના રાજ્યતંત્ર તરફ બહુ ધ્યાન આપ્યું નહિ. અમલદારો વખતસર કંપનીને રકમ આપતા રહ્યા પરંતુ રાજ્યતંત્રની અન્ય બાબતોમાં ગેરવ્યવસ્થા શરૂ થઈ. અમલદારો રૈયતને લુંટવા લાગ્યા અને પ્રજા દુઃખી થવા લાગી. ક્લાઇવ હિંદુસ્તાનમાં હતો ત્યાં સુધી તો આ પદ્ધતિ ઠીક ઠીક ચાલી પરંતુ તેના ગયા બાદ મી. વેરેલ્સ્ટ તથા કાર્ટીઅર જેવા નબળા વ્યવસ્થાપકોના અમલમાં અંગ્રેજી અમલદારોએ કંપનીના હિત તરફ લક્ષ આપ્યું નહિ, અને લાંચ–રૂશ્વત લઈ તેઓ તવંગર બનવા લાગ્યા.

13. Sketch the history of the English from the final departure of Clive in 1767 to the appointment of Warren Hastings in 1772.

ક્લાઇવે બંગાળા તથા મદ્રાસ ઇલાકાની શરૂઆત કરી, વ્યવસ્થિત રાજ્યતંત્ર ચલાવવા પ્રયાસ કર્યો હતો. બંગાળાની અંદર તેણે અંગ્રેજી તથા દેશી એમ બે રાજ્યતંત્રોનો અમલ સ્થાપ્યો હતો. આ પદ્ધતિને પરિણામે ઉપસ્થિત થતી સર્વ બદીઓ ક્લાઇવના સમયમાં દેખાણી નહિ પરંતુ તેની ગેરહાજરીમાં કંપનીના રાજ્યતંત્રમાં અંધેર તથા ગેરવ્યવસ્થા વ્યાપ્યાં. ક્લાઇવ પછી મી. વેરેલ્સ્ટ તથા કાર્ટીયરના હાથમાં કંપનીનો વહિવટ સોંપાયો; આ વ્યવસ્થાપકોની કારકિર્દી દરમ્યાન, ક્લાઇવની એક દેશમાં બે રાજ્યતંત્રની પદ્ધતિએ કંપનીને ઘણું નુકશાન પહોંચાડયું અને બંગાળાની રૈયત પણ દુઃખી થઈ. ( જુઓ, સવાલ, ૧૨ ) આ વખતે બંગાળાની અંદર દુકાળ પડયો અને નાણાંના અભાવે કંપની લોકોનાં દુઃખ ટાળી શકી નહિ ટુંકામાં બંગાળાનું રાજ્યંત્ર સારી રીતે ચાલતું ન હતું.

આ વખતે મદ્રાસની અંદર પણ વસ્તુસ્થિતિ ખરાબ હતી. ૧૭૬૫ માં હૈદરઅલી વિરૂદ્ધ નિઝામ તથા મરાઠાઓએ એકત્ર થઈ પક્ષ બાંધ્યો હતો. ૧૭૬૬ માં અંગ્રેજો પણ નિઝામ–મરાઠા સાથે ભળ્યા કારણ કે અંગ્રેજો વિરૂદ્ધ હૈદર ફ્રેંચો સાથે ખટપટ કરી રહ્યો હતો. વિગ્રહ શરૂ થયો અને હૈદર સામું મદ્રાસથી એક અંગ્રેજી સૈન્ય મોકલવામાં આવ્યું. હૈદર અલીએ નિઝામ–મરાઠાને લાંચ આપી વિરોધ શમાવ્યો અને અંગ્રેજો

એકલા પડી ગયા. હૈદરે **ચંગામ** નજીક જનરલ સ્મીથના સેનાપતિપણા નીચેના અંગ્રેજી સૈન્ય ઉપર હુમલો કર્યો પરંતુ હાર્યો. **ટ્રીન્કોમાલી** નજીક હૈદર પુનઃ હાર્યો. ૧૭૬૮ માં હૈદરે **અંબુરને** ઘેરો ઘાલ્યો પરંતુ અંબુર-સર કરવામાં તે નિષ્ફળ નિવડ્યો. દરમ્યાન મુંબઇથી વધારે સૈન્ય આવી પહોંચ્યું અને હૈદરે તેનો અર્ધો મુલક ગુમાવ્યો. ઝનુને ભરાઈ, હૈદરે અંગ્રેજો સામી કુચ કરી અંગ્રેજોને બૅંગલોર નજીક હરાવ્યા. ગુમાવેલો સર્વ પ્રદેશ પાછો મેળવી હૈદર મદ્રાસ સુધી આવી પહોંચ્યો. મદ્રાસના હાકેમને સંધિ કરવાની ફરજ પડી (૧૭૬૮) અને એક બીજાનો જીતેલો પ્રદેશ પાછો સોંપાયો. દુશ્મન સામે એક બીજાને મદદ કરવાનું પણ નક્કી થયું. આ વિગ્રહને પરિણામે, મદ્રાસ સરકાર પૈસે ટકે ઘણી ઘસાઈ ગઈ અને વેપારને પણ ધક્કો લાગ્યો.

14. Give a brief account of the administration of Warren Hastings as Governor of Bengal, 1772-1774.

જ્યારે વૉરન હેસ્ટીંગ્સ બંગાળાના હાકેમ તરીકે નિમાણો ત્યારે બંગાળાની અંદર ઘણી ગેરવ્યવસ્થા વ્યાપી રહી હતી. કંપનીની મહેસુલ દિનપ્રતિદિન ઓછી થતી જતી હતી અને દેશની અંદર ન્યાયનું યોગ્ય પાલન થતું ન હતું. ગુન્હા વધતા જતા હતા અને કંપની ઘણી નાણાં-ભીડમાં આવી પડી હતી. આ સર્વ મુશ્કેલીઓ વૉરન હેસ્ટીંગ્સે દૂર કરી. બંગાળા રાજ્યતંત્રની પદ્ધતિ તેણે ફેરવી નાખી અને રાજ્યતંત્રની અંદર કેટલાક મહેસુલ તથા ન્યાયને લગતા સુધારા દાખલ કર્યાં.

**મહેસુલને લગતા સુધારાઃ**—અમુક નક્કી દર કરી પાંચ વર્ષની બંધણીએ તેણે જમીનદારોને જમીન આપી. અને દરેક પાંચ વર્ષ પછી જમીનનો દર બદલાવાનો હતો. જમીનદાર જો પાંચ વર્ષ પછી દર આપવા કબુલ ન થાય, તો તેની પાસેથી જમીન લઈ બીજાને આપી દેવા નક્કી કરવામાં આવ્યું. જમીનદારોને મુશ્કેલ પડવા લાગ્યું અને ઘણા પાયલાલ થઈ ગયા. કંપનીને નક્કી થયેલી રકમ આપવા રૈયતો ઉપર જુલમ ગુજારવાની ફરજ જમીનદારોને પડી. માત્ર પાંચ વર્ષ સુધી જમીનનો પટ્ટો હોવાથી, અને ત્યાર બાદ દરબદલાતો હોવાથી જમીન બીજાને જવાનો સંભવ હતો અને તેથી જમીનદારો જમીન તરફ દુર્લક્ષ

રાખવા લાગ્યા અને તેઓએ જમીન સુધારવા બીલ્કુલ પ્રયાસ કર્યો નહિ. આ પદ્ધતિથી માત્ર એકજ ફાયદો થયો અને તે એ કે કંપનીને નિયમિત રીતે નક્કી કરેલી રકમ મળવા લાગી. ( ૨ ) નાયબ દિવાનોને દૂર કરી, મહેસુલ ઉઘરાવવા જુદા અમલદારો નિમવામાં આવ્યા, ( ૩ ) હેસ્ટીંગ્સે કેટલાક સખત કરવેરા ઓછા કરી અથવા ગાઢી નાંખી વ્યાપારને ઉત્તેજન આપ્યું. બાકી રહેલ કર વેરા નિયમિત રીતે ભરાતા હતા.

**ન્યાયને લગતા સુધારાઃ**—( ૧ ) હિંદુ મુસલમાન કાયદાનો એક સંગ્રહ કરવામાં આવ્યો. ( ૨ ) દરેક પરગણામાં અદાલતો સ્થાપવામાં આવી અને કલકત્તામાં બે મુખ્ય અદાલતો સ્થાપવામાં આવી—એક સીવીલ અથવા દિવાની અને બીજી ક્રીમીનલ અથવા ફોજદારી. પહેલી અદાલતનો અધ્યક્ષ ગવર્નર પોતેજ હતો અને એક હિંદી ન્યાયાધીશને બીજી અદાલતનો અધ્યક્ષ નિમવામાં આવ્યો. મહેસુલ ઉઘરાવનાર અમલદારોને પરગણાંઓની અદાલતોમાં મેજીસ્ટ્રેટની સત્તા આપવામાં આવી. ( ૪ ) હેસ્ટીંગ્સે મારફાડ, ચોરી તથા બાળહરણના ગુન્હા બંધ કર્યા.

આવી રીતિઓથી, હેસ્ટીંગ્સે કંપની માટે સારી વાર્ષિક આવક પ્રાપ્ત કરી અને ગેરવ્યવસ્થા દૂર કરી; પરંતુ હજી વિગ્રહો તથા અન્ય હેતુઓ માટે નાણાંની જરૂર હતી. હેસ્ટીંગ્સે આ મુશ્કેલી પણ દૂર કરી.

**કંપનીનો ખજાનો હેસ્ટીંગ્સે ભરપૂર કર્યોઃ**—(૧) બીજો શાહઆલમ, અંગ્રેજોનું રક્ષણ છોડી, સિંધીયાને જઈ મળ્યો હતો એટલે તેને અંગ્રેજો તરફથી મળતું ૨૬ લાખ રૂપીયાનું વર્ષાસન હેસ્ટીંસે બંધ કર્યું.

( ૨ ) શાહઆલમના કબજાનું દોઆબ હેસ્ટીંગ્સે ૫૦ લાખ રૂપીઆમાં શુજાઉદ્દોલ્લાહને આપ્યું.

( ૩ ) રોહીલા સાથે લડવા હેસ્ટીંગ્સે શુજાઉદ્દોલ્લાહને અંગ્રેજી સૈન્યની ભાડે મદદ આપી અને તેના બદલામાં શુજાઉદ્દોલ્લાહે અંગ્રેજોને ૪૦ લાખ રૂપીઆ આપવા કબુલ્યા. આવી રીતે હેસ્ટીંગ્સે કંપની માટે ઘણું નાણું એકઠાં કર્યાં અને મુખ્ય હાકેમ તરીકેની તેની કારકિર્દીમાં કંપનીનો ખજાનો તેને ઘણા ઉપયોગમાં આવ્યો.

બંગાળાના વ્યવસ્થાપક તરીકે, હેસ્ટીંગ્સે માત્ર ત્રણ વર્ષમાં બધી ગેરવ્યવસ્થા દૂર કરી, અને કંપનીની મહેસુલ વધારી કંપનીનો ખજાનો તર કર્યો.

15. Write short notes on:—

Double Government of Clive, grant of Diwani of Bengal, Clive's reforms of Civil Service, Black Hole, Massacre of Patna, and Battle of Buxar.

( જુઓ, સવાલ, ૧૨ અને ૬ ).

16. By what steps was British supremacy established in Bengal ?

( જુઓ સવાલ ૬, બંગાળાની દિવાની મળી ત્યાં સુધી ).

17. What was the cause of the war between the English and Mir Kassim ? Describe the war and its results. ( જુઓ પ્રશ્ન ૬. ).

18. Write briefly what you know of Mir Kassim.

( જુઓ, પ્રશ્ન ૬ )

19. What was the Double Government in Bengal ? What were its consequences ?

( જુઓ, સવાલ, ૧૨ )

20. Narrate the circumstances that led to the Rohilla War. What arguments can you urge for and against the War ?

કારણો:—રોહીલખંડની અંદર વસતી એક પઠાણ જાતિ રોહીલા કહેવાતી તેઓ ઘણા ઉછાંછળા હતા, અને અયોધ્યાના નવાબ શુજાઉદ્દોલ્લાહને તેઓના તરફથી ઘણી કનડગત પહોંચતી. પ્રથમ રોહીલાઓએ, મરાઠાઓના ત્રાસથી બચવા, શુજાઉદ્દોલ્લાહ સાથે કરાર કર્યો હતો અને શુજાઉદ્દોલ્લાહને વર્ષે ૪૦ લાખ રૂપીયા આપવા કબુલ્યા હતા.

મરાઠાઓના ભયથી મુકત થયા પછી, શુજાઉદ્દોલ્લાહે રોહીલા પાસેથી રૂપીયાની માગણી કરી, પરંતુ રોહીલાએ શુજાઉદ્દોલ્લાહ સાથે કોઈ પ્રકારનો કરાર કર્યાનો ઈન્કાર કર્યો. રોહીલાઓને શિક્ષા કરવા શુજાઉદ્દોલ્લાહે અંગ્રેજોની સહાય માગી. શુજાઉદ્દોલ્લાહ પાસે કંપનીને મદદ બદલ ૪૦ લાખ રૂપીયા આપવા કબુલ કરાવી, હેસ્ટીંગ્સે શુજાઉદ્દોલ્લાહને મદદ આપવા વચન આપ્યું. રોહીલા સામે કર્નલ ચેપમેનના સેનાપતિપણા નીચે એક સૈન્ય મોકલવામાં આવ્યું અને રોહીલાઓ હાર્યા. શુજાઉદ્દોલ્લાહનું સૈન્ય રોહીલા ઉપર તુટી પડયું અને તેણે કત્લ ચલાવી.

રોહીલા સંબંધમાં કેટલાક ટીકાકારોએ હેસ્ટીંગ્સની રાજ્યનીતિ ઉપર સજ્જડ ટીકા કરી છે. તેઓના મત પ્રમાણે રોહીલાઓ રોહીલખંડના શાંત વતનીઓ હતા અને તેઓને ક્રૂરતાથી મારી નાખવામાં આવ્યા હતા. પરંતુ હેસ્ટીંગ્સની રાજ્યનીતિ સહેલાઈથી સમજી શકાય તેવી છે. રોહીલાઓ લુટારા જાતિના હતા અને મરાઠાઓ સાથે ખટપટ કરતા હતા. કંપનીના હિત માટે, હેસ્ટીંગ્સ રોહીલાઓને અંગ્રેજી સત્તા નીચે લાવવા પ્રયાસ કરતો. રોહીલા ઉપર કાળો કેર ગુજારવામાં આવ્યો હતો એ વાત સત્ય નથી અને કદાપિ સત્ય હોય તો તેમાં હેસ્ટીંગ્સનો દોષ નથી. આ ક્રૂરતા અટકાવવા હેસ્ટીંગ્સે બનતો પ્રયાસ કર્યો હતો.

---

## હિંદુસ્તાનના વડા હાકેમો અથવા ગવર્નર જનરલો વ્યવસ્થાપકો.



### ૧. વૉરન હેસ્ટીંગ્સઃ—( ૧૭૭૪-૧૭૮૫. )

21. Describe the administration of Warren Hastings and show its significance in the growth of British power in India.

( ૧ ) બંગાળાના ગવર્નર તરીકે તેનો રાજ્યવહીવટઃ—

( જુઓ સવાલ ૧૪ )

( ૨ ) ૧૭૭૫ માં હિંદુસ્તાનની અંદર અંગ્રેજી મુલ્કના ગવર્નર-જનરલ તરીકે વૉરન હેસ્ટીંગ્સની નિમણુક થઇ, અને રાજ્યવહીવટ ચલાવવા અને ગવર્નર જનરલને તેની અંદર મદદ કરવા એક ચાર સભાની મદદનીશ મંડળી પણ નિમવામાં આવી હતી. આ મંડળના સભ્યોને ગવર્નર-જનરલ જેટલીજ સત્તા આપવામાં આવી હતી. વૉરન હેસ્ટીંગ્સના વહીવટના શરૂઆતનાં વર્ષો આ મંડળ સાથે ઝગડા કરવામાંજ વ્યતીત થયાં. આ મંડળનો માત્ર એકજ સભ્ય વૉરન હેસ્ટીંગ્સના પક્ષમાં હતો. બાકીના ત્રણ હેસ્ટીંગ્સ તરફ ધિક્કાર બતાવી, દરેક પગલે તેને કનડગત કરવાનો પ્રયાસ કરતા. આ વિરોધી પક્ષનો નેતા ફ્રાન્સીસ હતો અને તે હેસ્ટીંગ્સનો અંગત શત્રુ હતો. હિંદુસ્તાનની અંદર હેસ્ટીંગ્સે કરેલ અમૂલ્ય કાર્ય તોડી પાડવા તેઓએ પ્રયાસ શરૂ કર્યો. શુજાઉદ્દૌલ્લાહના મરણ પછી, હેસ્ટીંગ્સે તેની સાથે કરેલ સર્વ કરારો આ વિરોધી પક્ષે રદ કર્યા અને શુજાઉદ્દૌલ્લાહના પુત્ર અસફ ઉદ્દૌલ્લાહને ગાદી ઉપર બેસાડી તેની સાથે નવા કરાર કર્યા. બદલામાં અસફઉદ્દૌલ્લાહે બનારસની તમામ મહેસુલ, અયોધ્યામાં રહેતી અંગ્રેજી છાવણીના ખર્ચ માટે વધારે ૫૦૦૦૦ રૂપીયા, કંપનીના તમામ કરજો અને તે ઉપરાંત, અયોધ્યાની બેગમોને શુજાઉદ્દૌલ્લાહે આપેલ બે કરોડ રૂપીયા કંપનીને આપવા કબુલ કર્યું. આ પગલાંથી હેસ્ટીંગ્સ વિરૂદ્ધ હતો પરંતું તેની નાખુશી તરફ તેના વિરોધી પક્ષે લક્ષ આપ્યું નહિ. ઉલટાનું મીરજાફરની વિધવા પાસેથી સાડાત્રણ લાખ રૂપીયાની લાંચ લીધાનું આળ તેઓએ હેસ્ટીંગ્સ ઉપર ચડાવ્યું. નંદકુમાર નામના એક કપટી બ્રાહ્મણે સાક્ષી આપી. વિરોધી પક્ષના ત્રણ સભ્યો હેસ્ટીંગ્સ ઉપર કામ ચલાવવા બેઠા અને હેસ્ટીંગ્સને સાડાત્રણ લાખ રૂપીયા કંપનીને ભરી આપવા તાકીદ કરી. આ ઉપરાંત બીજી ઘણી દગલબાજી તથા અપ્રમાણિક વર્તણુકનાં તોહમતો હેસ્ટીંગ્સ ઉપર મુકયાં. હેસ્ટીંગ્સે આ વિરૂદ્ધ વાતાવરણ જોઈ, તેને પાછો બોલાવી લેવા ઈંગ્લાંડ લખી મોકલ્યું પરંતુ તરતજ વસ્તુસ્થિતિ બદલાઈ ગઈ. વૉરન હેસ્ટીંગ્સે નંદકુમાર ઉપર કાવત્રાંનું તહોમત મુકયું અને હેસ્ટીંગ્સના મિત્ર અને બંગાળાના મુખ્ય ન્યાયાધીશ સર ઇલીજાહ ઈમ્પીએ નંદકુમારને દેહાંતદંડની શિક્ષા કરી.

હેસ્ટીંગ્સના શત્રુઓ પાછા પડ્યા અને હેસ્ટીંગ્સનું માન વધ્યું. ૧૭૭૬ માં હેસ્ટીંગ્સના વિરોધી પક્ષના ત્રણ સભ્યોમાંથી એક સભ્ય મરણ પામ્યો, અને મદદનીશ મંડળની અંદર હેસ્ટીંગ્સનો સત્તાવાહી અવાજ માનપૂર્વક સંભળાવા લાગ્યો. ૧૭૭૭ માં બીજો સભ્ય મરણ પામ્યો અને ફ્રાન્સીસ કશું ન કરી શક્યો. આ પ્રમાણે વિરોધી પક્ષ તથા તેને અંગે ઉપસ્થિત થતાં આવરણોથી મુક્ત થઇ, વૉરન હેસ્ટીંગ્સે તેનો વહીવટ શરૂ કર્યો. પહેલો મરાઠા વિગ્રહ શરૂ થઈ ચુકયો હતો. સાલબાઈના કરારથી અંગ્રેજોના લાભમાં તે વિગ્રહ સમાપ્ત થયો.

**બીજો મૈસુર વિગ્રહ–કારણો:**—પહેલા મૈસુર વિગ્રહને અંતે, જરૂરના પ્રસંગે એક બીજાને સહાય કરવા અંગ્રેજો તથા હૈદર વચ્ચે કરાર થયો હતો. ૧૭૭૧ માં મરાઠાઓ હૈદરના પ્રદેશ ઉપર ફરી વળ્યા. હૈદરે અંગ્રેજોની મદદ માગી, પરંતુ અંગ્રેજોએ વચન પાળ્યું નહીં અને મરાઠાઓએ સહેલાઇથી હૈદર ઉપર જીત મેળવી. હૈદર અંગ્રેજોનો દુશ્મન બન્યો. ૧૭૭૮ માં અંગ્રેજો તથા ફ્રેંચો વચ્ચે વિગ્રહ શરૂ થયો. અંગ્રેજોએ ફ્રેંચનું માહે બંદર સર કર્યું. તે બંદર તેના કબજામાં હતું એમ હૈદરે જાહેર કર્યું પરંતુ અંગ્રેજોએ તેના ઉપર ધ્યાન ન આપવાથી, ૧૭૮૦ માં હૈદરે અંગ્રેજો સામી લડાઈ જાહેર કરી. મરાઠાઓની અંગ્રેજો સાથે લડાઈ ચાલુજ હતી એટલે તેઓ હૈદર સાથે ભળ્યા અને નિઝામે પણ તેમજ કર્યું. હૈદરે કર્ણાટક ઉપર ધસારો કરી, મદ્રાસ તરફ કુચ કરી. રસ્તામાં કર્નલ બેઇલી તથા કર્નલ બ્રેઇથવેઇટની સરદારી નીચેનાં બે અંગ્રેજી સૈન્યોને હૈદરે ૧૭૮૦ માં પોલીલોર આગળ કાપી નાંખ્યાં અને ત્યાર બાદ વેલોર સર કર્યું. આ ગંભીર મામલો જોઇ બંગાળામાં દાખલ થવા તૈયાર થયેલા નાગપુરના ભોંસલેને હેસ્ટીંગ્સે લાંચ આપી. હૈદર સામો સર આયર કુટને તેણે મોકલ્યો. સર આયર કુટે હૈદરને **પોર્ટોનોવો**, (૧૭૮૧), **પોલીલોર**, (૧૭૮૧), **શોલીંગર**, (૧૭૮૧) અને **આરની** (૧૭૮૨), એમ ચાર લડાઇઓમાં સખ્ત હરાવ્યો. હૈદર ૧૭૮૨ માં મરણ પામ્યો અને તેના પુત્ર ટીપુ સુલ્તાને બે વર્ષ સુધી વિગ્રહ ચાલુ રાખ્યો તેણે માંગલોર તથા બેદનોર અંગ્રેજોએ ડીંડીગલ તથા કોઇમ્બતુર

સર કર્યાં, ત્યાર બાદ મદ્રાસના ગવર્નરે સુલેહ કરી. ૧૭૮૪ ના માંગલોરના કરારથી બન્ને પક્ષોએ એક બીજાના મુલ્કો પાછા સોંપ્યા અને લડાઈના કેદીઓ છોડી મુકયા.

આ બે વિગ્રહોને લઈ, આખા હિંદુસ્તાનમાં અંગ્રેજોની નામના વધી પરંતુ કંપનીની તેજુરી ખાલી થઈ ગઈ. ઇસ્ટ ઈંડીયા કંપનીના ડાયરેકટરોને પૈસા પૂરા પાડવા તરફ હેસ્ટીંગ્સે હવે ધ્યાન આપ્યું. આ નાણું તેણે બનારસના રાજા ચૈતસિંગ તથા અયોધ્યાની બેગમો પાસેથી મેળવ્યા. વર્ષે ૨૨ લાખ રૂપીયા કંપનીને આપવાની શરતે, ૧૭૭૫ માં ચૈતસિંગને બનારસની ગાદી ઉપર બેસાડવામાં આવ્યો હતો. હેસ્ટીંગ્સે ચૈતસિંગને પાંચ લાખ રૂપીયા વધારે આપવાનું જણાવ્યું. ચૈતસિંગે આ માગણી સ્વીકારી નહીં એટલે હેસ્ટીંગ્સ બનારસ ગયો અને ચૈતસિંગને કેદ પકડ્યો. ચૈતસિંગની રૈયતે તથા તેના લશ્કરે હેસટીંગ્સ ઉપર હુમલો કર્યો અને હેસ્ટીંગ્સ મોટા સંકટમાં આવી પડ્યો. કર્નલ પોફામની મદદથી હેસ્ટીંગ્સ બચ્યો. ચૈતસિંગનો પીછો લેવામાં આવ્યો અને તે નાશી ગયો. કંપનીને વર્ષે ૪૦ લાખ રૂપીયા આપવાની શરત કબુલ કરાવી બીજાને બનારસની ગાદી ઉપર બેસાડવામાં આવ્યો. ત્યાર બાદ, હેસ્ટીંગ્સે કંપનીના કરજો ભરી દેવા અસફઉદ્દોલ્લાહ ઉપર તાકીદ કરી. રાજ્ય ખજાનાનાં તમામ નાણું અયોધ્યાની બેગમો પાસે હોવાનું અસફઉદ્દોલ્લાહે જણાવ્યું. બેગમો પાસેથી આ રકમો પડાવવા અસફઉદ્દોલ્લાહે દરખાસ્ત કરી અને હેસ્ટીંગ્સે સંમતિ આપી. હેસ્ટીંગ્સે જોર જુલ્મથી બેગમો પાસેથી ૭૫ લાખ રૂપીયા લઈ, કંપનીને આપ્યા. આવાં ગેરવ્યાજબી પગલાંઓથી, હેસ્ટીંગ્સે કંપનીની આર્થિક સ્થિતિ સુધારી.

પરંતુ ડાયરેકટરોએ હેસ્ટીંગ્સની રાજ્યનીતિ વખોડી અને થોડા વખત સુધી તો હેસ્ટીંગ્સને કાઢી મુકવામાં આવશે એમ લાગ્યું. હેસ્ટીંગ્સે રાજીનામું આપ્યું અને ૧૭૮૫ માં તેના હસ્તકનો સર્વ વહીવટ સોંપી તે ઈંગ્લાંડ ગયો.

હિંદુસ્તાનના ઇતિહાસમાં હેસ્ટીંગ્સનો વહીવટ ઘણા મહત્વનો છે. હેસ્ટીંગ્સ એક મહાન મુત્સદ્દી હતો. હૈદર તથા મરાઠા સાથે વિગ્રહોમાં ઉતરી, હેસ્ટીંગ્સે અંગ્રેજોની સત્તા માત્ર વધારી એટલુંજ નહિ પરંતુ આખા દેશમાં તે સત્તાની તેણે છાપ પાડી. હેસ્ટીંગ્સ જ્યારે વડો હાકેમ નિમાયો ત્યારે અંગ્રેજી સત્તા ઘણા જોખમમાં હતી. અંગ્રેજી સત્તાને મજબુત તથા સંગીન બનાવી, તેના યશસ્વી સંચાલનનું માન હેસ્ટીંગ્સને ઘટે છે. બંગાળાના હાકેમ તરીકે તેણે દેશમાં વ્યવસ્થા સ્થાપી, અને બ્રિટિશ રાજ્ય હિંદુસ્તાનમાં સ્થાપવા તથા તેને નિયંત્રિત કરવા પ્રયાસ કર્યો.

22. Write what you know of the career of Warren Hastings.

**શરૂઆતની કારકિર્દી:**—વૉરન હેસ્ટીંગ્સ ઈંગ્લાંડના એક ખાનદાન કુટુંબમાં જન્મ્યો હતો. શાળાની અંદર વિદ્યાર્થીજીવન પૂરૂં કર્યા બાદ, તેણે હિસાબ–ખીતાબની કેળવણી લીધી અને તેના વાલીએ તેને ૧૭૫૦ માં કંપનીના કારકુન તરીકે હિંદુસ્તાન મોકલ્યો. તેની શકિત તથા ઉદ્યોગને લઈ તે ઉંચા ઓદ્ધા ઉપર આવ્યો. તેણે કલાઇવ નીચે કામ કર્યું હતું અને તેના વિશ્વાસનું પાત્ર બન્યો હતો. સિરાજુદ્દૌલ્લાહ સાથેના વિગ્રહને અંતે, હેસ્ટીંગ્સને મીરજાફરના રાજ્યતંત્રમાં બ્રિટિશ રેસીડન્ટ નિમ્યો હતો. ૧૭૬૦ માં તે કલકત્તાના કારોબારી મંડળનો સભ્ય થયો. ૧૭૬૪ માં હેસ્ટીંગ્સ ઈંગ્લાંડ ગયો અને ૧૭૬૮ માં મદ્રાસ કારોબારી મંડળના સભ્ય તરીકે તેને પાછો હિંદુસ્તાન મોકલવામાં આવ્યો. ૧૭૭૨ માં હેસ્ટીંગ્સ બંગાળાનો ગવર્નર નિમાયો.

બંગાળાના હાકેમ તરીકેનો તેનો વહીવટ ( ૧૭૭૨–૧૭૭૪ ).
( જુઓ સવાલ ૧૪ )

હિંદુસ્તાનના વડા હાકેમ તરીકેનો તેનો વહીવટ ( ૧૭૭૪–૧૭૮૫ ).
( જુઓ સવાલ ૩૧ ).

૧૭૮૫ માં હેસ્ટીંગ્સે હિંદુસ્તાન છોડયું. ઈંગ્લાંડમાં તેના દુશ્મન ફ્રાન્સીસે તેનો પીછો પકડ્યો. અયોધ્યાની બેગમો, રાજા ચૈતસિંગ તથા નંદકુમાર સબંધનાં હેસ્ટીંગ્સનાં કાર્યો ફ્રાન્સીસે ખુલ્લાં કર્યાં અને બર્ક, ફૉક્સ

તથા શેરીડન જેવા પ્રખ્યાત વક્તાઓને હેસ્ટીંગ્સની વિરૂદ્ધ કર્યા. ઘણાં તોહમતો ઉપર અમીરોની સભામાં હેસ્ટીંગ્સના ઉપર કામ ચલાવવામાં આવ્યું. આ કામ સાત વર્ષ સુધી ચાલ્યું અને હેસ્ટીંગ્સ પાયમાલ થયો. અંતે તેને સર્વ તોહમતોમાંથી મુક્ત કરવામાં આવ્યો. તેની અમૂલ્ય સેવાની કદર કરી, કંપનીએ તેને વર્ષાશન બાંધી આપ્યું. હેસ્ટીંગ્સ ત્યાર બાદ તેની વડિલોપાર્જીત જમીનમાં રહ્યો અને ૧૮૧૮ માં મરણ પામ્યો.

23. Write short notes on:–Begums of Oudh, Raja Chaitsingh. Trial of Hastings, and Regulating Act.

( જુઓ સવાલ, ૨૧, ૨૨ ).

રેગ્યુલેટીંગ ઍક્ટ:—હિંદુસ્તાનની અંદર ઈસ્ટ ઈંડીયા કંપનીનું રાજ્યતંત્ર વ્યવસ્થિત કરવા ઈંગ્લાંડની લોક સભાએ ( પાર્લમેન્ટે ) એક કાયદો પસાર કર્યો. આ કાયદાની રૂએ, ( ૧ ) બંગાળાના ગવર્નરને હિંદુસ્તાનની અંદર ઈસ્ટ ઈંડીયા કંપનીના સર્વ પ્રદેશો તથા મીલ્કતના ગવર્નર–જનરલ તરીકે નિમવામાં આવ્યો. ( ૨ ) ગવર્નર–જનરલને રાજતંત્રના અમલની અંદર મદદ કરવા એક ચાર સભ્યોનું મદદનીશ મંડળ નિમવાનું હતું. ( ૩ ) કલકત્તાની અંદર વરિષ્ઠ અદાલતની સ્થાપના થઈ અને તે અદાલતનાં મુખ્ય ન્યાયાધીશની નિમણુક ઈંગ્લાંડથી કરવામાં આવી. ચાર સભ્યોના બનેલા મદદનીશ મંડળની યોજના ખામી ભરેલી હતી અને તકરારનું મૂળ થઈ પડી.

24. Show that after the first battle of Pollilor, the English power in India was in great danger of being overthrown, and that it was the genius of Hastings that saved the Empire.

( જુઓ, સવાલ, ૨૧, બીજો મૈસુર વિગ્રહ ).

---

## ૨. લૉર્ડ કૉર્નવૉલીસ:—( ૧૭૮૬–૧૭૯૩ ).

25. **Give an account of the administration of Lord Cornwallis**

લૉર્ડ કોર્નવોલીસનો વહીવટ બે બાબતોને લઈ પ્રસિદ્ધ થયો છે, તેના સુધારાઓ, તથા મદ્રાસ ઇલાકાનો વધારો.

( અ ) **સુધારાઓઃ**—દેશી રાજાઓ સાથે વિગ્રહમાં ઉતરવાની તરફેણમાં કોર્નવોલીસ ન હતો અને પરિણામે, રાજ્યતંત્રની અંદર સુધારા દાખલ કરવા તરફ તેણે લક્ષ આપ્યું. (૧) હેસ્ટીંગ્સે શરૂ કરેલી પદ્ધતિને અંગે ઉપસ્થિત થયેલી સર્વ બદીઓ તેણે દૂર કરી. મહેસુલ ઉઘરાવનારા અમલદારો પાસેથી ઇન્સાફી કાર્ય લઈ લેવામાં આવ્યું. તેણે મહેસુલ તથા ઇન્સાફી કાર્ય છુટાં પાડ્યાં અને મહેસુલ ઉઘરાવનારાઓને માત્ર મહેસુલનુંજ કામ સોંપવામાં આવ્યું. ઈન્સાફના અમલ માટે, દરેક પરગણામાં મુનસફો નિમવામાં આવ્યા. પરગણાંઓની અદાલત ઉપર બંગાળાના મુખ્ય શહેરોમાં, ચાર પ્રાંતિક અદાલતો સ્થાપવામાં આવી. કલકત્તાની અંદર બે વરિષ્ઠ અદાલતો પણ સ્થાપવામાં આવી. (૨) કોર્નવૉલીસે એક ચાલાક પોલીસ ઉભી કરી. અત્યાર સુધી, જમીનદારો તેના માલ–મીલ્કતના રક્ષણાર્થે હથીયારબંધ માણસો રાખતા અને પોતે મુનસફ તથા પોલીસનું કામ કરતા. કૉર્નવૉલિસના સુધારાથી જમીનદારો પાસેથી પોલીસ–સત્તા છીનવી લેવામાં આવી અને પોલીસ–સત્તા સરકારના કબજામાં આવી. (૩) તેનો **મુખ્ય સુધારો** સ્થાયી મહેસુલ પદ્ધતિનો હતો. વોરન હેસ્ટીંગ્સે જમીનદારોને જમીનના માલીક તરીકે સ્વીકાર્યાં ન હતા અને જમીન માત્ર પાંચ વર્ષ સુધી ભાડે આપવાની પદ્ધતિ દાખલ કરી હતી. પાંચ વર્ષ પૂરાં થયાં બાદ, કંપનીને જમીન–ભાડું વધારે આપનારને જમીન આપવાની સમજુતી હતી; આ પદ્ધતિને લઇ, ખરાબ સ્થિતિ થઇ. જમીનદારોએ જમીન તરફ બીલ્કુલ લક્ષ આપ્યું નહિં અને જમીન સુધારવાનો પ્રયાસ ન કર્યો કેટલીક વાર પાકની નિષ્ફળતાને લઈ કંપનીની મહેસુલ ઘટવા લાગી અને લોકો દુઃખી થવા લાગ્યા. જો જમીનદારોને માલીક તરીકે સ્વીકારી, હમેશાને માટે તેઓ પાસેથી અમુક ભાડાની રકમ લેવાનું ઠરાવવામાં આવે, તો જમીનદારો, નફાથી લલચાઈ, જમીન સુધારવાનો પ્રયત્ન કરે એમ ધારી, ૧૭૯૩ માં કોર્નવોલીસે સ્થાયી મહેસુલ પદ્ધતિ' **( પરમેન્ટન્ટ સેટલમેન્ટ સીસ્ટમ )** દાખલ કરી. જમીનદારોને તેની

જમીનના માલીક તરીકે સ્વીકારવામાં આવ્યા અને જમીનનું ભાડું હંમેશ માટે નક્કી કરવામાં આવ્યું. જમીનદારો પાસેથી વધારેનો જમીન વેરો લેવાનું બંધ કરવામાં આવ્યું અને પાકની નિષ્ફળતા કે અન્ય કારણો છતાં જમીનદારો ઠેરવેલી રકમ કંપનીને આપવા બંધાણા.

## ( બ ) ત્રીજો મૈસુર વિગ્રહ અને મદ્રાસ ઈલાકાનો વધારો.

દેશી રાજ્યોના વ્યવહારમાં વચમાં ન પડવા કોર્નવોલીસને ઈંગ્લાંડથી સૂચના મળી હતી, પરંતુ હિંદુસ્તાનની વસ્તુસ્થિતિને લઈ, કોર્નવોલીસ આ રાજ્યનીતિ જાળવી શકયો નહી. ઇસ્લામ ધર્મ ફેલાવવા તથા તેની આસપાસના સર્વ પ્રદેશો તેના તાબામાં લાવવા ટીપુ સુલ્તાને નિશ્ચય કર્યો હતો. હિંદુઓ ઉપર જુલ્મ ગુજારી, હિંદુઓના હજારો દેવળોનો તેણે નાશ કર્યો હતો. ત્રાસથી કંટાળેલા હિંદુઓ ત્રાવણકોર તરફ નાશી ગયા અને ત્યાં તેઓને સારો આવકાર મળ્યો. ક્રોધે ભરાઇ ટીપુએ ત્રાવણકોર ઉપર હુમલો કર્યો અને ત્રાવણકોરના રાજાએ અંગ્રેજોની મદદ માગી. ત્રાવણકોરનો રાજા અંગ્રેજોનો મિત્ર હતો અને પરિણામે ટીપુ સામે લડાઇ જાહેર કરવા કોર્નવોલીસને ફરજ પડી (૧૭૯૦). લૉર્ડ કોર્નવોલીસે જાતે મદ્રાસ તરફ કુચ કરી. મૈસુરમાં પ્રવેશ કરી તેણે બેંગલોર સર કર્યું. સીરીંગાપટ્ટમ તરફ આગળ વધી, કોર્નવોલીસે **આરીકેરી** નજીક **૧૭૯૧ માં ટીપુને હરાવ્યો.** ખોરાકી ખુટવાથી, કૉર્નવોલીસને પાછા બેંગલોર જવાની ફરજ પડી. સંપૂર્ણ તૈયારી કરી, કોર્નવોલીસ પાછો ફર્યો અને એક પછી એક કિલ્લા સર કરી, સીરીંગાપટમને ઘેરો ઘાલ્યો. ટીપુએ સંધિ માટે કહેણુ મોકલ્યું. ૧૭૯૨ માં **સીરીંગાપટમના કરાર** થયા. આ કરારથી લડાઈના ખર્ચ પેટે કંપનીને ત્રણ કરોડ રૂપીયા આપવા ટીપુએ કબુલ કર્યા (૨) અર્ધો પ્રદેશ કંપનીને આપી દેવા કબુલ કર્યું. (૩) કરારની શરતો પૂરી ન પળાય ત્યાંસુધી ટીપુએ જામીન તરીકે તેના બે પુત્રોને અંગ્રેજોને સોંપ્યા. (૪) કુર્ગ તેના રાજાને પાછું સોપવા ટીપુએ કબુલ કર્યું.

નિઝામ, મરાઠા તથા અંગ્રેજોએ ટીપુનો પ્રદેશ સરખે ભાગે વહેંચી લીધો. અંગ્રેજોને મલ્બાર, સાલેમ તથા મદુરા આવ્યાં. **મદ્રાસ ઈલાકાના બંધારણમાં આ બીજું પગથીયું હતું.**

26. Describe the reforms of Lord Cornwallis.

( જુઓ સવાલ ૨૫ ).

27. Describe the Permanent Revenue Settlement of Bengal and mention its principal advantages.

( જુઓ પ્રશ્ન ૨૫ ).

28. Give the date and main object of the introduction of Permanent Land Settlement.

( જુઓ પ્રશ્ન ૨૫ ).

29. Give the date and provisions of Pitt's India Bill. What arrangement was made in it to check the power of the Directors?

૧૭૭૩ માં રેગ્યુલેટીંગ એક્ટ પસાર થયો ત્યારથી હિંદુસ્તાનની બાબતોમાં ઈંગ્લાંડની પાર્લામેન્ટ વધારે રસ લેતી થઈ હતી. કંપનીએ હિંદુસ્તાનની અંદર પ્રદેશો મેળવ્યા હતા અને પરિણામે હિંદુસ્તાનની અંદર બનતા બનાવો તરફ પાર્લામેન્ટે વધારે લક્ષ આપવું જોઈએ એમ ઈંગ્લાંડની પ્રજાને લાગ્યું હતું. ૧૭૮૩ માં ફૉક્સે આ હેતુથી દોરાઈ, પાર્લમેન્ટ સમક્ષ હિંદુસ્તાન માટે એક બીલ ( ખરડો ) મુક્યું હતું પરંતુ આ બીલની કલમો સ્વાર્થી અને કલહ–તકરારને અવકાશ આપનારી હોઈ, તે રદ થયું હતું. જ્યારે પિટ સત્તામાં આવ્યો, ત્યારે તેણે હિંદુસ્તાન માટે એક નવું બીલ ઘડ્યું. ( ૧૭૮૪ )

**કલમો:**—(૧) હિંદુસ્તાન સાથે વ્યાપાર કરવા કંપનીને સંપૂર્ણ અને સુવાંગ હક્ક મળ્યો. ( ૨ ) કંપનીના વ્યાપારી વ્યવહાર અને તેના સંચાલન માટે સર્વ જવાબદારી કંપનીના વ્યવસ્થાપક મંડળને સોંપવામાં આવી. ( ૩ ) હિંદુસ્તાનની અંદર કંપનીને લગતી રાજકીય બાબતો ઉપર ધ્યાન રાખવા, રાજાના પ્રધાન મંડળે એક છ સભ્યોનું બોર્ડ ઑફ કન્ટ્રોલ નામનું મંડળ સ્થાપ્યું. આ સભ્યોની નિમણુક રાજાના પ્રધાન મંડળ તરફથી થવાની હતી. (૪) ગવર્નર–જનરલ, મુખ્ય સેનાપતિ તથા

બીજા ઉંચા હોદ્દા ઉપર નિમણુકો કંપનીના વ્યાપારી વ્યવસ્થાપક મંડળ તરફથી થવાની હતી. આ નિમણુકોમાં બોર્ડ ઓફ કન્ટ્રોલની સમંતિની જરૂર હતી. (૫) હિંદુસ્તાનના રાજ્યતંત્રને લગતા ઇસ્ટ ઈંડીયા કંપનીના વ્યવસ્થાપક મંડળના સર્વ હુકમો પણ પ્રથમ બોર્ડ ઑફ કન્ટ્રોલની મંજુરી મેળવી, હિંદુસ્તાન રવાના કરવાના હતા. (૬) બોર્ડ ઓફ કન્ટ્રોલની સંમતિ વગર હિંદુસ્તાનના ગવર્નર–જનરલને સંધિ કે વિગ્રહ કરવાની છુટ આપવામાં આવી ન હતી. તેના મદદનીશ મંડળના સભ્યો, હિંદુસ્તાનના મુખ્ય સેનાપતિ, તથા બંગાળાના બે સીવીલીયનો થવાના હતા. અણીના વખતમાં મદદનીશ મંડળની સંમતિ વગર ગવર્નર જનરલને કામ કરવાની છુટ આપવામાં આવી હતી. (૭) ગવર્નર જનરલના મદદનીશ મંડળની માફક, મુંબઈ તથા મદ્રાસના ગવર્નરોને પણ મદદનીશ મંડળો આપવામાં આવ્યાં. (૮) હિંદી ગુન્હેગારો ઉપર કામ ચલાવવા, પાર્લામેન્ટના ૭ સભ્યો, ચાર ઉમરાવો તથા ત્રણ ન્યાયાધીશોનું એક મંડળ નિમવામાં આવ્યું.

**પરિણામ:**—૩, ૪, ૫ કલમોએ કંપનીના વ્યાપારી વ્યવસ્થાપક મંડળની સત્તા ઉપર અંકુશ મુકયો. તે મંડળને માત્ર વ્યાપાર સંબંધનો વ્યવહાર ચલાવવાનો રહ્યો અને તમામ રાજકીય સત્તા તેની પાસેથી લઈ લેવામાં આવી. આ પ્રમાણે હિંદુસ્તાનનું રાજ્યતંત્ર ઈંગ્લાંડની લોક સભા અથવા પાર્લામેન્ટની સત્તા નીચે આવ્યું. હિંદુસ્તાનના ગવર્નર–જનરલના મદદનીશ મંડળમાં સુધારાઓ થયા અને વિરોધ ન થાય એવી રીતે તેની સત્તા વધારવામાં આવી.

---

## ૩. સર જૉન શોર:—(૧૭૯૩–૧૭૯૮).

30. Describe the administration of Sir John Shore.

કૉર્નવૉલીસ પછી, સર જૉન શોરને ગવર્નર–જનરલ નિમવામાં આવ્યો. દેશી રાજ્યોના વ્યવહારમાં વચ્ચે ન પડવાની તરફેણમાં

સર જૉન શાર હતો. પરંતુ આ રાજ્યનીતિ તેણે વિવેક બુદ્ધિ વાપર્યા વગર પકડી રાખી અને તેનું પરિણામ ખરાબ આવ્યું.

નિઝામે મરાઠાઓને ચોથ આપવા કબુલ કર્યું હતું પરંતુ તે વચન ન પાળી શકયો અને પેશ્વાએ ચોથની માગણી કરી. નિઝામ નિષ્ફળ નિવડયો અને નિઝામની સત્તા તોડી પાડવા મરાઠા સરદારો એકત્ર થયા. નિઝામે અંગ્રેજોની મદદ માગી પરંતુ સર જૉન શોરે વચમાં પડવા ના પાડી. **૧૭૯૫** માં નિઝામે **કુરદલ્લા** નજીક સજ્જડ હાર ખાધી અને તેની હકુમત નીચેનો અર્ધો પ્રદેશ મરાઠાઓને આપી દેવો પડયો અને બાકીના પ્રદેશ માટે ચોથ આપવા નિઝામે કબુલ કર્યું.

સર જૉન શારના વહીવટમાં, બીજો અગત્યનો બનાવ અયોધ્યામાં ઉપસ્થિત થયેલી તકરારનો તેણે કરેલ નિર્ણય હતો. અસફઉદ્દોલ્લાહના મરણ પછી, એક દગલબાજે અસફઉદ્દોલ્લાહના પુત્ર હોવાનો દાવો કર્યો અને ગાદીએ બેઠો. થોડા સમય પછી આ વાત બહાર પડી, અને અસફઉદ્દોલ્લાહના ભાઈ સાદત અલીએ રાજ્યગાદીનો દાવો કર્યો. સર જૉન શાર લકનૌઉ તરફ ગયો અને પૂરતી તપાસ કરી, સાદત અલીને ગાદીએ બેસાડયો અને દગલબાજ વઝીર અલીને વર્ષાશન આપી રાજ્યમાંથી દૂર કર્યો.

---

## ૪. લૉર્ડ વેલેસ્લીઃ—( ૧૭૯૮-૧૮૦૫ ).

31. What was the condition of India in the beginning of Lord Wellesley's administration ?

આ વખતે હિંદુસ્તાનમાં નિઝામ, મરાઠા તથા ટીપુની મહાન સત્તાઓ હતી. આ સત્તાઓ ઉપરાંત, અયોધ્યાના નવાબ, કર્ણાટકના નવાબ તથા રણજીતસિંહની સત્તા પણ જામેલી હતી. મરાઠાઓ સર્વોપરિ હતા અને તેઓનો પ્રદેશ પણ ઘણો હતો. દોલતરાવ સિંધીયા પાસે મોટું સૈન્ય હતું અને તે સૈન્યે ફ્રેંચ અમલદારો આગળ તાલીમ લીધી હતી. મુગલ બાદશાહ બીજો શાહઆલમ તેના કબજામાં હતો અને

તેને અંગે, દોલતરાવની સત્તા દિલ્હીમાં પણ સારી જામેલી હતી. પરંતુ મરાઠા સરદારોની અંદર સંપ ન હતો. નિઝામે પણ ફ્રેંચ અમલદારો રાખ્યા હતા. ટીપુનું પણ તેમજ હતું. ટીપુ અંગ્રેજો ઉપર વેર લેવા; તલસી રહ્યો હતો અને અંગ્રેજોને હિંદુસ્તાનમાંથી કાઢી મુકવા ફ્રેંચો સાથે ખટપટ કરી રહ્યો હતો. અયોધ્યામાં અંધેર વ્યાપી રહ્યું હતું અને અયોધ્યાના નવાબે છુપી રીતે ટીપુ સાથે મૈત્રી બાંધી હતી. છેલ્લાં ૧૪ વર્ષથી અંગ્રેજોએ દેશી રાજાઓના વ્યવહારમાં માથું માર્યું ન હતું અને પરિણામે અંગ્રેજોની આબરૂને ધક્કો લાગ્યો હતો અને દેશમાં સર્વત્ર અંધેર વ્યાપી રહ્યું હતું. ૧૭૯૩ માં યુરોપની અંદર અંગ્રેજો તથા ફ્રેંચોની વચ્ચે વિગ્રહ શરૂ થયો હતો અને હિંદુસ્તાન ઉપર હુમલો કરવા નેપોલીયન છેક ઈજીપ્ત સુધી આવ્યો હતો. નિઝામ, મરાઠા તથા અન્ય દેશી રાજ્યોમાં ફ્રેંચો સત્તા જમાવતા જતા હતા.

બ્રિટિશ સત્તા માટે આ ગંભીર મામલો હતો. આ વખતે અંગ્રેજો પાસે નીચે પ્રમાણે મુલ્કો હતા (૧) દક્ષિણની અંદર નોર્થન સીરકાર, મદુરા, ડીંડીગુલ, અને મદ્રાસ (૨) પશ્ચિમમાં મુંબઇ અને સાલસેટ અને આ ઉપ-રાંત બંગાળા, બિહાર, ઓરિસ્સા અને બનારસ. હિંદુસ્તાનની અંદર અંગ્રેજો ઘણા સત્તાવાન હતા, પરંતુ સર્વોપરિ ન હતા. અંગ્રેજોને તટસ્થ રાજ્ય-નીતિએ અંગ્રેજી સત્તા તરફનું લોકોનું માન ઘટાડી દીધું હતું અને અંગ્રેજી હકુમત નીચેના રાજ્યોમાં પણ ગેરવ્યવસ્થા અને અંધેર વ્યાપ્યાં હતાં. આ વસ્તુસ્થિતિ જોતાં જણાઇ આવતું કે હિંદુસ્તાનમાં નિડર રાજ્યનીતિની જરૂર હતી અને હિંદુસ્તાનને અરાજકતામાંથી બચાવવા એક સર્વોપરિ સત્તાની પણ આવશ્યકતા હતી.

32. Describe the policy and administration of the Marquis of Wellesley.

. હિંદુસ્તાનમાં આવ્યા પછી તરતજ તટસ્થ રાજ્યનીતિ છોડી દઈ, અંગ્રેજી સત્તાને સર્વોપરિ બનાવવા વેલેસ્લીએ નિશ્ચય કર્યો. જીતેલા તથા ગેરવ્યવસ્થિત પ્રદેશોને અંગ્રેજી મુલ્ક સાથે જોડી દેવાની તથા દેશી રાજાઓની તકરાર પતાવી, તેઓને અંગ્રેજી સત્તા નીચે લઈ આવવાની

વેલેસ્લીની રાજ્યનીતિ હતી. દેશી રાજ્યોમાં પગપેસારો કરી ગયેલ ફ્રેંચોને હરહમેશ માટે દૂર કરવા તરફ તેણે પોતાનું લક્ષ દોર્યું. આ આશયને લઈ, તેણે દરેક દેશી રાજાને અંગ્રેજો સાથે મિત્રાચારી બાંધી, તેના રાજ્યમાં એક અંગ્રેજી થાણુ બેસાડવા લખી જણાવ્યું. આ કરાર પ્રમાણે ( ૧ ) અંગ્રેજી સત્તાને હિંદુસ્તાનની અંદર સર્વોપરિ સત્તા તરીકે લેખવાને દરેક દેશી રાજા બંધાયો હતો, ( ૨ ) પોતાના રક્ષણાર્થે એક અંગ્રેજી થાણું તેને તેના રાજ્યની અંદર રાખવાનું હતું, ( ૩ ) આ સૈન્યના ખર્ચ નિભાવ માટે અંગ્રેજ સરકારને એક રકમ આપવાની હતી, ( ૪ ) સર્વ ફ્રેંચોને તેઓના રાજ્યમાંથી રજા આપવાની હતી. ( ૫ ) અંદર અંદરના વિગ્રહો બંધ કરવાના હતા. ( ૬ ) અને અંગ્રેજો શિવાય બીજી હરકોઈ યુરોપીય સત્તા સાથે કોઇપિણ પ્રકારનો વ્યવહાર રાખવાનો ન હતો. આ આખી પદ્ધતિને સહાયક યોજના, '**સબસીડીયરી સીસ્ટમ**' ના નામથી ઓળખવામાં આવે છે.

આ કરારમાં ઉતરવા પ્રથમ વેલેસ્લીએ નિઝામને લખ્યું કારણ કે નિઝામને મરાઠાની તરફથી ઘણો ત્રાસ હતો અને બ્રિટિશ રક્ષણ નીચે રહેવા તેણે ખુશી દર્શાવી હતી. તેના ફ્રેંચ સિપાહીઓ પગાર ન મળવાથી બળવો કરતા હતા. નિઝામે તેના રાજ્યમાં એક અંગ્રેજી થાણું બેસવા દીધું અને તેના નિભાવ અર્થે બેલારી તથા કુડાપાના પ્રદેશો અંગ્રેજોને ૧૮૦૦ માં આપ્યા, જે સીડેડ ડિસ્ટ્રીકટસ, દીધેલાં પરગણાંને નામે ઓળખાય છે.

**ચોથો મૈસુર વિગ્રહઃ**—ત્યાર બાદ, વેલેસ્લીએ ટીપુને ઉપર પ્રમાણે જણાવ્યું, પરંતુ ટીપુ તરફ જનાર અંગ્રેજ અમલદારની ટીપુએ મુલાકાત પણ ન લીધી અને લડાઇ જાહેર થઈ. વેલેસ્લીએ જાતે દક્ષિણ તરફ કુચ કરી. તેજ વખતે જનરલ હેરીસ નીચે મદ્રાસથી તથા જનરલ સ્ટુઅર્ટ નિચે મુંબઇથી બે સૈન્યોએ દક્ષિણ તરફ કુચ કરી. આ બે અંગ્રેજી સૈન્યોનો ભેટો અટકાવવા ટીપુએ ઘણો પ્રયાસ કર્યો અને **સદાશીર** આગળ ટીપુએ જનરલ સ્ટુઅર્ટ ઉપર હુમલો કર્યો પરંતુ **ટીપુ હાર્યો ( ૧૭૯૯ ).** ત્યાર બાદ ટીપુએ જનરલ હેરીસ ઉપર હુમલો કર્યો

પરંતુ **માલાવેલી** નજીક ટીપુ બીજી વખત હાર્યો. ટીપુ સીરીંગાપટ્ટમમાં ભરાઇ ગયો અને અંગ્રેજોએ સીરીંગાપટ્ટમને ઘેરો ઘાલ્યો. સીરીંગાપટ્ટમ ઉપર તોપોનો મારો ચલાવવામાં આવ્યો અને તેની એક દિવાલ તોડી નાખવામાં આવી. અંગ્રેજો શહેરની અંદર પેઠા, અને જોકે ટીપુએ ઘણી બહાદુરીથી રક્ષણ કર્યું તો પણ અંતે સીરીંગાપટમ અંગ્રેજોના હાથમાં આવ્યું. ટીપુસુલ્તાન લડાઇની અંદર મરણ પામ્યો. હૈદરઅલીએ પદભ્રષ્ટ કરેલ મૈસુરના હિંદુરાજાના એક વંશજ કૃષ્ણરાવને અંગ્રેજોએ મૈસુરની ગાદી સોંપી અને હૈદર તથા ટીપુએ જીતેલ પ્રદેશો અંગ્રેજો તથા નિઝામે વહેંચી લીધા.

અંગ્રેજોને ભાગે કોઇમ્બટોર તથા કનારા આવ્યાં. ૧૭૯૯ માં તાંજોરનો રાજા મરણ પામ્યો અને તાંજોરની અંદર ચાલી રહેલી અંધાધુંધીને લઈ, તેને અંગ્રેજી મુલ્ક સાથે જોડી દેવામાં આવ્યું. ૧૮૦૧ માં કર્ણાટકનો નવાબ વારસ વગર મરણ પામ્યો અને કર્ણાટકને અંગ્રેજી મુલ્ક સાથે જોડી દેવામાં આવ્યું. **આવી રીતે ત્રણ નવા ઉમેરેલા પ્રદેશોથી મદ્રાસ ઇલાકો પૂરો બંધાઓ.**

હિંદુસ્તાનની દક્ષિણમાં વેલેસ્લીએ અંગ્રેજી સત્તાને સર્વોપરિ બનાવી હતી. ત્યાર બાદ, તેણે બંગાળા તરફ લક્ષ દોર્યું. અયોધ્યામાં આ વખતે ગેરવ્યવસ્થા ચાલી રહી હતી. સર જૉન શોરના સમયમાં સાદત અલીને અયોધ્યાની ગાદી ઉપર બેસાડવામાં આવ્યો હતો. સાદત અલી ઘણો નિર્માલ્ય તથા બેવકુફ રાજા નિવડ્યો. તેના ઉડાઉપણાને અંગે, અયોધ્યાના તેજુરી ખાલી થઈ ગઈ અને લોકો ઉપર જુલ્મ થવા લાગ્યો. અંગ્રેજી થાણું નિભાવવા તેને ફરજ પાડવામાં આવી અને સાદત અલીએ દોઆબ તથા રોહીલખંડના પ્રદેશો અંગ્રેજોને સોંપ્યા. **આ પ્રમાણે આગ્રા તથા અયોધ્યાના સંયુકત પ્રાંતોની શરૂઆત થઈ.**

હવે માત્ર મરાઠાઓ બાકી રહ્યા અને તેને તાબામાં લાવવા વેલેસ્લીએ પ્રયાસ શરૂ કર્યો. પરિણામે બીજો તથા ત્રીજો મરાઠા વિગ્રહ થયો. આ વિગ્રહોને અંગે મરાઠા સરદારો અંગ્રેજોના તાબામાં આવ્યા. (૧)

મુંબઈ ઇલાકાના કેટલાક પ્રાંતો, ૨૭ લાખ રૂપીયાની વાર્ષિક આવકવાળા, પેશ્વાએ ૧૮૦૨ માં અંગ્રેજોને સોંપ્યા. (૨) ૧૮૦૩ માં ભોંસલેએ અંગ્રેજોને ઓરીસા સોંપ્યું. (૩) દિલ્હી, ભરૂચ તથા આગ્રા અને તે ઉપરાંત યમુના-ગંગા વચ્ચેનો સર્વ પ્રદેશ સિંધીયાએ અંગ્રેજોને સોંપ્યો (૪) વાર્ષિક ૧૨ લાખની આવકવાળા ગુજરાતના કેટલાક પ્રાંતો ગાયકવાડે અંગ્રેજોને ૧૮૦૫ માં સોંપ્યા. (૫) માત્ર હોલ્કર બાકી રહ્યો. તે પણ કચરાઈ જતે પરંતુ વેલેસ્લીને બોલાવી લેવામાં આવ્યો અને વિગ્રહો બંધ પાડી દેવાની સૂચના સાથે હિંદુસ્તાન તરફ નવો ગવર્નર-જનરલ રવાના કરવામાં આવ્યો.

આ ઉપરાંત, ગેરવ્યવસ્થાને લઈ, વેલેસ્લીએ ૧૭૯૯ માં સુરતનું રાજ્ય અંગ્રેજી મુલ્ક સાથે મેળવી દીધું હતું.

ઇસ્ટ ઈંડીયા કંપનીના વ્યાપારી વ્યવસ્થાપક મંડળે વેલેસ્લીની રાજ્યનીતિ વખોડી કાઢી. વેલેસ્લીએ હિંદુસ્તાનમાં કરવેરા વગરનો વ્યાપાર કરવા છુટ આપી હતી અને તેને અંગે પણ કંપનીના ડાયરેકટરો ક્રોધે ભરાયા હતા. આ વ્યવસ્થાપક મંડળે વેલેસ્લીની રાજ્યનીતિને ટેકો ન આપ્યો અને વેલેસ્લી રાજીનામું આપી, ૧૮૦૫ માં ઈંગ્લાંડ ગયો.

33. What annexations were made by Marquis of Wellesley to the British possessions in India and how?

( જુઓ, સવાલ. ૩૨ )

34. Justify the statement that Marquis of Wellesley constituted the Madras Presidency almost as it exists at present.

વેલેસ્લીના પહેલાં, મદ્રાસ ઇલાકામાં નોર્થન સીરકાર, મલ્બાર, ડીંડીંગલ તથા મદુરા માત્ર અંગ્રેજોના તાબાં હતા. મદ્રાસ ઇલાકાના બીજા ઘણા ભાગો ટીપુ, તાંજોરના રાજા તથા કર્ણાટકના નવાબ પાસે હતા. આ સર્વ પ્રદેશો મારકવીસ ઑફ વેલેસ્લીએ અંગ્રેજી મુલ્ક સાથે ભેળવ્યા અને મદ્રાસ ઇલાકાનું બંધારણ પૂરૂં કર્યું અને મદ્રાસ ઇલાકાની હદ વેલેસ્લીના વખતમાં હતી તેટલીજ લગભગ આજે છે. વેલેસ્લીના

પહેલાં મદ્રાસ ઇલાકાના છુટા છવાયા ભાગો અંગ્રેજોના તાબામાં હતા. વેલેસ્લીએ આખો સળંગ ઇલાકો અંગ્રેજની હકુમત નીચે લાવી મુકયો. પશ્ચિમાં મલબાર કોસ્ટ સુધી અને પૂર્વમાં કોરોમન્ડલ કોસ્ટ સુધી તેની હદ ગઈ. દક્ષિણમાં કેઈપ કોમોરીન તથા ઉત્તરમાં કૃષ્ણા અને ગોદાવરીના પ્રદેશો સુધી તેનો વિસ્તાર વધ્યો. અત્યારે પણ મદ્રાસ ઇલાકાની આ હદ છે. વેલેસ્લીએ મદ્રાસ ઇલાકો સંપૂર્ણ કરી, તેનો અત્યારે છે તેટલોજ વિસ્તાર કર્યો હતો એ કથનમાં સત્ય છે. માત્ર તેણે એકલાએ આખો ઇલાકો બાંધ્યો ન હતો. કલાઇવ અને વૉરન હેસ્ટીંગ્સના વખતથીજ આ ઇલાકાનું બંધારણ શરૂ થયું હતું.

35. It is said that Marquis of Wellesley recon structed the map of India. Illustrate this by showing how and when the extent of British Territory was increased during his administration.

મારકવીસ ઓફ વેલેસ્લીના વહીવટ દરમ્યાન, તેની જીતો તથા જોડણીને અંગે બ્રિટિશ હદમાં ઘણો ફેરફાર થયો અને હિંદુસ્તાનનો નકશો તદ્દન નવોજ બન્યો.

( આ સવાલના બીજા ભાગ, માટે, જુઓ સવાલ. ૩૨. )

36. "The genius of Lord Wellesley had thus, in the course of five years ( 1799-1803 ) re-organized the political conditions of India ond placed his masters on the pinnacle of power." Illustrate this remark by showing how and when the extent of British power increased during his administration.

તેના વહીવટની શરૂઆતમાં હિંદુસ્તાનમાં અંધેર તથા અરાજકતા વ્યાપી રહ્યાં હતાં. દરેક દેશી રાજા સ્વતંત્ર અને કેટલેક અંશે સ્વેચ્છાચારી બન્યો હતો. ઘણાં દેશી રાજ્યો એક બીજા સાથે નિરંતર વિગ્રહમાં યોજાયેલાં રહેતાં. આ વખતે બ્રિટિશ સત્તા સૌથી મજબુત હતી પરંતુ દેશી રાજ્યો તરફ તેણે તટસ્થ રાજ્યનીતિનું પાલન કર્યું હતું. પરિણામે

બ્રિટિશ આબરૂને ધક્કો લાગ્યો હતો. લોર્ડ વેલેસ્લીએ આ તટસ્થ રાજ્ય-નીતિનો ત્યાગ કર્યો અને બ્રિટિશ સત્તાને સર્વોપરિ સત્તા બનાવવા સતત પ્રયાસ કર્યો અને અનેક રાજ્યોને અંગ્રેજી મુલ્ક સાથે મેળવી, તે તેના પ્રયાસમાં સફળ થયો.

૧૮૦૩ ની સાલ સુધીમાં, સર્વ દેશી રાજાઓએ બ્રિટીશ હકુમત સ્વીકારી અને આ પ્રમાણે હિંદુસ્તાનમાંથી ફ્રેંચ સત્તા નાબુદ થઈ. હવે બ્રિટિશ સત્તા હિંદુસ્તાનમાં સર્વોપરિ બની રહી.

37. Briefly describe the policy and aim of Lord Wellesley.

( તેની રાજ્યનીતિ માટે, જુઓ, સવાલ, ૨૩ ).

વેલેસ્લીનો આશય બ્રિટિશ સત્તાને સર્વોપરિ બનાવવાનો હતો આ જરૂરનું અને યોગ્ય હતું. વેલેસ્લી પહેલાંથીજ અંગ્રેજો મજબુત બન્યા હતા અને તેની નીચેના પ્રદેશોમાં સારી વ્યવસ્થા જમવી હતી. આ અંગ્રેજી પ્રદેશો શિવાય સર્વત્ર અરાજકતા છવાઇ રહી હતી અને દેશી રાજાઓ અંદર અંદર લડતા હતા કારણકે અંગ્રેજોએ તટસ્થ રાજ્યનીતિ ગ્રહણ કરી હતી. હિંદુસ્તાનની અંદર એક સંગીન અને સર્વોપરિ રાજ્યની જરૂર જણાઇ આવતી હતી. હિંદુસ્તાનને અરાજકતાંમાંથી ઉગારવાનો આ એકજ માર્ગ હતો. બ્રિટિશ સત્તાને સર્વોપરિ બનાવી, હિંદુસ્તાનની રાજકીય સ્થિતિ સુધારવાનો વેલેસ્લીનો આશય હતો.

---

## ૫. સર જ્યોર્જ બારલો:—( ૧૮૦૫-૧૮૦૭ )

38. Give a brief account of the administration of Sir George Barlow.

વેલેસ્લીએ રાજીનામું આપ્યા બાદ, લોર્ડ કૉર્નવોલીસ ફરી ગવર્નર-જનરલ નિમાયો. વેલેસ્લીએ કરેલ કાર્ય ફેરવી નાખવા તેને ઈંગ્લાંડમાંથી સૂચના મળી હતી. હિંદુસ્તાન આવ્યા પછી તરતજ કૉર્નવોલીસ મરણ પામ્યો અને મદદનીશ મંડળના એક સભ્ય, સર જ્યાર્જ બારલોને ગવર્નર જનરલ તરીકે નિમવામાં આવ્યો.

બારલો તટસ્થ રાજ્યનીતિ અનુસરવાની તરફેણુમાં હતો અને તેણે ત્રીજા મરાઠા વિગ્રહનો તરત અંત આણ્યો. સિંધીયા તથા હોલ્કર સાથે ઉતાવળા કરાર કર્યા. રજપુતોને જરૂરના વખતમાં મદદ આપવામાં વચનો રદ કર્યા અને રજપુતોને મરાઠાઓની દયા ઉપર છોડ્યા.

સર જ્યોર્જ બારલોના વહીવટનો મુખ્ય બનાવ વેલોરનો બળવો હતો. મદ્રાસ ઇલાકાના અંગ્રેજ મુખ્ય સેનાપતિએ દેશી સીપાઈઓના ધાર્મિક રીતરિવાજ ન ગણકારી, પોષાક તેમ અન્ય બાબતોમાં ઘણા ફેરફારો કર્યા. આ બનાવે અશાંતિ ઉત્પન્ન કરી અને વેલોરમાં રહેતા ટીપુ સુલ્તાનના કુટુંબના માણસોએ આ અશાંતિને ઉત્તેજન આપ્યું. એક દિવસ રાત્રિના ત્રણ વાગતાં, દેશી સીપાઈઓએ અંગ્રેજી સીપાઈઓ ઉપર હલ્લો કર્યો. ૧૧૩ અંગ્રેજી સીપાઈઓ માર્યા ગયા. આ ખબર જ્યારે આર્કટ પહોંચી ત્યારે કર્નલ જીલેપ્સી વેલોર આવ્યો અને બળવો એકદમ શાંત પડી ગયો. ટીપુના કુટુંબને વેલોરથી કલકત્તા મોકલવામાં આવ્યું અને મદ્રાસના ગવર્નર લોર્ડ વીલીયમ બેન્ટીકને પાછો બોલાવી લેવામાં આવ્યો અને સર્વ દોષ તેના શિર ઉપર ચડાવવામાં આવ્યો. તેની જગ્યાએ બારલોને નિમવામાં આવ્યો અને ૧૮૦૭ માં લોર્ડ મિન્ટોને હિંદુસ્તાનના ગવર્નર-જનરલ તરીકે મોકલવામાં આવ્યો.

39. Write a short account of the Vellore Mutiny.

( જુઓ સવાલ ૩૮ ).

---

## ૬. લૉર્ડ મીન્ટો:—( ૧૮૦૭–૧૩ ).

40. Describe the administration and policy of Lord Minto.

૧૮૦૭ માં લૉર્ડ મીન્ટો હિંદુસ્તાન આવ્યો. બોર્ડ ઑફ કૉન્ટ્રોલના પ્રમુખ તરીકે હિંદુસ્તાનના રાજ્યતંત્રનો તેણે સારો અનુભવ મેળવ્યો હતો. હિંદુસ્તાનમાં **તટસ્થ રાજ્યનીતિ** અનુસરવા મીન્ટોને ભલામણ કરવામાં આવી હતી. પરંતુ હિંદુસ્તાનમાં આવ્યા પછી **તટસ્થ રાજ્યનીતિ** અનુસરવાનું મીન્ટોને **અશક્ય** લાગ્યું.

**બુંદેલખંડની** અંદર ઘણી ગેરવ્યવસ્થા હતી એટલે મીન્ટોએ પ્રથમ બુંદેલખંડ તરફ ધ્યાન આપ્યું. લુટારાઓ દેશ ઉપર ફરી વળ્યા હતા. આ પ્રાંત લગભગ બ્રિટિશ હદ જોડેનો હતો, અને બુંદેલખંડની અંદર વ્યવસ્થા સ્થાપવાની જરૂર તાત્કાલિક જણાઈ. ૧૮૦૭ માં લુટારાઓના સરદારો વિરૂદ્ધ મીન્ટોએ લડાઈ શરૂ કરી. ૧૮૧૨ માં આ સરદારો શરણે આવ્યા. તેઓનો કલીંજરનો કિલ્લો અંગ્રેજોએ કબજે કર્યો અને બુંદેલખંડમાં શાંતિ પ્રસરી.

**રજપુતાના**ની અંદર દારૂણ વિગ્રહો થઈ રહ્યા હતા. ઉદેપુરના રાણાની પુત્રી કૃષ્ણાકુમારીના પ્રેમમાં જોધપુરનો રાજા પડ્યો હતો. જયપુરના રાજાને પણ તે કુંવરીને પરણવાની ઈચ્છા હતી. બન્ને રાજાઓ અંદર અંદર લડવા લાગ્યા અને તેઓના દેશમાં મરાઠાઓ લુટફાટ કરવા લાગ્યા. **અમીરખાન** નામના એક અફગાન સરદારે આ લડાઈમાં ભાગ લીધો હતો, અને બન્ને રાજાઓને પોતાની ઇચ્છા તથા સગવડ પ્રમાણે મદદ કરતો. સિંધીયા તથા હોલ્કર પણ રજપુતાના ઉપર ફરી વળ્યા. આવી સ્થિતિમાં ઉદેપુરના રાણાએ અંગ્રેજોની મદદ માગી. લૉર્ડ મીન્ટોએ સહાય ન આપી અને આખું રજપુતાના લગભગ હેરાન થઈ ગયું. આ વિગ્રહનો અંત આણવા કમનશીબ કૃષ્ણાકુમારીએ પોતાની મરજીથી ઝેર પીધું અને આપઘાત કર્યો.

આ દરમ્યાન **અમીરખાન**ને ઘણી સત્તા જમાવી હતી અને તેણે બિહાર ઉપર હુમલો કર્યો. લૉર્ડ મીન્ટોએ અમીરખાન સામું સૈન્ય મોકલ્યું. અંગ્રેજ સૈન્યની મદદથી બિહારના રાજાએ અમીરખાનને કાઢી મુકયો.

**ત્રાવણકોર**ની રાજ્ય બાબતોમાં વચમાં પડવા મીન્ટોની ફરજ પડી. ત્રાવણકોરમાં ગેરવ્યવસ્થા હતી અને તેની રાજકીય બાબતોમાં ત્યાંના બ્રિટિશ રેસીડન્ટે ભાગ લીધો. પરિણામે ત્રાવણકોરનો દેશી મુખ્ય પ્રધાન ક્રોધે ભરાયો. મોટું સૈન્ય એકઠું કરી, તેણે અંગ્રેજો ઉપર હુમલો કર્યો. કેટલાક અંગ્રેજ અમલદારો માર્યા ગયા. પરંતુ તરતજ પ્રધાન હાર્યો અને તેણે આપઘાત કર્યો. અંગ્રેજોએ રાજ્ય વહીવટ હાથમાં લીધો. ૧૮૧૩ માં ત્રાવણકોર તેના રાજાને પાછું સોંપવામાં આવ્યું.

મીન્ટોને રણુજીતસિંહની બાબતમાં પણ વચમાં પડવું પડયું. સતલજની હદપાર રણુજીતસિંહ પોતાના પ્રદેશને વિસ્તાર વધારે જતો હતો. સિંધ તથા પતીયાળાના શીખ સરદારોએ અંગ્રેજોનું રક્ષણ માગ્યું. રણુજીતસિંહ સાથે સમાધાન કરવા મીન્ટોએ મી. મેટકાફને મોકલ્યો. ૧૮૦૯ માં રણુજીતસિંહ તથા અંગ્રેજો વચ્ચે કરાર થયા. સતલજની હદપાર પ્રદેશ ન વધારવાનું તથા અંગ્રેજો સાથે મીત્રાચારીથી રહેવા રણુજીતસિંહે વચન આપ્યું.

ફ્રેંચ લોકોની લાગવગ ઇરાન, સિંધ, તથા કાબુલમાંથી નષ્ટ કરવા ત્યાંના રાજાઓ સાથે મીન્ટોએ સંધિઓ કરી. ફ્રેંચ લોકો મોરીશીયસ, જાવા તથા બુરબોન ના ટાપુઓમાં આવી, બ્રિટિશ વહાણો લુંટતા હતા. મીન્ટોએ આ ટાપુઓ કબજે કર્યા. ત્યાર બાદ ૧૮૧૩ માં મીન્ટો ઇંગ્લાંડ ગયો.

તટસ્થ રાજ્યનીતિ અનુસરવા મીન્ટોને ઇંગ્લાંડથી સૂચના કરવામાં આવી હતી અને તેણે બને ત્યાં સુધી તે રાજ્યનીતિને વળગી રહેવા પ્રયાસ કર્યો. તેની સાથે તેણે બ્રિટિશ આબરૂને ધક્કો ન પહોંચવા દીધો. જરૂરના પ્રસંગોમાં, તે વચમાં પડતાં અચકાતો નહિં. ઇરાન, અફગાનીસ્તાન તથા સિંધ સાથે સંધિઓ કરી, પૂર્વના પ્રદેશોમાં તેણે બ્રીટીશ સત્તા વધારી અને પરદેશી હુમલાઓના ભયથી હિંદુસ્તાનને મુક્ત કર્યું,

---

## ૭. લૉર્ડ હેસ્ટીંગ્સઃ—(૧૮૧૩–૨૩).

41. Describe the condition of India at the time of Lord Hasting's arrival in India.

સર જ્યોર્જ બારલો તથા મીન્ટોના વહીવટમાં, તટસ્થ રાજ્યનીતિ અનુસરવામાં આવી હતી અને પરિણામે દેશમાં સર્વત્ર અંધાધુધી તથા ગેરવ્યવસ્થા ફેલાઇ રહ્યાં હતાં. ( ૧ ) જયપુર તથા જોધપુરના રાજાઓના વિગ્રહોથી રજપુતાના વેરાન થઇ ગયું હતું ( ૨ ) લગભગ દશ વર્ષથી પીંડારાઓએ ધીમે ધીમે લુંટફાટ કરવી શરૂ કરી હતી. પીંડારાનાં

ટોળાં મુખ્યત્વે મરાઠા તથા પઠાણોનાં બનેલાં હતાં. સર્વ ગુન્હેગારો કાયદાની શિક્ષાથી નાસી છુટવા પીંડારાના ટોળામાં ભળી જતા. પીંડારાઓ એક જાતિના ન હતા તથા એક ધર્મને પણ માનતા ન હતા. માત્ર લુંટફાટના ઇરાદાથી તેઓ એકઠા થતા હતા. પીંડારાઓ નિર્દયપણે માણસોને રીબાવી મારતા અને ગામડાં તથાં શહેરોમાંથી જોર જુલમથી માલ લઈ જતા. તેઓની ચંચળતાને લઈ, તેઓ કદિપણ પકડાતા નહિં. મરાઠા સરદારો પીંડારાઓને ઘણી વખત સૈન્યની અંદર રાખતા. પરિણામે પીંડારાઓને કોઈની ધાક રહી ન હતી અને તેઓએ પેશ્વા, નિઝામ તથા મદ્રાસ ઈલાકાના પ્રદેશોમાં લુટફાટ શરૂ કરી હતી. ( ૩ ) મરાઠા સરદારો સત્તા વગરના થઈ રહ્યા હતા. અને સત્તા પુનઃ મેળવવા તેઓ અંગ્રેજ સાથે વિગ્રહ કરવાની તૈયારી કરતા હતા. ગુરખા લોકો પણ પ્રદેશો જીતવા લાગ્યા હતા અને અયોધ્યાનાં અસંખ્ય ગામડાંઓ સર કરી, તેના પટેલોને વગર કારણે મારી નાખ્યા હતા, આવા અંધાધુંધીના સમયમાં મજબુત તથા સંગીન રાજ્યતંત્રની જરૂર દેશમાં જણાતી હતી.

42. Describe the policy and administration of the Marquis of Hastings.

સર જ્યોર્જ બારલો તથા લૉર્ડ મીન્ટોની તટસ્થ રાજ્યનીતિના પરિણામે દેશની અંદર સર્વત્ર અંધેર વ્યાપી રહ્યુ હતું. દરેક સ્થળે બ્રિટિશ સત્તાનું અસ્તિત્વ જોખમમાં હતું. આવા સંજોગોમાં, માત્ર વેલેસ્લીની રાજ્યનીતિ હિંદુસ્તાનને આવા અનેકવિધ સંકટોમાંથી ઉગારી શકે એવું હેસ્ટીંગ્સને લાગ્યું. તે રાજ્યનીતિનો સંપૂર્ણ અમલ કરવા, હેસ્ટીંગ્સને રજા આપવામાં આવી.

**નેપાળ વિગ્રહ– ૧૮૧૪–૧૮૧૯):—**ગુરખા નામની એક લડાયક પ્રજા નેપાળમાં વસતી હતી. ગુરખાઓએ સારી રીતે પ્રદેશ મેળવ્યો હતો બારલો તથા મીન્ટોના વહીવટ દરમ્યાન, ગુરખાઓએ અયોધ્યાનાં ઘણાં ગામડાં સર કર્યાં હતાં. આ ગામડાંઓ તથા બીજા પ્રાંતો બ્રિટિશ રક્ષણ નીચે હતા. લૉર્ડ મીન્ટોએ તેઓને યુદ્ધ કહેણ મોકલ્યું હતું. અમુક દિવસ પહેલાં, તમે આ ગામડાંઓનો કબજો નહિં છોડો તો તમારી વિરૂદ્ધ લડાઇ જાહેર કરવામાં આવશે એમ હેસ્ટીંગ્સે ગુરખા સરદારોને

લખી જણાવ્યું. પ્રત્યુત્તરમાં નેપાળ સરકારે ૧૮ અંગ્રેજ પોલીસ અમલદારોનાં ખુન કર્યાં. તેથી હેસ્ટીંગ્સે ગુરખાઓ સામે લડાઈ શરૂ કરી.

ગુરખાઓ સામાં ચાર સૈન્યો મોકલવામાં આવ્યાં. ગુરખાઓનો પહાડી મુલ્ક હોઇને, તેની અંદર પ્રવેશ કરવો બહુ મુશ્કેલ કાર્ય હતું. હિમાલયના પર્વતો ઉપર વજનદાર તોપો ચડાવવાનું કાર્ય અશક્ય હતું. જનરલ જીલેપ્સીએ કલીંજરનો કિલ્લો સર કરવા પ્રયત્ન કર્યાં પરંતુ તેણે જાન ગુમાવ્યો. બીજાં બે અંગ્રેજી સૈન્યોને પણ પાછાં હઠાવી કાઢવામાં આવ્યાં. ચોથા સૈન્યે, અતિશય શ્રમ પછી, જનરલ ઑક્ટરલોનીનાં સેનાપતિપણા નીચે રાયગઢનો કિલ્લો સર કર્યો વિલાસપુરના રાજાને ગુરખાઓનો પક્ષ છોડી દેવાની ફરજ પાડવામાં આવી. અને ત્યાર બાદ જનરલ ઑક્ટરલોનીએ માલોન ઉપર હુમલો કર્યો. માલોનનું રક્ષણ અમરસિંહ કરતો હતો. કિલ્લો સર થયો અને **મકવાનપુર** તથા **આલ્મોરા**ની લડાઇઓમાં અમરસિંહ હાર્યો. ગુરૂખાઓએ સંધિ કરવા ખુશી દર્શાવી અને ૧૮૧૬ માં **સીગાલી**ના કરાર થયા. ગુરખાઓએ **સીમલા**, મસુરી તથા નૈનીતાલ અંગ્રેજોને સોંપ્યાં અને તેઓના રાજ્યની અંદર એક બ્રિટિશ રેસીડન્ટની નિમણુક સ્વીકારવા તેઓ કબુલ થયા.

**પીંડારાઓ સાથે લડાઈ:**—પીંડારાઓએ મદ્રાસ ઈલાકાના કેટલાક ભાગોમાં લુંટફાટ ચલાવી હતી અને હિંદુસ્તાનના અન્ય ભાગોમાં શાંતિનો ભંગ કર્યો હતાં. તેઓનો નાશ કરવાનું આ બ્હાનું પૂરતું હતું મરાઠા સરદારો પીંડારાઓને તેઓના સૈન્યમાં રાખી મદદ આપતા હતા. અંગ્રેજ સરકારે આ મદદ બંધ કરવા મરાઠા સરદારોને લખી જણાવ્યું. પીંડારાઓના મુખ્ય સરદાર અમીરખાનને યુક્તિથી છુટો પાડી નાખવામાં આવ્યો. અમીરખાનને તેણે જીતેલો ટોંક પ્રદેશ રાખવા દેવામાં આવ્યો અને બદલામાં અમીરખાને પીંડારાનો પક્ષ છોડી દીધો. પીંડારાઓ હવે સહાય વગરના થઈ ગયા. હેસ્ટીંગ્સે ત્રણે ઈલાકાના સૈન્યને પીંડારા સામું મોકલ્યું. પીંડારાઓને પકડવાનું મુશ્કેલ હોવાથી, હેસ્ટીંગ્સે તેઓને ચારે બાજુથી ઘેરી લીધા. આ પ્રમાણે પીંડારાઓ પકડાયા. ઘણા પીંડારાઓને મારી નાખવામાં આવ્યા. પીંડારાના એક સરદાર વાસીલ મહમદે ઝેર પી આપઘાત કર્યો, બીજો સરદાર ચિતુ નાશી ગયો અને જંગલમાં વાઘે તેને

ફાડી ખાધો. ત્રીજો સરદાર શરણે આવ્યો. તેને જાગીર આપી અને તે શાંતિથી રહ્યો. આ પ્રમાણે લુટફાટોથી દેશ મુક્ત થયો, લોકો શાંતિથી વ્યવસાયમાં પડ્યા અને પીંડારાઓ પોતે પણ શાંતિથી રહેવા લાગ્યા.

**મરાઠા વિગ્રહો:**—પેશ્વા તથા અન્ય મરાઠા સરદારો અંગ્રેજો સાથે વિગ્રહ કરવાની તૈયારી કરી રહ્યા હતા. આ વખતે અંગ્રેજ સૈન્યો પીંડારાઓ સામે રોકાયેલાં હોવાથી, મરાઠાઓને અંગ્રેજો સાથે લડવા તક મળી હતી, પરિણામે ૧૮૧૮માં હોલ્કર સાથે વિગ્રહ થયો ( જુઓ, સવાલ, ૨૦, મરાઠા ઇતિહાસ ). ( ૨ ) ચોથો મરાઠા વિગ્રહ ( જુઓ સવાલ ૧૮ ), અને આપાસાહેબ સાથેનો વિગ્રહ ( જુઓ સવાલ ૨૦ ). સિંધીયા એ લડાઇમાં ભાગ લીધો ન હતો છતાં તેની સાથે નવો કરાર કરવામાં આવ્યો અને અંગ્રેજોનો પ્રદેશ ઘણો વધી ગયો. પેશ્વાનું આખું રાજ્ય બ્રિટિશ હદ સાથે ભેળવી દેવામાં આવ્યું. હોલ્કરે પણ ખાનદેશની અંદરના કેટલાક પ્રદેશો અંગ્રેજોને આપ્યા.

**હેસ્ટીંગ્સના વહીવટનાં પરિણામો:**—દૃઢ અને સબલ રાજ્યનીતિના અમલથી અંદર વ્યવસ્થા સ્થાપવા તથા લુંટારાંઓનો નાશ કરવા હેસ્ટીંગ ફતેહમંદ થયો હતો. ગુરખા લોકો હાર્યા અને પાછળથી બ્રિટિશ રાજ્યના સ્તંભરૂપ બન્યા. મરાઠા સરદારોને પણ તાબે કરવામાં આવ્યા અને મુંબઈ ઇલાકો સંપૂર્ણ થયો.

**43. Lord Hastings, it is said, carried out the the policy of the Marquis of Wellesley to its legitimate conclusion in extending and consolidating British power in India. Prove the truth of this remark by citing instances of the triumphs of the British rule under these statesmen.**

આખા હિંદુસ્તાનમાં બ્રિટિશ સત્તાનો દોર ચલાવવા વેલેસ્લીએ પ્રયાસ કર્યો હતો. આ હેતુથી, દેશી રાજાઓને વેલેસ્લીએ કરારમાં ઉતાર્યા હતા અને કેટલાક દેશો, તેની અંદર ચાલી રહેલ ગેર વ્યવસ્થાને લઇ, અંગ્રેજી મુલ્ક સાથે ભેળવી દીધા હતા. વેલેસ્લીની રાજ્યનીતિ હેસ્ટીંગ્સે પણ ગ્રહણ કરી હતી એવું તેના વિગ્રહો, જીતો, વગેરે ઉપરથી જણાય છે.

44. Mention the causes and the most memorable events of the Pindaree War.

( જુઓ સવાલ ૪૨ ).

45. Mention the causes and describe the events of the Gurkha War in the days of Lord Hastings.

( જુઓ સવાલ ૪૨ ).

46. Describe in detail the expansion of the British power under the Marquis of Hastings and the steps he took to place it on a solid basis.

( જવાબના પ્હેલા ભાગ માટે જુઓ સવાલ ૪૨ મો ).

જીત તથા સંધાણોથી લોર્ડ હેસ્ટીંગ્ઝે બ્રિટિશ સત્તાને ફરી પાછી ટોચ પર ચ્હડાવી. પરંતુ આટલાથી બસ થાય તેમ ન્હોતું; એ સત્તાને જામોકામ કરી સંગીન બનાવવાની જરૂર હતી.

( ૧ ) આને માટે હિંદના લોકોને સારૂ કંઇક હિતકારી કરવાની આવશ્યકતા જણાઈ. ડીરેકટરોની અત્યાર સૂધીની નીતિ એવી હતી કે હિંદીઓને અજ્ઞાની રાખવા જેથી અશાંતિ અને બંડ થવા ન પામે. પરંતુ લોર્ડ હેસ્ટિંગ્ઝે આ પગલું ભૂલ ભર્યું ગણ્યું અને તેણે હિંદીઓને કેળવણી આપવાનું કામ શરૂ કર્યું. તેણે શાળાઓ ખોલાવી અને હિંદી લોકોનાં છોકરાંઓને અંગ્રેજી સાહિત્ય અને વિજ્ઞાનનું શિક્ષણ આપનારી સંસ્થાનો મોટો પ્રમુખ બન્યો. અંગ્રેજી વર્તમાન પત્રો પરના અંકુશો દૂર થયા અને સીરામપોરના ખ્રિસ્તીધર્મ પ્રસારકોએ એક દેશી ભાષામાં વર્તમાન પત્ર કાઢવાનું આદર્યું.

( ૨ ) અનેક વિગ્રહો થયા છત્તાં લોર્ડ હેસ્ટિંગ્ઝે **નાણાં** સંબંધી એવો કુશળ બંદોબસ્ત કરેલો કે વાર્ષિક વીશ લાખની બચત રહી અને તે ઉપરાંત તેજુરીમાં એક મ્હોટી રકમ અલગ રાખવામાં આવી. (૩) પોતે દાખલો બેસાડી તથા બીજી રીતે ઉત્તેજન આપી લૉર્ડ હેસ્ટિંગ્ઝે દિવાની તથા લશ્કરી અમલદારોના ખાનગી તથા સરકારી વર્તનમાં બહુ સુધારા કરાવ્યા. આવાં પગલાંથી હિંદીઓને ભારે સંતોષ થયો અને તેથી બ્રિટિશ સત્તાને જબરાં બળ તથા ટેકો મળ્યાં.

---

## ૮. લૉર્ડ એમહર્સ્ટઃ—(૧૮૨૩-૨૮)

47. Briefly describe the administration of Lord Amherst.

**પહેલો બ્રહ્મી વિગ્રહઃ**—૧૮૧૩-૨૬. હિંદુસ્તાનમાં આવ્યા પછી તરતજ લોર્ડ એમહર્સ્ટને બ્રહ્મદેશ સામે લડાઈ કરવી પડી. બ્રહ્મ રાજા પોતાની સત્તા વધારતો જતો હતો. અને બ્રીટીશ સરહદપર આવેલા આસામ અને મણિપુરના પ્રાન્તો તેણે જીતી લીધા હતા. સને ૧૮૨૩ માં તેણે બ્રીટીશ સત્તા નીચેનો શાહપુરી નામે ટાપુ કબજે કર્યો. આ ઉપરથી લોર્ડ એમહર્સ્ટે બ્રહ્મી સરકારને તેમના અયોગ્ય પગલા વિષે લખાણ કર્યું. પરંતુ બ્રહ્મી રાજાએ બંગાલપર ચઢાઈ કરવાનો હુકમ કર્યો. પરિણામે લડાઈ જાગી. તે હુમલાની સામે રક્ષણ કરવા જમીન માર્ગે સરહદપર બ્રિટીશ લશ્કરની એક ટુકડી રાખવામાં આવી અને બીજી ટુકડી દરિઆઈ રસ્તે રંગુન જઈ પહોંચી. તેણે ઘણી સહેલાઇથી રંગુન લઇ લીધું અને બ્રહ્મી સરદારની પાછળ પડી. તે ઘણી જગાએ હાર ખાઇ આખરે માર્યો ગયો. તેનું લશ્કર નાસી ગયું અને અંગ્રેજોનું લશ્કર બ્રહ્મદેશના મુખ્ય શહેર આવાથી ૫૦ માઇલની અંદર પહોંચ્યું. રાજાએ સુલેહની માગણી કરી જેને પરિણામે ૧૮૨૬ માં **યાન્દાબુના કરાર** થયા. આથી બ્રહ્મી રાજાએ લડાઇનો સઘળો ખર્ચ આપ્યો. અને આસામ આરાકાન અને તેનાસરિમ અંગ્રેજોને સ્વાધીન કર્યાં.

આ ઉપરાંત ભરતપુરના હલ્લા સિવાય લોર્ડ એમહર્સ્ટની કારકીર્દિમાં કંઇ ખાસ જાણવા જોગ બનાવ થયો નહિં.

**ભરતપુર ઉપર હલ્લોઃ**—૧૮૨૬ ભરતપુરનો રાજા ૧૮૨૬ માં મરણ પામ્યો તે વખતે તેનો પુત્ર સગીર હતો. તેના ભાઇએ ગાદી પચાવી પાડી. ભરતપુર બ્રીટીશ રક્ષિત હતું તેથી ઉત્તર હિંદના પોલીટીકલ એજંટ દુધી ગવર્નર જનરલ સર ડેવીડ ઓકટરલોનીએ વચમાં પડી હકદાર વારસને તખ્તનશીન કરવા બ્રીટીશ લશ્કર મોકલ્યું. લોર્ડ એમહર્સ્ટે ઓકટર્લોનીના આ પગલા વિરૂદ્ધ હુકમ કર્યો, જેના પરિણામે ઓકટર્લોનીએ રાજીનામું આપ્યું અને ગાદી પચાવી પાડનાર એટલો હિંમતવાન થયો કે તેણે ગવર્નર જનરલના હુકમ પર ધ્યાન આપ્યું નહિ

આ ઉપરથી લોર્ડ એમહર્સ્ટને લડાઈ જાહેર કરવી પડી. ભરતપુરનો કિલ્લો ઘણો મજબુત હતો અને હિંદુસ્તાનના લોકો તેને અજીત માનતા હતા તેની સામે ભારે તોપોનો ઉપયોગ કરવામાં આવ્યો પણ તેની કંઈ અસર થઈ નહિ ને છેવટે તેની દિવાલ નીચે સુરંગ ખોદી ઘણો દારૂ ભરી સળગાવવામાં આવ્યો જેથી તે એકદમ જબરા ભડાકાથી ફાટ્યો અને તેમાં એક ગાબડું પડયું. આથી સિપાઈઓ અંદર દાખલ થયા અને ભરતપુર કબજે કર્યું..

48. Give the causes and events of the First Burmese War.

જુઓ સવાલ ૪૭.

---

## ૯. લૉર્ડ વિલીઅમ બેન્ટિન્કઃ—( ૧૮૨૮-૩૫. )

50. Describe the administration and policy of William Bentinck.

લોર્ડ વિલિઅમ બેન્ટિકને એક પણ લડાઈ કરવાની હતી નહિ. તેથી તેણે દરેક જાતના સુધારા કરવા તરફ પોતાનું લક્ષ દીધું પરંતુ તે પહેલાં ઠગ લોકો તરફ તેનું ધ્યાન ખેંચાયું. માર્ક્વીસ ઓફ હેસ્ટીંગ્સે પીંઢારાઓની જડ ઉખેડી નાખી હતી પરંતુ આ વખતે ઠગ નામની

**ઠગ લોકોનું નિકંદન.**

બીજી લુંટારાની ટોળી ઉભી થઈ હતી. તેઓ કાળીમાતાની ઉપાસના કરતા અને માનતા કે મનુષ્યવધથી માતા તેમના પર પ્રસન્ન થતી; તેઓ પોતાની ગુપ્ત ભાષામાં બોલતા; બાર અથવા વધારે માણસોની ટોળી બનીને તેઓ સાધારણ વેપારી અથવા ગામડીઆના વેષમાં ફરતા. જ્યારે તેઓને કોઈ મુસાફર મળતો ત્યારે તેઓ તેની સાથે મૈત્રી કરતા અને જ્યારે તે સાવધાન ન હોય ત્યારે તેઓને તે ગળા ફાંસી દઈ ગુંગળાવી મારી નાંખતા. પછી તેઓ તેનીપાસે જે કંઈ હોય તે લઈ લેતા. રસ્તે આવવું બીલકુલ સહીસલામત ન હોતું અને ઘણા લોકો આ રીતે અલોપ થઈ ગયા હતા. બેન્ટિકે મેજર સ્લીમેનને તેઓને જડ-

મૂળથી ઉખેડી નાખવા મોકલ્યો. આ કામ પૂરૂં કરવાને લગભગ આઠ વર્ષ થયાં, અને ૧૫૦૦ થી વધારે ઠગો પકડાયા.

પછી લોર્ડ બેન્ટિકે સામાજીક સુધારા તરફ લક્ષ આપ્યું. ( ૧ ) ઘણા લાંબા વખતથી હિંદુસ્તાનમાં વિધવાને પોતાના પતિની સાથે બળવાનો ક્રૂર રિવાજ પ્રચલિત હતો. સને ૧૮૨૯ માં બેન્ટિકે **સતીનો ચાલ** બંધ કરવાનો અને તેને ઉત્તેજન આપનારાઓને ખુની તરીકે શિક્ષા કરવાનો કાયદો ઘડયો. આથી આ કમકમાટી ઉપજાવે તેવો રિવાજ સદાને માટે બંધ થયો. ( ૨ ) **બાળહત્યા** અને મનુષ્યવધ પણ બંધ કરવામાં આવ્યા.

**સંસારિક સુધારા.**

( ૨ ) અત્યાર સુધી હિંદીઓને ઉંચી પદ્દવીપર નિમવામાં આવતા નહિ. પણ લૉર્ડ બેન્ટિકે જાહેર કર્યું કે હિંદી અને યુરોપિઅન વચ્ચે કંઈ પણ ભિન્નભાવ રાખવો નહિ. જો કોઈ હિંદી ઉચી પદ્દવીને માટે તદન લાયક હોય તો તેને તે આપવામાં બિલકુલ વાંધો આવતો નહિં. આથી બ્રિટીશ રાજ્યનીતિમાં સુધારો થયો કારણકે અમારી આ જરૂરીઆત છે અને અમે કેમ સુખી થઇ શકીએ તે હિંદીઓ પોતો વધારે જાણી શકે.

**પબ્લીક સર્વીસમાં સુધારા.**

( ૩ ) કોરટોમાં ફારસીને બદલે પ્રાંતીય દેશી ભાષા વપરાવા લાગી.

હિંદુસ્તાનના વતનીઓ સરકારી નોકરી માટે લાયક થાય તે હેતુથી લોર્ડ વિલીઅમ બેન્ટિકે હિંદુસ્તાનના લોકોને કેળવણી આપવા પ્રયત્ન કર્યો. તેટલા માટે કાઉન્સીલના સભાસદ મેકૉલેએ એક યોજના ઘડી જેથી કરી અંગ્રેજી શાળાઓ ખોલવામાં આવી, તેમાં અંગ્રેજી સાહિત્ય વિજ્ઞાન શિખવવાનું શરૂ થયું. કલકતામાં એક મેડીકલ કોલેજ ખોલવામાં આવી. આ શિવાય તેણે ન્યાય ખાતામાં, લશ્કરી ખાતામાં અને મુલકી ખાતામાં પણ સુધારા કર્યા.

**કેળવણીને લગતા સુધારા.**

તેણે ઘણા નકામા ખરચા બંધ કર્યા. અને કરકસરથી કામ ચલાવ્યું.

જો કે બેન્ટિકના વખતમાં લડાઈ થઈ ન હતી પણ તેણે મહીસુર અને કુર્ગનાં રાજ્યો વચ્ચે આવવું પડ્યું. રાજા કૃષ્ણરાવ કે જેને ૧૭૯૯ માં વેલેસ્લીએ મહીસુરની ગાદી સોંપી હતી તે ઘણો દુષ્ટ નિવડ્યો. અને તેની ક્રૂર રાજતિનીથી લોકો ઘણા દુઃખી થયા જેને પરિણામે તેની સામે બળવો થયો.

**માઈસોર અને કુર્ગનું જોડાણ.**

બેન્ટિકે વચ્ચે પડી શાંતિ ફેલાવી, રાજાને પેન્શન આપ્યું અને મહીસુરને બ્રિટીશ સતા નીચે મુકયું ( ૧૮૩૦ ).

હજારો વર્ષ કુર્ગમાં હિંદુ રાજાઓ રાજ્ય કરતા હતા. આ અરસામા ત્યાંના રાજાએ સેંકડો લોકોને તેમજ પોતાનાં કુટુંબીઓને મારી નાખ્યાં હતાં. બેન્ટિકે તેને સુનીતિથી રાજ્ય કરવા કહ્યું પરંતુ તેણે તેનો અનાદર કર્યો. તેથી તેને ગાદીપરથી ઉઠાડી મુકવામાં આવ્યો અને પ્રજાને પોતાનો રાજા ચુંટી કાઢવા કહ્યું પરંતુ બધા લોકોએ બ્રિટીશ સત્તા નીચે આવવા ખુશી દર્શાવી જેથી કુર્ગને પણ બ્રિટીશ રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યું ( ૧૮૩૪ ).

**બેન્ટિકની રાજ્યનીતિઃ**—બેન્ટિકની રાજ્યનીતિ હિંદુસ્તાનના લોકોને સુખી કરી બ્રિટિશ સત્તાનો અમલ જમાવવાની હતી. કલકત્તામાં તેના બાવલાપર લખેલા લોર્ડ મેકૉલેના લેખમાં તેનો સારો હેવાલ આપેલો છે. તેમાં લખેલું છે કે બેન્ટિક ઘણા ડહાપણથી, નેકીથી અને પરોપકાર વૃત્તિથી રાજ્ય કરતો. સરકારે પ્રજાનું કલ્યાણ કરવાનું છે એ તે કદી ભૂલતો નહિ. તેની ઈચ્છા લોકોને માનસિક તથા નૈતિક કેળવણી આપી ઉંચે ચઢાવવાની તથા તેમને સુખી કરવાની હતી. તે મનુષ્ય અને મનુષ્ય વચ્ચે ભેદ રાખતો નહિં, તેમ રાખવા દેતો નહિ. અને તેના વખતમાં લોકોને વર્તમાનપત્રદ્વારા પોતાનાં દુઃખો જાહેર કરવા છૂટ હતી. આ સર્વ કોઈ પણ રાજ્યનો પાયો સ્થિર કરવાનાં સાધનો છે, એમ તે માનતો હતો. આથી તે લોકોનો વિશ્વાસુ અને શુભેચ્છાપાત્ર થયો, જે શ્રદ્ધા અને શુભેચ્છા વિના કોઈપણ રાજ્ય લાંબો વખત ટકી શકતું નથી.

51. What are the leading characteristics of the rule of Lord William Bentinck as Governor-General ?

When did he rule ? Mention and describe the chief reforms carried out by him.

પહેલા ભાગ માટે જુઓ ( "બેન્ટિંકની રાજ્યનીતિ" ) સ. ૫૦.

બીજા અને ત્રીજા ભાગ માટે જુઓ સ. ૫૦.

52. Describe the social and political reforms of Lord William Bentinck.

( જુઓ પ્રશ્ન ૫૦ ).

53. What educational reform was effected in India during the administration of Lord William Bentinck ? What distinguished member of the Governor-General's Council was chiefly instrumental in bringing about the changes ?

જુઓ સવાલ ૫૦.

---

## ૧૦. લોર્ડ ઑકલેન્ડઃ—( ૧૮૩૬-૪૨ ).

54. Describe the administration of Lord Auckland.

લોર્ડ ઑકલૅન્ડના વખતમાં જાણવા જોગ બનાવ **પહેલો અફ્ઘાન વિગ્રહ** હતો.

**કારણો:**—અફ્ઘાનિસ્તાનની ગાદી માટે ખરો હકદાર શાહ શુજા અને વઝીર પુત્ર દોસ્ત મહમદ વચ્ચે તકરાર થઈ હતી. દોસ્ત મહમદ એમાં બળવાન હતો તેથી શાહ શુજાને રક્ષણ માટે હિંદુસ્તાનમાં આવવા ફરજ પડી. તેણે અંગ્રેજોને મદદ કરવા અરજ કરી. દોસ્ત મહમદે પણ રણજીતસિંહ પાસેથી પેશાવર ફરીથી મેળવવા માટે મદદ કરવા અંગ્રેજોને લખ્યું પણ રણજીત અંગ્રેજોનો દૃઢ મિત્ર હોવાથી ઑકલંડે દોસ્ત મહમદને મદદ કરવા ના પાડી. આથી દોસ્ત મહમદ ઘણો ગુસ્સે થયો અને તેણે રૂશીયા સાથે સંધિ કરી. એ વખતે હિંદુસ્તાનપર રૂશીયા તરફથી ચઢાઈ

થવાનો ઘણો ભય હતો અને એમ ધારવામાં આવ્યું કે દોસ્ત મહમદ તેમને આવવાનો માર્ગ દેશે. તેથી લોર્ડ ઓકલેન્ડે શાહ શુજાને અફઘાનિસ્તાનની ગાદીએ બેસાડવાનો નિશ્ચય કર્યો કેમ કે તેથી કરીને તે અંગ્રેજોનું મનધાર્યું કરે. અંગ્રેજો, શાહ શુજા, અને શીખ વચ્ચે સંધિ થઈ. અને દોસ્ત મહમદ સામે લડાઈ જાહેર કરવામાં આવી.

**બનાવો:**—સર જોન કીનની સરદારી નીચે એક અંગ્રેજ લશ્કર બોલન ઘાટને રસ્તે થઈ સિન્ધ ઓળંગી કંદહાર જઈ પહોંચ્યું. તે શહેર કબજે કરવામાં આવ્યું અને શાહ શુજાને રાજા તરીકે બેસાડવામાં આવ્યો. પછી ગઝની અને કાબુલ બન્ને સર કર્યાં અને દોસ્ત મહમદ બુખારા નાશી ગયો. બીજા અંગ્રેજ લશ્કરે ખૈબર ઘાટમાં થઈ કુચ કરી અને જલાલાબાદ હાથ કર્યું કેટલીક લડાઇઓ પછી દોસ્ત મહમદને પરવાન પાસે તાબે થવાની ફરજ પડી, ( ૧૮૪૦ ). અને તેને કેદી તરીકે કલકત્તા મોકલવામાં આવ્યો. શાહ શુજાને તેનું રાજ્ય પાછું આપવામાં આવ્યું અને અંગ્રેજ લશ્કર સર મેકનોટનની સરદારી નીચે અફઘાનિસ્થાનમાં એક નાની ટુકડી રાખી હિંદુસ્થાન તરફ પાછું કર્યું. બે વર્ષ સુધી શાંતિ રહી પરંતુ દોસ્ત મહમદનો વડો પુત્ર અકબર ખાન તાબે થયો ન હતો અને તે અફઘાનોને ઉશ્કેરતો હતો. શાહ શુજાનું રાજ્ય લોકપ્રિય ન હતું જેથી ૧૮૪૨ માં અકબરખાનની સરદારી નીચે બંડ થયું. કાબુલના પોલીટીકલ એજંટ સર એલેકઝાંડર બર્ન્સને મારી નાખ્યો અને અફઘાનોએ શહેરને ઘેરો ઘાલ્યો. સર વિલ્યમ મેકનોટને અકબરખાન સાથે ખાનગી મસલત કરવા ગોઠવણ કરી પણ તેના તથા તેના અમલદારોના કાપીને તેણે ટુકડા કરી નાખ્યા. જે બાકી રહ્યા તેમને હિંદુસ્તાન જતાં રસ્તામાં કંઈ હરકત ન આવે એ શરતે જનરલ એલ્ફીન્સ્ટન તાબે થયો. કાબુલ અકબરખાનના હાથમાં ગયું. શાહશુજાનું ખુન થયું અને બ્રીટિશ લશ્કર ચાલી નીકળ્યું. પણ આફઘાનો એ ટેકરીઓ પરથી તેમના પર ગોળીબાર કર્યો અને માત્ર ડોકતર બ્રાયડન આ માઠા સમાચારના ખબર દેવા હિંદુસ્તાન જીવતો આવ્યો જ્યારે આ બનાવની ખબર ઈંગ્લાંડમાં થઇ ત્યારે લોર્ડ ઓકલંડને પાછો બોલાવવામાં આવ્યો અને તેની જગાએ લોર્ડ એલનબરોની નીમણુક કરવામાં આવી.

---

## ૧૧. લોર્ડ એલનબરોઃ—(૧૮૪૨-૪૪).

**55. Give a brief account of Lord Ellenborough's administration.**

અફઘાન વિગ્રહમાં ફતેહ મેળવી તેનો અંત લાવવો એ લોર્ડ એલનબરોનું પ્રથમ કર્તવ્ય હતું. બ્રિટીશ લશ્કરની બે નાની ટુકડીઓ હજુ અફઘાનીસ્તાનમાં હતી. જનરલ સેઇલ જલાલાબાદનું રક્ષણ કરતો હતો અને જનરલ નોટ કન્દહાર સાંચવી રહ્યો હતો, અકબરખાન જલાલાબાદ સુધી જઈ પહોંચ્યો હતો પણ તે શહેર કબજે કરવામાં નિષ્ફળ થયો. એલનબરોએ બે લશ્કર મોકલ્યાં, એક જનરલ ઈંગ્લાંડની સરદારી નીચે કંદહાર જઈ જનરલ નોટને મદદ કરવા અને બીજું જનરલ પોલોકની સરદારી નીચે જલાલાબાદ જઈ જનરલ સેલને મદદ કરવા. બન્ને લશ્કરોએ કાબુલ તરફ કુચ કરી અને અકબરખાન તેમની સામે થવા મોટું લશ્કર લઈ નીકળી પડ્યો. પણ તેણે સખત હાર ખાધી અને તે શહેર અંગ્રેજોના હાથમાં ગયું. તેઓએ ઈસ્તાલીફના કિલ્લાને જમીન દોસ્ત કીધો અને કાબુલની મોટી બજારને સળગાવી દીધી. અંગ્રેજોનું હવે મન ધાર્યું થયું તેથી તેઓને અફઘાનોના કામમાં વધારે દખલ કરવાનું યોગ્ય લાગ્યું નહિ. અફઘાનીસ્તાનમાં દોસ્ત મહમદ લોકપ્રિય હતો. અને શાહશુજા મરણ પામેલો હોવાથી એલનબરોએ તેને બંધન મુકત કર્યો અને અફઘાનીસ્તાનની ગાદી તેને પાછી સોંપી.

**સિંધ સાથે લડાઈ ૧૮૪૩.**

અફઘાન વિગ્રહની સમાપ્તિ થયા પછી સિંધ સાથે લડાઇ જાહેર કરવામાં આવી. ઈ. સ. ૧૮૪૨ માં સિંધના મીરો અને અંગ્રેજો વચ્ચે કરાર થયા હતા જેમાં મીરોએ પોતાના પ્રદેશનો અમુક ભાગ અંગ્રેજોને આપવા તથા પોતાના મુલકમાં યુરોપીઅન લશ્કર રાખવા અને પોતાની કોર્ટમાં બ્રિટીશ રેસીડન્ટ રાખવા કબુલ કર્યું હતું. આથી બલીચી સિપાઇઓ ગુસ્સે થયા હતા. અને જ્યારે તેઓએ અફઘાનીસ્તાનમાં થયેલી બ્રિટીશ લશ્કરની પાયમાલીના સમાચાર સાંભળ્યા ત્યારે તેઓને પણ તેમની સામા હથીઆર તૈયાર કરવા ઉશ્કેરવામાં આવ્યા. કરાર થયા બાદ ત્રણ દિવસ પછી હૈદ્રાબાદના બલીચી સિપાઇઓએ બ્રીટીશ

રેસીડન્ટ મેજર આઉટરેમ ઉપર હલ્લો કર્યો અને તેને મરણ તોલ કીધો. તેથી સિંધ સહાયક લશ્કરના ઉપરી સર ચાર્લસ નેપિઅરે ૩૦૦૦ સિપાઇઓ સાથે મીરો સામે કુચ કરી અને તેમને પહેલાં **મીઆની** પાસે અને ફરીથી પાછા હૈદ્રાબાદ પાસે **દુબ્બા** નજીક હરાવ્યા. મીરપુર, ઉમરકોટ અને હૈદ્રાબાદ અંગ્રેજોના હાથમાં આવ્યાં અને મીરો તાબે થયા અને તેઓને પેન્શન આપવામાં આવ્યું. અને સિંધ પ્રાંત બ્રિટીશ મુલક સાથે જોડી દેવામાં આવ્યો. છતાં પણ ખૈરપુરનું રાજ્ય તેમના હસ્તક રહેવા દીધું.

ઈ. સ. ૧૮૪૪ માં લોર્ડ એલનબરોને **ગ્વાલીઅરની બાબતમાં** વચ્ચે આવવું પડયું. તેની કારકીર્દીમાં આ છેવટનો બનાવ હતો. ગ્વાલિઅરનો રાજા વારસ મુકયા વિના મરણ પામ્યો. તેની યુવાન વિધવા તારાબાઇએ દત્તક પુત્ર લીધો. તે પણ સગીર હતો તેથી લોર્ડ એલનબરોએ ગત રાજાના મામા સાહીબને રાજ્ય રક્ષક તરીકે નીમ્યો. પણ મહારાણીએ તેને બરતરફ કર્યો અને એક નાલાયક હજુરીઆને તેની જગ્યાએ રાખ્યો. આ બ્રિટીશ સરકારનું અપમાન થયું; વળી ગ્વાલીઅરનું લશ્કર પણ હદબહાર વધી ગયું હતું; આ બધા સંજોગો ધ્યાનમાં લઇ તે મુલકમાં ફરીથી શાંતિ પ્રસારવા લોર્ડ એલનબરોએ માથું મારવાનું યોગ્ય ધાર્યું. સર હ્યુગોફને એક લશ્કર સાથે ગ્વાલીઅર મોકલવામાં આવ્યો. ગ્વાલિઅરના સરદારોએ એકજ દિવસે **મહારાજપુર** અને **પનીઆર** એમ બે જગ્યાએ હાર ખાધી. મહારાણી અંગ્રેજોને તાબે થઇ અને તેણીને પેન્શન આપવામાં આવ્યું. સંસ્થાનનો વહીવટ કરવા એક રાજ્ય-રક્ષકોની સભા સ્થાપવામાં આવી અને લશ્કરના સિપાઇઓની સંખ્યા ૧૦,૦૦૦ ને બદલે ૯૦૦૦ કરી નાખવામાં આવી.

56. Describe the principal events of the First Afghan War.

જુઓ સવાલ ૫૪ અને ૫૫.

57. Give an account of the circumstances which led to the annexation of Sind.

જુઓ સવાલ ૫૫.

---

## ૧૨. લોર્ડ હાર્ડીંજઃ--(૧૮૪૪-૪૮.)

58. Give an account of Lord Hardinge's rule as Governor-General of India.

**પહેલો શીખ વિગ્રહમાંઃ**—( ૧૮૪૫-૪૬ ). હિંદુસ્તાનને કિનારે પગ મુકતાં વેંત લોર્ડ હાર્ડીંજે પંજાબમાં અંધેર જોયું. ઇ. સ. ૧૮૩૯ માં રણજીતસિંહ મરણ પામ્યો ત્યાર બાદ શીખ સિપાઇઓ ઉદ્ધત થઈ ગયા હતા. તેઓ સતલજ ઓળંગી દિલ્હી લુટી અંગ્રેજો સાથે લડાઈ કરવા ઇચ્છતા હતા.

તેઓએ કદી હાર ખાધી ન હતી. અને પ્રથમ અફઘાન વિગ્રહમાં અંગ્રેજોની હાર થયા બાદ તેઓને લડાઇમાં હરાવવા એ ઘણું સહેલું માનતા હતા. અંગ્રેજોને હરાવવાનું કામ સીખો માટે ઘણું મુશ્કેલ થઈ પડશે એમ રાજ્ય કારભારી સભા સારી પેઠે સમજતી હતી પણ સાથે એટલું પણ ધારતી હતી કે જો સીખ સિપાઇઓ અંગ્રેજો સામે કુચ કરશે તો તો તેઓ હાર ખાઈ ગર્વ વિહીન થશે, જેને પરિણામે તેમને કબજે રાખવાનું કામ ઘણું સહેલું થઇ પડશે. વળી જેટલો વખત તેઓ બીનવ્યવસાયી રહેતા તેટલો વખત તેઓ ધાંધલ મચાવ્યા કરતા. આવા સંજોગો હોઈ સીખ લશ્કરને સતલજ ઓળંગવાની અને બ્રીટીશ મુલકમાં પગ પેસારો કરવાની છુટ આપવામાં આવી. પરિણામ એ આવ્યું કે લડાઈ સળગી બની શકે તેટલું મોટું લશ્કર લઈ સેનાપતિ સર હ્યુગાફ દુશ્મન સામે ગયો. ઉપસેનાપતિ તરીખે લોર્ડ હાર્ડીંજ પણ સામે થયો. ૭ દિવસમાં ૧૫૦ માઇલની મજલ કરી તેઓ **મુડકી** પહોંચ્યા સીખ સરદાર લાલસિંહે અંગ્રેજોપર હલ્લો કર્યો. પહેલાં તો સીખોનો ગોળીબાર તેમજ હુમલો બહુજ અસરકારક હોઇ દેશી તેમજ અંગ્રેજ સીપાઇઓને તેમની સામે થવાનું ઘણું મુશ્કેલ જણાયું પણ રાત્રિ થઇ તે પહેલાં શીખો હાર્યા અને તેમની ૧૭ તોપો અંગ્રેજોના હાથમાં ગઇ. બીજે દીવસે સવારે તેઓ પાછા ફર્યા અને **ફીરોજશાહ** પાસે મુકામ કર્યો. ૨૧ મી ડીસેમ્બરે અંગ્રેજોએ સર હ્યુગાફ, સર જોન લીટર અને લોર્ડ હાર્ડીંજ એમ ત્રણ જણની સરદારી નીચે ત્રણ બાજુઓથી તેમના પર હલ્લો કર્યો. બપોરના ચાર થઇ ગયા

હતા અને ઘણાજ થોડો વખત બાકી રહ્યો હતો. શીખો ઘણાજ નિર્ભય હતા અને તેમનો પડાવ દોઢ માઈલ સુધી હતો. સંધ્યાકાળ સુધી શીખ લોકોએ પોતાના ગોળીબારથી અંગ્રેજોને આગળ આવતા અટકાવ્યા. આથી અંગ્રેજોમાં ગભરાટ ફેલાયો અને દુશ્મનોએ તો ગોળીબાર ચાલુ રાખ્યો. ખાસ કરીને એક મોટી તોપે કેર વર્તાવ્યો પણ છેવટે લોર્ડ હાર્ડીન્જ આગળ ધસ્યો અને તેને કબજે કરી. બીજે દિવસે લડાઈ ફરીથી શરૂ થઇ અને અંગ્રેજો ફતેહ પામ્યા. પછી શીખોએ સતલજ ઓળંગી અને તેમની પાછળ પડનાર સર હેનરી સ્મીથને બાદી-વાલ પાસે હરાવ્યો. પણ તેને તુરત મદદ મળી અને તેથી જે **અલીવાલ** કે જ્યાં સીખોએ પડાવ નાંખ્યો હતો ત્યાં જઈ પહોંચ્યો. અહીઆં લડાઈ થઇ અને થોડી વારમાં શીખ ફરીથી હાર્યા. શીખ પાછળ હઠયા અને **સોબ્રાયન** પાસે નિર્ભય જગ્યાએ જઇ પહોંચ્યા અને ૧૦ મી ફેબ્રુઆરીના દિવસે સવારમાં શીખ પર સખત ગોળીનો મારો ચલાવવામાં આવ્યો. પણ તેની કંઇ અસર થઈ નહિ અને એકી સાથે હુમલો કરવાનું બાકી રહ્યું.

ઘણી ઝપાઝપી બાદ અંગ્રેજો શીખ નજીક પહોંચ્યા, અને શીખો દુશ્મન સામે ટક્કર ઝીલવા એકઠા થયા છતાં પણ તેઓને પાછા હઠવાની ફરજ પડી અને સતલજને પેલેપાર નાસવા લાગ્યા. લગભગ દશ હજાર શીખો માર્યા ગયા. ૧૧ વાગે અંગ્રેજોએ રણક્ષેત્રમાં વિજયપતકા ફરકાવી. એજ રાત્રીના અંગ્રેજોએ સતલજ ઓળંગી. અહીઆં લાહોરથી આવેલા એલચીઓ ગર્વનર જનરલને મળ્યા. ૧૮૪૬ માં શીખ સાથે **લાહોરના કરાર** થયા જેથી (૧) સતલજની પૂર્વે આવેલો તથા દોઆબનો તમામ પ્રદેશ બ્રીટીશ રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યો. (૨) મહારાજા રણજીતસિંહના બાલપુત્ર દિલીપસિંહને લાહોરના રાજા તરીકે સ્વીકારવામાં આવ્યો અને તે પુખ્ત વયનો થાય ત્યાં સુધી રાજ્ય ચલાવવા માટે રાજ્યરક્ષકોની સભા સ્થાપવામાં આવી. (૩) શીખ લશ્કરની સંખ્યા કમી કરવામાં આવી. (૪) લાહોરમાં બ્રિટીશ લશ્કર રાખવામાં આવ્યું તેમજ એક રેસીડન્ટની પણ નીમણુક કરવામાં આવી. (૫) લડાઇના ખર્ચ દાખલ શીખ લોકોએ પંદર લાખ રૂપીઆ રોકડા આપવા એવું ઠરાવ્યું. પંજાબ સરકારને લડાઇનો ખર્ચ ભરી આપવા માટે દસ લાખ રૂપીઆમાં ગુલાબ-સીંહને કાશ્મીર વેચાતું આપવાની છુટ આપવામાં આવી.

**લૉર્ડ હાર્ડીંજના સુધારા:**—જો કે લૉર્ડ હાર્ડીંજને પોતાનો ઘણો વખત શીખ વિગ્રહમાં વ્યતીત કરવો પડ્યો છતાં પણ તેણે બચત વખત સુધારાની સુયોજના ઘડવામાં ગાળ્યો. (૧) તેણે લશ્કરનો ખર્ચ કમી કર્યો પણ તેની સાથે અચાનક મુશ્કેલીઓ માટે પૂરતો બંદોબસ્ત કર્યો. (૨) તેણે ઘણા વેરા બંધ કર્યા અને વેપારને ઉત્તેજન આપ્યું. (૩) ગંગાની નહેર ખોદવાનો તેણે હુકમ કર્યો. આ ઉપયોગી કામ સામે ઘણો વિરોધ હતો છતાં તેણે તે કામ પાર પાડ્યું. (૪) રેલ્વેનો વિસ્તાર વધારવા પુરતુ ઉતેજન આપ્યું. (૫) સતીનો, બાળકને દુધપીતાં કરી મારી નાંખવાનો તથા મનુષ્યવધનો ક્રૂર ચાલ દેશી રાજ્યોમાં બંધ કરાવવામાં આવ્યો. (૬) બધાં દફતરોમાં રવિવાર જાહેર તહેવાર તરીકે પાળવાનું ઠરાવ્યું. (૭) તાજમહાલ અને તેવાં બીજાં પ્રખ્યાત મકાનોના સમાર કામ માટે ગોઠવણ કરવામાં આવી અને (૮) કલકત્તાને શહેર સુધરાઈ સભા સ્થાપવાની છૂટ આપી.

59. Give a brief account of the First Sikh War.

(જુઓ સ. ૫૮).

60. Write notes on :—The reforms of Lord Hardinge, and battles of the First Sikh War.

(જુઓ સ. ૫૮).

---

## ૧૩. લૉર્ડ દલહાઉસી:—(૧૮૪૮-૫૬.)

61. Describe briefly the administration of Lord Dalhousie.

**બીજો શીખ વિગ્રહ ૧૮૪૮-૪૯:**—હિંદુસ્તાનમાં આવતાંની સાથેજ દલહાઉસીને પંજાબના પ્રકરણમાં ભાગ લેવો પડ્યો. શીખ સૈનિકો હજી ઘણા બંડખોર હતા અને લડાઇમાં ઉતરવા ઘણા આતુર હતા. મુલતાનના શીખ સુબા મુલરાજે અંગ્રેજો સામે બળવો કરી, એક મોટું સૈન્ય એકઠું કર્યું. મુલતાનમાં રહેતા બે અંગ્રેજ અમલદારોનું ખુન કરી, મુલરાજે મુલતાનનો કિલ્લો સર કર્યો. પરિણામે લડાઈ શરૂ થઈ.

१८४८ માં મુલરાજ **કીનેરી** તથા **સદ્દાસમ**માં હાર્યો અને મુલતાનના કિલ્લામાં ભરાઈ રહેવાની તેને ફરજ પડી. મુલતાનનો કિલ્લો સર કરવા માટે અંગ્રેજો કને પૂરતા સૈન્ય તથા અન્ય સાધનોના અભાવે, તેઓને બે મહીના પર્યંત ખોટી થઈ રહેવું પડયું. બે મહીના પછી મુંબઈથી એક સૈન્ય કુમકે આવી પહોચ્યું. १८४८ માં **રામનગર**માં લોર્ડ ગફે શીખ લોકોને હરાવ્યા અને १८४९ માં મુલ્તાનને ઘેરો ઘાલ્યો. થોડા સમય પછી મુલરાજ અંગ્રેજોને શરણે આવ્યો અને કિલ્લો અંગ્રેજોના હાથમાં આવ્યો. ત્યાર બાદ લોર્ડ ગફે શીખ સેનાપતિ શેરસિંગ સામે કુચ કરી. બન્ને પક્ષો વચ્ચે **ચિલીયનવાલા**માં પ્રખર યુદ્ધ થયું અને કોઇપણ પક્ષને વિજય ન મળ્યો, અસંખ્ય અંગ્રેજ સૈનિકો માર્યા ગયા. **ગુજરાત** નજીક લોર્ડ ગફે શીખ સૈન્ય ઉપર ફરી હુમલો કર્યો અને તુમુલ યુદ્ધને અંતે શીખ લોકો હાર્યા અને રણભૂમિમાંથી પલાયન કરી ગયા. શીખ સેનાપતિ તથા અન્ય શીખ સરદારો અંગ્રેજોને શરણે આવ્યા અને પંજાબને અંગ્રેજી પ્રદેશ સાથે જોડી દેવામાં આવ્યું, મહારાજા દિલીપસિંહને વર્ષાશન બાંધી આપી વિલાયત મોકલવામાં આવ્યા. મુલરાજને બંદીવાન બનાવવામાં આવ્યો અને શીખ લોકો પાસેથી શસ્ત્ર ધારણ કરવાનો અધિકાર છીનવી લેવામાં આવ્યો. સર હેનરી તથા સર જોન લોરેન્સ નામના બે ભાઇઓને પંજાબ ઉપર અધિકાર ચલાવવા તથા તેને સુવ્યવસ્થિત રાખવા નિમવામાં આવ્યા. આ બન્ને ભાઇઓએ ડહાપણ તથા કૌશલ્યથી રાજ્ય કર્યું. પરિણામે અંગ્રેજોની હકુમત માટે લોકોમાં વિશ્વાસ તથા સંતોષ ઉત્પન્ન થયાં અને પંજાબની અંદર સર્વત્ર વ્યવસ્થા તથા સુલેહ–શાંતિ દેખાવા લાગ્યાં.

**બીજો બરમીસ વિગ્રહ–( १८५२ ):**—રંગુનના બ્રિટિશ વ્યાપારીઓને બર્માનો રાજા કનડગત કરવા લાગ્યો હતો અને તેણે કેટલાંક અંગ્રેજી વહાણોના કપ્તાનોને કેદ કર્યા હતા. રંગુનના અંગ્રેજી વ્યાપારીઓને કનડગત ન કરવા લૉર્ડ ડલહાઉસીએ એક અંગ્રેજ અમલદાર સાથે બર્માના રાજાને કહેણ મોકલ્યું. ડલહાઉસીના કહેણની ગણના કર્યા વગર, બર્માના રાજાએ રંગુન ખાતે પોતાનો એક સુબો નિમ્યો. આ નવો સુબો તેની પહેલાંના સર્વ સુબાઓ કરતાં વધારે

જુલ્મી હતો. પરિણામે દલહાઉસીએ બર્માના રાજા સામે લડાઈ જાહેર કરી. અંગ્રેજોએ રંગુન સર કર્યું અને પેગુ પ્રાંત અંગ્રેજી મુલ્ક સાથે જોડી દેવામાં આવ્યો.

**જોડણી તથા ખાલસા:**—દલહાઉસીના સમયમાં અંગ્રેજી પ્રદેશો સાથે બીજા ઘણા પ્રદેશો જોડી દેવામાં આવ્યા. આવા ઘણા પ્રદેશોમાંથી પંજાબ તથા પેગુ જેવા કેટલાક પ્રદેશો તો વિજયથી પ્રાપ્ત થયેલ હક્કની રૂએ અંગ્રેજી મુલ્ક સાથે જોડી દેવામાં આવ્યા હતા, અને કેટલાંક દેશી રાજ્યો **ખાલસા-પદ્ધતિના** અમલને અંગે જોડી દેવામાં આવ્યાં હતાં. બ્રિટિશ કાયદા પ્રમાણે, બીનવારસ રાજ્યની માલ મીલ્કત ઉપર સરકારનો હક્ક ગણાય છે અને સામાન્ય રીતે આવી માલમીલ્કતનો ઉપયોગ સરકાર લોકહિતાર્થે કરે છે. હિંદુસ્તાનના દેશી રાજ્યોને દલહાઉસીએ આ બ્રિટિશ કાયદો લાગુ પાડ્યો. બીનવારસી રાજાના મરણ પછી તેનો મુલ્ક સર્વોપરિ સત્તા સાથે જોડી દેવામાં આવ્યો. આ પ્રમાણે સતારા, ઝાંસી, નાગપુર તથા બીજાં ચાર નાનાં રાજ્યો અંગ્રેજી મુલ્ક સાથે જોડી દેવામાં આવ્યાં.

**અયોધ્યાની જોડણી—(૧૮૫૬):**—દલહાઉસીના સમયમાં અયોધ્યાને અંગ્રેજી મુલ્ક સાથે જોડી દેવામાં આવ્યું. આ ઘણો ઉપયોગી વધારો હતો. આ વખતે અયોધ્યાની અંદર ઘણું અંધેર પ્રવર્ત્યું હતું. ન્યાયનું પાલન કરી, યોગ્ય રીતે રાજ્ય નહિ ચલાવે, તો તેનો મુલ્ક લઈ લેવામાં આવશે એવા પ્રકારની ચેતવણી વારંવાર અયોધ્યાના નવાબને આપવામાં આવી હતી. નવાબે આ ચેતવણી ઉપર બીલ્કુલ લક્ષ ન આપ્યું. અરાજકતાના પરિણામે સમૃદ્ધ અયોધ્યા વેરાન સમ થવા લાગ્યું. અંતે, નવાબને વર્ષાશન આપી, તેનો અયોધ્યા પ્રાંત અંગ્રેજી મુલ્ક સાથે જોડી દેવામાં આવ્યો.

**લૉર્ડ દલહાઉસીનું કાર્ય:**—દલહાઉસીનો વહીવટ ઘણો પ્રવૃત્તિમય હતો. દલહાઉસી હિંદુસ્તાન આવ્યો ત્યારે પંજાબ, બર્મા તથા અન્ય સ્થળોમાં વાતાવરણ ઘણું અશાંતિમય હતું, પ્રથમ તો લૉર્ડ વેલેસ્લીની રાજ્યનીતિ ચાલુ રાખવાની તેને જરૂર જણાઈ. અયોધ્યામાં ગેરવ્યવસ્થા તથા અંધેર ફેલાઈ રહ્યાં હતાં અને પરિણામે અયોધ્યાને દલહાઉસીએ

અંગ્રેજી મુલ્ક સાથે જોડી દીધું. બીજા શીખ તથા બર્મીસ વિગ્રહની ચશસ્વી સમાપ્તિને અંગે પંજાબ તથા બર્માનો નીચલો પ્રદેશ બ્રિટીશ હકુમત નીચે આવ્યાં. આ પ્રકરણ સમાપ્ત કર્યાં બાદ, દલહાઉસીએ યુરોપનાં યાંત્રિક સુખ-સગવડ હિંદુસ્તાનમાં થઈ આવવા તરફ લક્ષ દોર્યું. ( ૧ ) રેલ્વે તથા રસ્તા બાંધવાની યોજના દલહાઉસીએ શરૂ કરી. રેલ્વેની પ્રથમ શરૂઆત દલહાઉસીના વખતમાં થઈ. ( ૨ ) તેનાં વખતમાં ગંગા-નહેર સંપૂર્ણ રીતે બંધાઇ ગઇ. ( ૩ ) તાર તથા અર્ધા આનાની ટપાલી પદ્ધતિ દાખલ થયાં. ( ૪ ) મોટી ઇમારતો, પુલો, નહેરો તથા રસ્તાઓ વિગેરેની વિશાળ યોજનાઓ પાર પાડવા અને સાર્વજનિક હિત-કાર્યો કરવા એક ખાતું ઉઘાડવામાં આવ્યું. ( પબ્લીક વર્કસ ડીપાર્ટમેન્ટ ) ( ૫ ) શિક્ષણ અર્થે વધારે શાળાઓ ખુલ્લી મુકવામાં આવી અને દરેક ઇલાકામાં સાર્વજનિક શિક્ષણખાતાંઓ ઉઘાડવામાં આવ્યાં (ડીપાર્ટમેન્ટ ઓફ પબ્લીક ઈન્સટ્રકશન ). ( ૬ ) આ ઉપરાંત દલહાઉસીએ સરકારી નોકરીની દરેક શાખામાં સુધારા દાખલ કરવા પ્રયાસ કર્યો. તમામ બ્રિટીશ રૈયત માટે હિંદુસ્તાનની સીવીલ સરવીસ ખુલ્લી મુકવામાં આવી અને તે ઉપરાંત ઈંગ્લાંડમાં લેવાતી એક પરીક્ષામાં ફતેહમંદ નિવડવાની શરતે હિંદીઓને પણ સીવીલ સરવીસમાં દાખલ થવા તક આપી. સમસ્ત હિંદુસ્તાન ઉપર યોગ્ય દેખરેખ રાખી તેને સુવ્યવસ્થિત કરવા ગવર્નર-જનરલને વધારે અવકાશ મળે એવા ઇરાદાથી, બંગાળા માટે ખાસ એક મદદનીશ સુબો નિમવામાં આવ્યો. આ ઉપરાંત અંગ્રેજો તથા હિંદીઓના લાભાલાભનો નિર્ણય કરી, તેઓનાં પરસ્પર સુખ-સાધન તથા હક્કો મેળવવા તથા ટકાવી રાખવા, દલહાઉસીએ અંગ્રેજ તથા હિંદી સભ્યોની બનેલી એક ધારાસભાની સ્થાપના કરી.

આ સર્વ પગલાંઓનું પરિણામ ભવિષ્યમાં ઘણું લાભદાયી નિવડયું. દલહાઉસીની ખાલસા-પદ્ધતિ જોકે ૧૮૫૭ ના હિંદી બળવાનું મુખ્ય કારણ હતું, છતાં પણ દલહાઉસીની સુધારા-યોજના ઘણી ફળદાયી નિવડી. વ્યાપાર તથા વ્યાપારી વ્યવસાય દિનપ્રતિદિન વધતો ગયો છે. હુન્નર-ઉદ્યોગમાં પણ સુધારો થતો ગયો છે અને આજે કેળવણીમાંથી થયેલાં સુખ અને આનંદ હિંદી પ્રજા અનુભવે છે. આધુનિક યુગનાં પ્રગતિવર્ધક

યાંત્રિક બળનો હિંદુસ્તાનને લાભ આપી, હિંદુસ્તાનની પ્રગતિ તથા વિકાસમાં દલહાઉસીએ સારો ફાળો આપ્યો છે.

62. Mention briefly the circumstances under which the Punjab came to be finally annexed to the British territories.

( જુઓ સવાલ ૬૧, બીજો શીખ વિગ્રહ ).

63. Mention the Indian States which lapsed during the administration of Lord Dalhousie.

( જુઓ સવાલ ૬૧, ખાલસા પદ્ધતિ ).

64. Why was the Province of Oudh annexed by Lord Dalhousie? How do you distinguish this annexation from that of Satara? ( જુઓ પ્રશ્ન ૬૧ ).

65. State the names of the Indian States which were annexed to the British India under Lord Dalhousie. To what part of the present administrative divisions do they belong?

૧. પંજાબ–૧૮૪૯—પંજાબ પ્રાંતમાં.
૨. અયોધ્યા–૧૮૫૬—સંયુક્ત પ્રાંત.
૩. પેગુ–૧૮૫૩—હાલ બર્માનો પ્રદેશ છે.
૪. સતારા–૧૮૪૮—મુંબઈ ઈલાકાનો ભાગ છે.
૫. નાગપુર–૧૮૫૩—મધ્ય પ્રાંતોનો ભાગ છે.
૬. ઝાંસી–૧૮૫૩—મધ્ય પ્રાંતોમાં છે.

66. It is said that "Lord Dalhousie made the India of to-day." Explain this.

લૉર્ડ દલહાઉસીએ બ્રિટિશ હદનો વિસ્તાર ઘણો વધાર્યો. (૧) સતારા જોડી દેવાથી, મુંબઈ ઈલાકાનો અત્યારનો વિસ્તાર થયો. નાગપુર તથા ઝાંસી જોડી દેવાથી મધ્ય પ્રાંતોનું બંધારણ સંપૂર્ણ થયું અને અયોધ્યાની જોડણીથી સંયુક્ત પ્રાંતો બંધાયા. પંજાબનો વિસ્તાર આજ છે તેટલોજ

દલહાઉસીના વખતમાં હતો. આ પ્રમાણે વિસ્તારમાં અત્યારે જેટલું બ્રિટિશ હિંદુસ્તાન છે તેટલુંજ દલહાઉસીના વખતમાં હતું. દલહાઉસીના વખત પછી બહુ જુજ ફેરફારો થયા છે. (૨) દલહાઉસીએ બર્માને બ્રિટિશ પ્રદેશ સાથે ભેળવી દીધું અને ત્યાર બાદ આખો બર્મા પ્રદેશ બ્રિટિશ હકુમત નીચે આવ્યો. (૩) આજે છે તેવું તદ્દન જુદું રાજ્યતંત્ર બંગાળાને દલહાઉસીએ આપ્યું. (૪) અત્યારે અનુભવીએ છીએ તેવી સર્વ આધુનિક જીવનની સુખ–સગવડનો લાભ હિંદુસ્તાનને દલહાઉસીના વખતમાં મળ્યો. રેલ્વે, તારખાતું, ટપાલ પદ્ધતિ, નહેર, પુલો, રસ્તાઓ તથા અન્ય સુખસાધનો દલહાઉસીએ હિંદુસ્તાનમાં દાખલ કર્યાં. (૫) હિંદીઓ સ્પર્ધા કરી શકે તેવી હાલની સીવીલ સરવીસ પરીક્ષાની યોજના પ્રથમ દલહાઉસીએ કરી. (૬) સાર્વજનિક શિક્ષણ ખાતું તથા તે ખાતાંના સંચાલક તથા અન્ય અમલદારો વગેરેની યોજના દલહાઉસીએ કરી હતી. તેજ પ્રમાણે, સાર્વજનિક હિત કાર્યોનું ખાતું પણ દલહાઉસીના વખતમાં ઉઘાડવામાં આવ્યું હતું. આ પ્રમાણે બ્રિટિશ હિંદુસ્તાનની પ્રગતિસૂચક મુખ્ય યોજનાઓ લૉર્ડ દલહાઉસીની યશસ્વી રાજ્યનીતિને આભારી છે, અને તે હકિકતના આધારે,–" અત્યારનું હિંદુસ્તાન દલહાઉસીએ બાંધ્યું છે "—એ કથન વાસ્તવિક છે.

---

## ૧૪. લૉર્ડ કેનીંગઃ—( ૧૮૫૬–૬૨ ).

67. Describe the administration of Lord Canning.

૧૮૫૬ માં લૉર્ડ કેનીંગ હિંદુસ્તાનમાં આવી પહોંચ્યો. તે વખતે દેશમાં સર્વત્ર શાંતિ દેખાતી હતી પરંતુ વાસ્તવિક રીતે જોતાં, હિંદુસ્તાનના ઘણા ભાગોમાં વાતાવરણ અશાંતિમય હતું.

**૧૮૫૭ના બળવાનાં કારણોઃ**—(૧) લૉર્ડ દલહાઉસીની ખાલસા—જોડણી પદ્ધતિ, જો કે લોકહિતાર્થે અનુસરવામાં આવી હતી, છતાં પણ, લોકોના મનમાં ભય ઉત્પન્ન થયો હતો. અંગ્રેજોનો હેતુ દેશી રાજાઓનાં રાજ્ય છીનવી લેવાનો છે એવું લોકો માનતા થયા હતા.

( ૨ ) હિંદુસ્તાનના અજ્ઞાત જન–સમુદાયને લૉર્ડ ડલહાઉસીના દાખલ કરેલ સુધારાઓ સંતોષી શક્યા ન હતા. તેઓની માન્યતા પ્રમાણે વિજળીના તારો તથા રેલ્વેના પાટાઓ હિંદુસ્તાનને બંધનમાં નાખવા યોજાયેલા હતા અંગ્રેજી શાળાઓ ઉઘાડી, નાની વયના ઉછરતા વિદ્યાર્થીઓને ખ્રિસ્તિ બનાવી તથા વર્ણાશ્રમ જડમૂળથી કાઢી નાખી, ખ્રિસ્તી ધર્મને હિંદુસ્તાનના રાષ્ટ્ર ધર્મ તરીકે સ્થાપવાનો પ્રયાસ હિંદીઓ ડલહાઉસીના સુધારાઓમાં જોઈ રહ્યા હતા. ( ૩ ) આ અસંતોષ વખત જતાં દબાઈ જાત પરંતુ આ વખતે કેટલાક અસંતોષી લોકો હિંદુસ્તાનમાં બ્રિટિશ રાજ્યને બદલે અરાજકતાની હિમાયત કરી રહ્યા હતા. દિલ્હીનો વૃદ્ધ મુગલ સમ્રાટ આખા હિંદુસ્તાનમાં મુસાફરી કરી, પુનઃ હિંદુસ્તાન ઉપર આધિપત્ય સ્થાપવા લોકોને ઉશ્કેરી રહ્યો હતો. બીજા બાજીરાવ પેશ્વાનો દત્તક પુત્ર નાનાસાહેબ, બાજીરાવને મળતું આઠ લાખ રૂપીયાનું વર્ષાશન તેને ન મળવાથી, અંગ્રેજ સામે રાજદ્રોહ ફેલાવવા સતત પ્રયાસ કરતો હતો. ઝાંસીની રાણી તથા અયોધ્યાનો સુબો બ્રિટિશ રાજ્યને ઉથલાવી નાખવાના પ્રયાસમાં પડ્યા હતા. ( ૪ ) આ સર્વે પ્રયાસો નિષ્ફળ નિવડત પરંતુ આવા અસંતોષી રાજાઓના નોકરો અંગ્રેજોના દેશી સીપાઈઓના મનમાં રાજદ્રોહનાં વિષ રેડવા લાગ્યા. આ વખતે બંગાળાના સૈન્યમાં નવા પ્રકારની બંદુકો દાખલ કરવામાં આવી હતી. નાના સાહેબના નોકરોએ આ બંદુકોની **કારતુસમાં સુવર તથા ગાયની ચરબી** ઉપયોગ થાય છે એમ દેશી સીપાઈઓને સમજાવ્યા. બંગાળાના સૈન્યમાં ઘણા સૈનિકો બ્રાહ્મણ જાતિના હતા અને તેઓનો ક્રોધ પ્રદીપ્ત થયો. આ પહેલાં, જરૂરી પ્રસંગોમાં, દરિયો ઓળંગી હિંદુસ્તાનની બહાર જવું પડશે એવી મતલબની કબુલાત આ સૈનિકો પાસેથી ફરજીયાત લેવામાં આવી હતી અને તેને પરિણામે તેઓને અસંતોષનું કારણ મળ્યું હતું. ( ૫ ) પ્લાસીના યુદ્ધ પછી સો વર્ષે કંપનીની સત્તા નષ્ટ થઈ જશે એવી જાતના અનેક વર્તારાઓ પ્રચલિત હતા અને આવા કારણોને લઈ, અંધ શ્રદ્ધાવાળા તથા વ્હેમી સીપાઈઓમાં વિશ્વાસ તથા ઉત્સાહ ઉત્પન્ન થયાં હતાં.

આ સર્વ કારણોને લઈ, દેશી સીપાઈઓમાં અસંતોષ દિનપ્રતિદિન વધતો ગયો અને તેઓ બળવા માટે તૈયારી કરવા લાગ્યા. કેટલાક હિંદી

મિત્રોએ તેઓના અંગ્રેજ અમલદારોને આ સબંધમાં ચેતવણી આપી હતી પરંતુ દેખાતું વાતાવરણ શાંતિમય જણાતું હોવાથી, તેઓએ આ ચેતવણી ઉપર બીલકુલ લક્ષ આપ્યું ન હતું. ૧૮૫૭ ના જાન્યુઆરી માસની આખરમાં બરાકપુરમાં દેશી સીપાઇઓ તેઓના અમલદારોના મકાનોને તથા અન્ય ઇમારતોને ખાનગી રીતે સળગાવવા લાગ્યા. ફેબ્રુઆરીમાં ૧૯ મી ટુકડીના સીપાઇઓએ જાહેર બળવો કર્યો. સ્ત્રી–છોકરાં સહિત અનેક અમલદારોને ગોળીબહાર કરવામાં આવ્યાં. આ સૈનિકો પાસેથી શસ્ત્રો એકદમ લઇ લેવામાં આવ્યાં અને તેઓને લશ્કરમાંથી છુટા કરવામાં આવ્યા. આ સૈનિકોએ, અતિશયોક્તિથી બળવાનું વર્ણન કરી, રસ્તામાં બીજા સીપાઇઓને ઉશ્કેર્યા. **અંબાલા, મીરત તથા અન્ય સ્થળોમાં ઠેરઠેર આગ લાગી ઉઠી.** આ પ્રમાણે બળવો ધીમે ધીમે વધતો ગયો અને મે માસમાં પાયદળની બે ટુકડીઓ તથા ઘોડેસ્વારોની એક ટુકડીએ ફરી સજ્જડ રમખાણ જગાવ્યું. તેઓએ બંદીખાનામાંથી કેદીઓ છોડી મુકયા, ખજાનો લુંટયો, અસંખ્ય ઘરો બાળી નાખી, દિલ્હી તરફ કુચ કરી. દિલ્હીમાં આ ટુકડીઓ ફતેહમંદ નિવડ્યાની વાત ફેલાતાં દિલ્હીના લોકો પણ બળવામાં ઉઠયા. વૃદ્ધ મુગલ સમ્રાટ બહાદુરશાહને હિંદુસ્તાનના સમ્રાટ તરીકે જાહેર કરવામાં આવ્યો અને દિલ્હીમાં વસતા અનેક અંગ્રેજોની કત્લ કરી નાખવામાં આવી પચ્ચાસ અંગ્રેજ સ્ત્રીઓ તથા છોકરાંઓ જાન–માલના રક્ષણાર્થે બહાદુરશાહના મહેલમાં આશ્રય યાચવા ગયાં પરંતુ તેઓની પણ કત્લ કરી નાખવામાં આવી. આ બનાવોની ખબર ત્વરિત ગતિથી દેશમાં ફેલાઈ ગઈ અને ઉત્તર હિંદુસ્તાનની દરેક લશ્કરી છાવણીમાં બળવાઓ ફાટી નીકળ્યા. પંજાબ શાંત હતું. મુંબઈ તથા મદ્રાસ ઇલાકાઓમાં પણ શાંતિ હતી. હિંદુસ્તાનના લોકો અને કેટલાક રાજાઓ વફાદાર હતા. બળવો તો માત્ર દેશી સીપાઈઓએજ કર્યો હતો. તેઓએ ઠેરઠેર ખુના મરકી ચલાવી હતી. ઝાંસીની રાણી પાસેથી તેનું રાજ્ય છીનવી લેવામાં આવ્યું હતું અને પરિણામે તે બળવાખોરોને મોખરે હતી. અંગ્રેજી અમલદારોને ત્યાં ગોળી–બ્હાર કરવામાં આવ્યા અને અંગ્રેજી રેસીડન્ટ કિલ્લા તરફ નાશી ગયો. તાબે થવાની શરતે, અંગ્રેજ અમલદારોને જીવતદાન આપવાનું અભય વચન આપવામાં આવ્યું

હતું. અંગ્રેજી અમલદારો શરણ આવ્યા, પરંતુ ઝાંસીની રાણીએ વિશ્વાસ-ઘાત કરી, તેઓની કત્લ કરાવી નાખી.

**કાનપુરમાં કત્લઃ**—જ્યારે બળવો ફાટી નિકળ્યો ત્યારે નાના-સાહેબ કાનપુરમાં હતો. તરતજ તે બળવાખોરોની સરદારી લઇ, પેશ્વા તરીકે જાહેર થયો. કાનપુરમાં તે વખતે લગભગ એક હજાર અંગ્રેજો હતા, અને તેઓએ રક્ષણાર્થે તેઓના રહેઠાણની આસપાસ ખાઇઓ ખોદી. ઓગણીસ દિવસ સુધી નાનાસાહેબના હુમલાઓ સામે તેઓએ બચાવ કર્યો પરંતુ આખરે ખોરાકી ખુટી અને ઘણા અમલ-દારો પણ માર્યા ગયા. બળવા ખોરોનું દળ ચીરી તેઓ નાશી જાત પરંતુ તેઓની સાથે સ્ત્રીઓ તથા બાળકો હતાં. સહીસલામત અલ્હાબાદ મોકલી આપવાની શરતે અંગ્રેજો નાનાસાહેબને શરણે આવ્યા. તેઓને વહાણમાં બેસાડવામાં આવ્યા પરંતુ વહાણો ગંગાનદી ઉપર ચાલતાં શરૂ થયાં કે તરતજ નાનાસાહેબે તોપનો મારો ચલાવ્યો અને ઘણા અંગ્રેજો આ ક્રૂરતાનો ભોગ થઇ પડ્યા. માત્ર ૧૨૨ અંગ્રેજો જીવતા રહ્યા. તેઓને પકડી કેદ કરવામાં આવ્યા. આ ક્રૂરતાની બાતમી અલ્હાબાદ પહોંચતાં, એક અંગ્રેજ સૈન્ય સાથે જનરલ હેવલોકને નાનાસાહેબ સામે મોકલવામાં આવ્યો. હેવલોકે નાનાસાહેબને બે સ્થળોમાં હરાવ્યો અને કાનપુરથી માત્ર આઠ માઇલને અંતરે આવી પહોંચ્યો. આ વાતની નાનાસાહેબને ખબર પડતાં, તેના કબજાના તમામ અંગ્રેજોની કત્લ કરી નાખવા તેણે હુકમ આપ્યો. નાનાસાહેબ ત્યાર બાદ જંગલોમાં નાસી ગયો. પરંતુ તેના સૈન્યે કાનપુરનો લાંબા વખત સુધી બચાવ કર્યો. છેવટ, થોડા દિવસના પ્રખર યુદ્ધને અંતે કાનપુર અંગ્રેજ સૈન્યે સર કર્યું ( ૧૭ મી જુલાઈ, ૧૮૫૭ )

**લકનૌઃ**—કાનપુર સર કર્યા બાદ, જનરલ હેવલોક લકનૌ તરફ વળ્યો. ૩૦ મી મે ને દિવસે લકનૌમાં પણ બળવો થયો હતો અને ત્યાંના મુખ્ય સંચાલક સર હેનરી લૉરેન્સે લકનૌમાં વસતા તમામ અંગ્રેજોને રેસીડન્સીમાં રાખી, રેસીડન્સીને હુમલાઓ સામે સુરક્ષિત બનાવી હતી. ૫૦,૦૦૦ બંડખોરો સામે અંગ્રેજોએ પાંચ મહિના સુધી બચાવ કર્યો અને જ્યારે જનરલ હેવલોક લકનૌઉ આવી પહોંચ્યો ત્યારે તેઓની

સ્થિતિ ઘણી ખરાબ થઇ ગઈ હતી. હેવલોક આવી લાગવાથી તેઓને રાહત મળી. લકનૌ શહેર હજી સુધી બળવાખોરોના કબજામાં હતું. નવેમ્બર માસમાં સર કોલીન કેમ્પબેલે લકનૌ હાથ કર્યું.

**દિલ્હીનો ઘેરો:**—બળવાની શરૂઆતમાંજ, બંડખોરોએ દિલ્હી સર કર્યું હતું, અને પાંચ મહિના સુધી ત્યાં પડાવ નાખ્યો હતો. આ પાંચ મહિના દરમ્યાન આઠ હજાર બ્રિટિશ, શીખ, તથા ગુરખા સૈનિકોએ દિલ્હીને ઘેરો નાખ્યો હતો પરંતુ ૩૦,૦૦૦ સીપાઇઓ તથા મજબુત તોપો સામે તેઓ દિલ્હી સર કરવા નિષ્ફળ નિવડ્યા હતા. છેવટ ૮ મી જુને જનરલ નીકોલસન ત્યાં આવી પહોંચ્યો અને થોડા દિવસના તુમુલ યુદ્ધ તથા ખુવારીને પરિણામે, દિલ્હીના દરવાજા તોપ ગોળાથી ઉરાડી નાખવામાં આવ્યા અને દિલ્હી પુનઃ અંગ્રેજોના હાથમાં આવ્યું. બહાદુરશાહને કેદ પકડી રંગુન મોકલી આપવામાં આવ્યો. નેતાના અભાવે બળવાખોરો વિખરાઈ ગયા પરંતુ નેતાના જાન્યુઆરી માસ સુધી ઠેર ઠેર નાનાં નાનાં છમકલાં થતાં રહ્યાં.

**મધ્ય હિંદુસ્તાન:**—નાના સાહેબના સેનાપતિ તાતીયા ટોપીએ મધ્ય હિંદુસ્તાનમાં બળવાનો ઝુંડો ઉઠાવ્યો હતો. તાતીયા ટોપીએ ગ્વાલીયરના મરાઠા સૈન્યને ઉશ્કેરી, સિંધીયાને હરાવ્યો. સિંધીયાએ અંગ્રેજોનો આશ્રય માગ્યો. સર હ્યુ રોઝે તાતીયા ટોપી સામે કુચ કરી તેને હરાવ્યો, તાતીયા ટોપી નાશી ગયો અને થોડા વખત સુધી તેણે ઉશ્કેરણી તથા બંડનું કામ ચાલુ રાખ્યું. આ દરમ્યાન સર હ્યુ રોઝે ઝાંસીની રાણી સામે કુચ કરી, તેના બળવાખોર સૈન્યને હરાવ્યું. પુરૂષના પોષાકમાં સજ્જ થઈ, બહાદુરીથી લડતાં લડતાં રાણી જાતે મરણ પામી. ત્યાર બાદ તાતીયા ટોપી પણ તેના એક અમલદારના વિશ્વાસઘાતથી પકડાઈ ગયો અને અદાલતમાં ગુન્હેગાર ઠરવાથી તેને ફાંસીની સજા થઇ. આ પ્રમાણે તેની કારકિર્દીનો અંત આવ્યો. બળવાખોરોના છેલ્લા નાયકનો આ પ્રમાણે અંત આવવાથી તેઓ શાંત પડ્યા અને દેશની અંદર સર્વત્ર વ્યવસ્થા તથા શાંતિની પુનઃ સ્થાપના થઇ.

**કંપની રાજ્યની સમાપ્તિ:**—ઘણા વખતથી બોર્ડ ઓફ ડાયરેકટર્સ ( કંપનીનું વ્યાપાર સંચાલક મંડળ ) તથા બોર્ડ ઓફ

કોન્ટ્રોલ ( કંપનીનું રાજ્યતંત્ર સંચાલક મંડળ ) થી ચાલતું કંપનીનું હિંદુસ્તાનનું રાજ્યતંત્ર ઘણા અંગ્રેજ મુત્સદ્દીઓનું ટીકાપાત્ર બન્યું હતું, અને તે ઉપરાંત ૧૮૫૭ ના બળવાએ કુંપની–રાજ્ય તરફના સાર્વત્રિક અસંતોષમાં વધારો કર્યો હતો. પરિણામે, ૧૮૫૮ માં ઈંગ્લાંડના પ્રતિનિધિ મંડળે ( પાર્લામેન્ટે ) એક કાયદો પસાર કર્યો. આ કાયદાની રૂએ હિંદુસ્તાનનું રાજ્યતંત્ર બ્રિટિશ ક્રાઉનની સંપૂર્ણ દેખરેખ નીચે મુકવામાં આવ્યું. કંપનીના વ્યાપારી તથા રાજકીય હિતાર્થે સ્થપાયેલાં બે મંડળો–બોર્ડ ઓફ ડાયરેકટરસ તથા બોર્ડ ઓફ કંટ્રોલ–કાઢી નાખવામાં આવ્યાં અને તેને બદલે હિંદુસ્તાનના રાજ્યતંત્ર ઉપર દેખરેખ રાખવા પંદર સભ્યોની સહાયકારી મંડળી સાથે સેક્રેટરી ઓફ સ્ટેટ નિમવામાં આવ્યો. હિંદુસ્તાનના ગવર્નર-જનરલને વાઈસરૉયનો ઇલ્કાબ આપવામાં આવ્યો.

**બાદશાહી અથવા રાણીનો ઢંઢેરોઃ**—રાણી વિક્ટોરીયાના પ્રસિદ્ધ ઢંઢેરાથી હિંદુસ્તાનના લોકોને તેના હિત તથા સુખ–શાંતિનાં ઘણા વચનો મળ્યાં. ઢંઢેરાએ જાહેર કરેલી હિંદુસ્તાનની ભવિષ્યની રાજ્યનીતિ નીચે જણાવેલ બાબતો ઉપર ખાસ ધ્યાન આપવાની હતી.

( ૧ ) બ્રિટિશ સલ્તનતની તમામ રૈયત ઉપર સમભાવ રાખવો.

( ૨ ) તેઓના ધર્મ તથા અન્ય રિવાજોને માન આપવું.

( ૩ ) લાયકાત પ્રમાણે હિંદીઓને રાજ્યતંત્રની અંદર ઉંચા ઓધ્ધાઓ આપવા.

( ૪ ) ભૂતકાળમાં દેશી રાજ્યો સાથે કરેલી સંધિઓ તથા કરારોનું પાલન કરવું.

આ ઢંઢેરાને યોગ્ય રીતે હિંદુસ્તાનના હકોનું **મહાન ખત–પત્ર** ગણવામાં આવે છે કારણકે તેની અંદર બ્રિટિશ સરકારે હિંદુસ્તાનને અમુક ચોકકસ વચનો આપ્યાં છે.

( ૫ ) ખાલસા–જોડણી સિદ્ધાન્ત અમલમાં ફરી મુકવામાં નહિં આવે એવી દેશી રાજાઓને ખાત્રી આપવામાં આવી. પુત્રના અભાવે દત્તક પુત્ર લેવાનો હક્ક તેઓને આપવામાં આવ્યો.

**કેનીંગની રાજ્યનીતિઃ**—બળવાખોર સીપાઇઓના અત્યાચાર માટે હિંદુસ્તાનને શિક્ષા થવી જોઈએ એમ ઘણા લોકો બળવા દરમ્યાન અને ત્યારબાદ માનતા હતા. બળવાનું વેર વાળવાની રાજ્યનીતિની હિમાયત તેઓ કરતા હતા, પરંતુ કેનીંગ ઘણો ડાહ્યો તથા ન્યાયી હતો. બળવાનો ઝુંડો માત્ર સીપાઇઓએજ ઉઠાવ્યો હતો તથા લોકો અને દેશી રાજાઓ વફાદાર હતા એમ તે ખાત્રીપૂર્વક માનતો હતો. તેઓની સહાય તથા ટેકા વગર અંગ્રેજો ભયમાં આવી પડત અને બદલામાં હિંદુસ્તાનના લોકો તરફ આભારની લાગણીથી દોરવાઈ, તેઓ તરફ નરમાશ બતાવવાની જરૂર કેનીંગને દેખાઈ વેર લેવાને બદલે, હિંદુસ્તાનના હિતાર્થે બ્રિટિશ સરકાર પાસેથી હિંદુસ્તાનને અનેકવિધ લાભો તથા વચનો અપાવ્યાં અને તેની સુજ્ઞ તથા કુશળ રાજ્યનીતિથી હિંદુસ્તાનના લોકોના મનમાંથી શંકા દૂર કરી. કેનીંગનું આ મહાન કાર્ય હતું અને તે હિંદુસ્તાનમાં બ્રિટિશ સલ્તનતની જમાવટમાં ઘણું સહાયકારી નિવડ્યું

68. Describe the policy and estimate the work of Lord Canning.

69. Describe the causes which brought about the Sepoy Mutiny and how it was put down.

( જુઓ, સવાલ, ૬૭ )

70. Give a brief account of the Muntiny and how it was put down.

71. Describe some of the results of the Mutiny.

( જુઓ, સવાલ, ૬૭ )

72. What led to the transfer of the Government of India from the East India Company to the Crown ?

( જુઓ, સવાલ, ૬૭ ).

---

# બ્રિટિશ સામ્રાજ્ય નીચેનું હિંદુસ્તાન.

73. Give a brief account of the administration of Lord Canning.

૧. બળવા સંબંધમાં કેનીંગે અનુસરેલી રાજ્યનીતિ તેના વહીવટની પ્રશંસનીય રૂપરેખા સૂચવે છે. બળવાના અત્યાચારોના ભોગ થઈ પડેલ ઘણા ખરા હિંદુસ્તાનમાં વસતા અંગ્રેજો વેર લેવાને તલસી રહ્યા હતા. બ્રિટિશ રાજ્ય સામે બળવો કરવાની નિરર્થકતા હિંદુસ્તાનના વતનીઓને બતાવી આપવા તેઓના તરફ જોહુકમી તથા સખત રાજ્યનીતિનો સત્વર અમલ કરવાની હિમાયત ઘણા અંગ્રેજો કરવાં લાગ્યા. કેનીંગ ઘણો ડાહ્યો તથા માયાળુ રાજ્યકર્તા હતો. બળવાનો ઝુંડો માત્ર સીપાઈઓએ ઉઠાવ્યો હતો અને હિંદુસ્તાનના કેટલાક દેશી રાજાઓ તથા સમસ્ત પ્રજાની સહાય વગર બળવો શાંત પાડવાનું તથા બેસાડી દેવાનું કાર્ય અંગ્રેજોને ઘણું મુશ્કેલ થઈ પડત એ સત્ય હકિકત કેનીંગ જાણતો હતો. કટાકટીના પ્રસંગમાં સંગીન સહાય આપવા માટે અંગ્રેજો ખરી રીતે હિંદુસ્તાનના લોકોના આભારી હતા. કેનીંગે લોકો તરફ માયાળુ તથા નરમાશ ભરેલી રાજ્યનીતિનો અમલ શરૂ કરી, બ્રિટિશ રાજ્ય સાથે તેઓને મૈત્રી-સંબંધથી જોડવા પ્રયત્ન કર્યો. ૧૮૫૮ ના બાદશાહી ઢંઢેરામાં આપાયેલાં વચનો સર્વત્ર જાહેર કરવા તેણે આખા હિંદુસ્તાનમાં મુસાફરી કરી અને ઠેર ઠેર દરબારો ભર્યાં. બ્રિટિશ રાજ્ય ન્યાયી તથા લોક-હિત અને અભિલાષ તરફ સહાનુભૂતિ દર્શાવનારૂં થશે એમ તેણે લોકોને ખાત્રી આપી. દેશી રાજાઓને, પુત્ર અભાવે, દત્તક પુત્ર લેવા હક આપવામાં આવ્યો.

( ૨ ) લોકોમાં શાંતિ તથા વિશ્વાસ પ્રેરવાનું આ પ્રથમ કાર્ય સમાપ્ત કરી, કેનીંગે ભિન્ન ભિન્ન જાતના સુધારાઓ દાખલ કરવા પ્રતિ લક્ષ દોર્યું. તેણે દાખલ કરેલા સુધારાઓમાંથી નીચે જણાવેલ કેટલાક મુખ્ય છે.

( અ ) ભાડુવત રૈયતના રક્ષણાર્થે ૧૮૫૯ માં બંગાળામાં એક કાયદો પસાર થયો. ( બેંગાલ ટેનન્સી એક્ટ ). આ કાયદાની રૂએ,

જમીનદારો તેના ભાડુતોને આપખુદી સત્તા વાપરી કાઢી શકે નહિ અને તેઓની પાસેથી લેવાતાં ભાડાના દર પણ મર્યાદિત કરવામાં આવ્યાં.

( ખ ) મેકાલેએ ઇન્ડીયન પીનલ કોડ તૈયાર કર્યો અને તે ૧૮૬૦ માં કાયદા રૂપે પસાર થયો ત્યાર પછીની સાલમાં ક્રીમીનલ પ્રોસીજર કોડ પણ કાયદારૂપે પસાર થયો. મુંબઈ, મદ્રાસ તથા કલકત્તામાં વરિષ્ઠ અદાલતોની સ્થાપના થઈ.

( ક ) સરકારી મહેસુલ તથા નાણાં સ્થિતિ સુધારવા ઈંગ્લાંડથી એક નિષ્ણાત નાણાં શાસ્ત્રીને બોલાવવામાં આવ્યો. આ નાણાંશાસ્ત્રીએ તમામ સરકારી ખાતાઓમાં કરકસર દાખલ કરી અને રૈયત ઉપર આવક–વેરો નાખ્યો.

( ખ ) ૧૮૬૧ ના કાઉન્સીલ એકટથી મુંબઈ તથા મદ્રાસને ધારાસભાઓ આપવામાં આવી, અને આ બન્ને ઇલાકાઓને તેની હદ પુરતા કાયદાઓ ઘડવા થોડી ઘણી સત્તા આપવામાં આપી.

( ઈ ) ૭૦૦૦૦ અંગ્રેજો તથા ૧૩૫૦૦૦ દેશીઓનું બનેલું સૈન્ય કેનીંગે સ્થાપ્યું. દારૂગોળો બ્રિટિશ અમલદારોને સોંપવામાં આવ્યો, અને આ સૈન્યની જુદા જુદા ઇલાકાઓ માટે ત્રણ ટુકડીઓ પાડવામાં આવી.

( ૩ ) ૧૮૫૯ તથા ૧૮૬૦ ની સાલમાં હિંદુસ્તાનમાં ખેતી કરનાર અંગ્રેજો તથા રૈયત વચ્ચે સજ્જડ રમખાણ થયાં. આ અંગ્રેજો રૈયતને ગળીનું ( ઇન્ડીગો ) વાવેતર કરવા ફરજ પાડતા અને કોઈપણ શખ્સ તેમ કરવા આનાકાની કરતો તો તેના ઉપર જુલમ ગુજારવામાં આવતો. દીનબંધુ મિત્ર નામના એક બંગાળી નાટયકારે આ જુલ્મ તથા હાડમારી વિષયે એક નાટય રચ્યું જેઇમ્સ લોંગ નામના એક અંગ્રેજ પાદરીએ અંગ્રેજીમાં આ નાટકનું ભાષાંતર કર્યું અને બંગાળી લેખકને કેદ કરવામાં આવ્યો. લોર્ડ કેનીંગે રૈયતની ધા સુણી, તેઓનાં કેટલાંક દુઃખો ટાળ્યાં.

૧૮૬૧ ના નવેમ્બર માસમાં લેડી કેનીંગ મરણ પામ્યાં અને ૧૮૬૯ ના માર્ચમાં કેનીંગે હિંદુસ્તાન છોડ્યા બાદ ટુંક સમયમાં તે પણ મરણ પામ્યો. હિંદુસ્તાનના કોઈપણ ગવર્નર–જનરલને બળવા જેવા ત્રાસદાયક બનાવના ભય સામે થવું પડયું નથી. તેના વખતમાં હિંદુસ્તાનની ભયજનક

પરિસ્થિતિને પરિણામે, કેનીંગને બીલ્કુલ આરામ ન મળ્યો. રાતદિવસ તેને સતત કામ કરવું પડતું અને ઘણી વખત અતિ પરિશ્રમને લઈ કેનીંગ ખુરશીમાં નિદ્રાવશ થઇ જતો.

74. Describe the administration of Lord Elgin. ( 1862–63 )

બીજો વાઇસિરાય લોર્ડ એલ્જીન ૧૮૬૨ ના માર્ચમાં હિંદુસ્તાન આવી પહોંચ્યો પરંતુ તેજ વર્ષમાં તે તરતજ મરણ પામ્યો. તેના સમયનો માત્ર એકજ મુખ્ય બનાવ હતો. પહેલાંના વખતમાં રણજીતસિંહ સામે ધર્મ–યુદ્ધ આરંભવાની ઉશ્કેરણી કરનાર તથા બળવા દરમ્યાન, અંધાધુંધીનો લાભ લઇ, બ્રિટીશ હદ્દ ઉપર વારંવાર ધાડ પાડનાર મુસલમાન કોમની એક વહાબી નામની ધર્માંધ જાતિ હતી. આ લોકોએ સીતનામાં થાણું નાખ્યું હતું. તે સ્થળેથી તેઓને હાંકી કાઢવા, ૧૮૬૩ માં અંગ્રેજ સૈન્યની બે ટુકડીઓ રવાના કરવામાં આવી. બે પૈકીની એકને અંબાલા ખીણમાંથી પસાર થતી વખતે, વહાબી તથા તેઓએ અંગ્રેજી રાજ્ય વિરૂદ્ધ ઉશ્કેરેલી ઘણી જાતિઓનાં એકત્ર સૈન્ય સામે બચાવ કરવો પડ્યો, પરંતુ મુખ્ય સેનાપતિ સર હ્યુ રોઝના સતત પ્રયાસને પરિણામે સર્વ વિરોધી જાતિઓ શરણ આવી અને વહાબીઓને તેના મુખ્ય મથક સીતનામાંથી દુર કરવામાં આવ્યા.

75. Give the main events of the Viceroyalty of Sir John Lawrence.

**૧. પરદેશના બનાવો:**—સર જૉન લોરેન્સના વહીવટનો પ્રથમ બનાવ ૧૮૬૪નો **ભુતાન વિગ્રહ** હતો. આસામમાં આવેલી બ્રિટિશ હદમાં ભુતાની લોકો લુંટફાટ ચલાવતા. બંગાળા સરકારે ભુતાનના રાજા પાસે એક એલચી મોકલ્યો. ભુતાનમાં એલચીનું અપમાન થયું અને અંગ્રેજી તાબાનું દુઆર ભુતાનને આપી દેવા અને તે સંબંધમાં કરાર કરવા અંગ્રેજ એલચીને ફરજ પાડવામાં આવી. ભુતાનથી એલચી પાછો ફર્યો કે તરતજ લડાઈ જાહેર થઈ, પરંતુ ભુતાનીઓએ તરતજ સંધિ કહેણ મોકલ્યું. ભુતાનીઓએ દુઆર ઉપરનો હક્ક છોડી દીધો અને બદલામાં અંગ્રેજોએ તેઓને અર્ધ લાખ રૂપીઆ આપવા કબુલ કર્યું.

१८६८ માં એબીસીનીયાના રાજા થીઓડોરે ૬૦ અંગ્રેજોને કેદ કર્યા હતા. તેનો છુટકારો કરવા **એબીસીનીયા** તરફ એક સૈન્ય મોકલવામાં આવ્યું. આ સૈન્ય તેના હેતુમાં સફળ થયું અને એબીસીનીયાના રાજાએ આપઘાત કર્યો. આ સૈન્યનો ખર્ચ હિંદુસ્તાનની સરકારને પૂરો પાડવો પડ્યો. આ ખર્ચ ઈંગ્લાંડે હિંદુસ્તાનને પાછો આપવો એવી માગણી લોરેન્સે કરી પણ નિષ્ફળ ગઈ.

**અફ્ગાનીસ્તાનમાં** પણ વાતાવરણ ઘણું અશાંતિમય હતું. ૧૮૬૨ માં દોસ્ત મહમદ મરણ પામ્યો અને તેનો માનીતો પુત્ર શેરઅલી તેના પછી ગાદીએ આવ્યો. પરંતુ તેનો મોટો ભાઈ અફ્ઝલખાન પ્રચંડ પ્રતિસ્પર્ધી હતો. દરેક જણુ, પોતાને બ્રિટિશ સરકાર અમીર તરીકે સ્વીકારે એમ ઇચ્છતો હતો. આ બાબતમાં લૉર્ડ લોરેન્સ તટસ્થ રહ્યો અને કોઇને મદદ ન કરી, પરંતુ જેના કબજામાં કાબુલ તથા હેરાત હોય તેને અમીર તરીકે સ્વીકારવામાં આવ્યો.

૨. **હિંદુસ્તાનના રાજ્યતંત્રની બાબતો:**—દેશ-પરદેશની લડાઇઓને અંગે, હિંદુસ્તાનની સરકાર ઘણા બહોળા ખર્ચમાં ઉતરી ગઇ હતી. સરકારે ફરીવાર **આવક-વેરો** લેવા વિચાર કર્યો. આ વેરા સામે અંગ્રેજી અમલદારોએ વિરોધ કરી, તમામ કર-વેરા માત્ર દેશીઓ પાસેથી લેવા જોઇએ એવો આગ્રહ કર્યો. આ વિરોધ તરફ લૉરેન્સે બીલકુલ લક્ષ ન આપ્યું અને તમામ રૈયત ઉપર આવક-વેરો નાખવામાં આવ્યો.

૧૮૬૫ માં, **ઓરીસામાં** સખ્ત **દુષ્કાળ** પડ્યો અને ત્યાંની રૈયતનો ઘણો મોટો ભાગ ભુખમરાને લઈ નષ્ટ થયો. શરૂઆતમાં સરકારે આ બાબતમાં દુર્લક્ષ દેખાડ્યું અને જ્યારે ભુખમરો એકદમ વધી ગયો અને વસ્તુસ્થિતિ ભયંકર થઇ ગઈ, ત્યારે સરકારે ભુખમરો ટાળવા તથા રૈયતને રાહત આપવા અઢળક ધન ખર્ચવા માંડ્યું. આ બનાવથી સરકારને અનુભવ મળ્યો અને દુષ્કાળના વખતમાં ભુખમરાથી થતાં મૃત્યુ અટકાવવા તથા રૈયતને મદદ કરવાની તમામ અમલદારોની ફરજ છે એમ એક સિદ્ધાન્ત તરીકે લોરેન્સે જાહેર કર્યું. ખેતી ઉદ્યોગ સુધારવા તથા દુષ્કાળના વખતમાં હિંદુસ્તાનના તમામ તાત્કાલિક ખરખબર ફેલાવવા પગલાંઓ લેવાણાં.

લોકોના હિત-કાર્યો કરીને તથા તેઓના લાભ તરફ ધ્યાન આપવાથી, સર જોન લોરેન્સે હિંદુસ્તાનમાં એક લોકપ્રિય વાઇસરોય તરીકે નામના મેળવી.

76. Give an account of the administration of Lord Mayo. ( 1869-72 ).

**( ૧ ) પરદેશના બનાવો:**—લોર્ડ મેયોના સમયમાં અંબાલા દરબાર મુખ્ય બનાવ હતો. અફગાન રાજા શેરઅલી તથા લોર્ડ મેયોના સંમેલન વખતે આ દરબાર ભરાણો હતો. અંગ્રેજ સરકારે કાબુલ ખાતે એક અંગ્રેજ એલચી સ્વીકારવા અફગાનીસ્તાનની સરકારને વારંવાર આગ્રહ કર્યો હતો પરંતુ અફગાનીસ્તાનના રાજાએ તેના રાજ્યમાં કોઈ પણ અંગ્રેજ આમલદારને દાખલ કરવા નાખુશી દર્શાવી હતી, પરંતુ અંગ્રેજ સરકાર સાથે મૈત્રી બાંધી લડાઇના સમયમાં તેની સહાય લેવાનો તેનો ઇરાદો હતો. આ બાબતનો નિર્ણય કરવા, લોર્ડ મેયો તથા શેરઅલી અંબાલાના ભવ્ય દરબારમાં મળ્યા. શેરઅલી સાથે દરેક વખતે તેના રક્ષણાર્થે સહાય આપવાના કરાર કરવા લોર્ડ મેયો સંમત ન થયો પરંતુ એક બીજાની મૈત્રી મેળવવા બદલ મેયોએ અમીરને અમુક રકમ આપી અને લડાઇના વખતમાં શસ્ત્ર-સાધનો પૂરાં પાડવા તથા અફગાનીસ્તાનમાં કોઇપણ અંગ્રેજ અમલદાર ન મોકલવા તેણે વચન આપ્યું. હિંદુસ્તાન સરકાર અફગાનીસ્તાન સાથે મૈત્રી બાંધવા ઘણી આતુર હતી, કારણ કે રૂશીયાની આંખમાં હિંદુસ્તાન ઉપરનું બ્રિટિશ આધિપત્ય ખુંચતું હતું, અને રૂશીયા સાથે અફગાનીસ્તાનનો અમીર ભળી જાય એવો ભય હિંદુસ્તાન સરકારને લાગતો હતો.

**દેશી રાજ્યોપ્રતિ હિંદુસ્તાન સરકારની રાજ્યનીતિમાં** મેયોએ થોડો ફેરફાર કર્યો. ( ૧ ) મેયોએ જાહેર કર્યું કે ઘોર અરાજકતા તથા અંધાધુંધીના પ્રચાર છતાં પણ દેશી રાજ્યોને બ્રિટીશ હદ સાથે જોડવામાં નહિ આવે. ( ૨ ) કોઈપણ દેશી રાજ્યમાં અંધાધુંધી ચાલશે તો તેનો વહીવટ ચલાવવા એક બ્રિટીશ રેસીડન્ટની નિમણુક કરવામાં આવશે. ( ૩ ) દેશી રાજ્યો સુવ્યવસ્થિત હોય, તો તેના રાજ્ય વહીવટમાં કોઈ પણ પ્રકારની નડતર કરવામાં આવશે નહિ, એટલુંજ નહિ પણ સરકાર તર-

કૃથી તેવાં રાજ્યોને ઉત્તેજન આપવામાં આવશે. મેયોના વહીવટમાં, અલવરનો રાજા, સરકારની ચેતવણી છતાં, તેના રાજ્યમાં સત્તાનો દુરૂપયોગ કરી રહ્યો હતો. બ્રિટીશ અમલદારના પ્રમુખપદ નીચે ઠાકોરોનું એક મંડળ અલવર રાજ્ય ઉપર દેખરેખ રાખવા નિમવામાં આવ્યું. ભોપાળની બેગમ તેનો રાજ્યવહીવટ ડહાપણથી અને ન્યાયથી ચલાવતી. મેયોએ તેની કદર કરી તેને ઘણું માન આપ્યું.

**હિંદુસ્તાનના રાજ્યતંત્રના બનાવો:**—રેલ્વે તથા લોકહિતના કાર્યોનાં ખાતાઓમાં મેયોએ ઘણી **કરકસર** તથા વ્યવસ્થા દાખલ કર્યા. સૈન્યના ખર્ચમાં પણ ઘટાડો કરવા તેણે પ્રયાસ કર્યો પણ તે સંબંધની તેની દરખાસ્તો ઉપર ધ્યાન અપાયું નહિ.

જેલ તથા જેલ ખાતાની વ્યવસ્થા તથા સુધારણામાં મેયો રસપૂર્વક ભાગ લેતો. મેયોએ એક મુસાફરી અંદામાનના ટાપુ (કાળા પાણીની સજાનું સ્થાન) તરફ કરી અને ત્યાંની વ્યવસ્થા વગેરેની તપાસ કર્યા બાદ, પાછા ફરતાં, બ્રિટિશ અમલદારનું ખુન કરવાના સોગન લીધેલ એક મરણીયા કેદીએ તેનું ખુન કર્યું.

77. Give a short account of the administration of Lord North-brook. ( 1872-76 ).

નૉર્થબ્રુકના વહીવટના મુખ્ય બનાવો **અફગાનીસ્તાન** સાથેના રાજકીય પ્રશ્નોના ઉકેલ તથા સંધી–કરાર પરત્વે હતા. અફગાનીસ્તાનના સબંધમાં નૉર્થબ્રુકે તટસ્થ રાજ્યનીતિ ચાલુ રાખી અને તેની સાથે કોઈપણ પ્રકારની સંધિમાં ઉતરવા નાખુશી દર્શાવી, પરંતુ ઈંગ્લાંડની કૉનસરવેટીવ પાર્ટીએ (સંરક્ષક સુધારકોએ) અફગાનીસ્તાનમાં બ્રિટિશ સત્તા જમાવવા તથા કાબુલ, કંદહાર અને હેરાત ખાતે બ્રિટિશ અમલદારોની નિમણુક કરવા નૉર્થબ્રુક ઉપર દબાણ કર્યું. આ રાજ્યનીતિથી વાઈસરોય તથા તેની મદદનીશ મંડળી વિરૂદ્ધ હતા અને આ પ્રશ્ન ઉપર નૉર્થબ્રુક તથા સેક્રેટરી ઑફ સ્ટેટ વચ્ચે મતભેદ પડતાં નૉર્થબ્રુકને રાજીનામું આપવા ફરજ પડી.

**૧૮૭૦ માં મલ્હારરાવ ગાયકવાડે** વડોદરામાં ગેરવ્યવસ્થિત રીતે રાજ્ય કરવું શરૂ કર્યું. વડોદરાના રેસીડન્ટે આ બીના સરકારને જાહેર

કરી અને તેની તપાસ શરૂ થઈ, વડોદરાનું રાજ્યતંત્ર ગેરવ્યવસ્થિત તથા અંધાધુંધીવાળું તપાસને પરિણામે માલુમ પડ્યું અને તે સબંધી ગાયકવાડને ચેતવણી આપવામાં આવી. ત્યારબાદ રેસીડન્ટને ઝેર આપી મારી નાખવાની શંકા ગાયકવાડ ઉપર સરકારને આવી. ત્રણ અંગ્રેજો તથા ત્રણ હિંદીઓનું એક તપાસ-મંડળ નિમવામાં આવ્યું અને ગાયકવાડ ઉપર ખુનના તહોમત ઉપર કામ ચાલ્યું. ગાયકવાડને અંગ્રેજોએ ગુન્હેગાર તથા હિંદીઓએ બીન ગુન્હેગાર ઠરાવ્યા. ખુનનું તહોમત પૂરવાર ન થઈ શક્યું પરંતુ મલ્હારરાવને પદભ્રષ્ટ કરી, તેની જગ્યાએ અત્યારના સુપ્રસિદ્ધ નામદાર સયાજીરાવ ગાયકવાડને બેસાડવામાં આવ્યા.

૨. ૧૮૭૩-૭૪ ની સાલમાં બિહારમાં ભયંકર દુષ્કાળ ફાટી નિકળ્યો. દુષ્કાળના નિવારણ અર્થે સરકારની વખતસર ગોઠવણને લઈ, મૃત્યુના પંજામાંથી ઘણા જાનો બચ્યા.

૧૮૭૫-૭૬ માં ઈંગ્લાંડના પાટવી કુંવરે (પાછળથી સાતમા એડવર્ડ) હિંદુસ્તાનની મુલાકાત લીધી. પાટવી કુંવરને હિંદુસ્તાનમાં ઘણું માન મળ્યું.

૧૮૭૬ માં બ્રિટિશ રાજ્ય નીચેના હિંદુસ્તાનનો પ્રથમ ઇતિહાસ સમાપ્ત થાય છે. શીખ વિગ્રહો તથા બળવા પછી હિંદુસ્તાનમાં શાંતિ જરૂરની હતી અને આ કાળ તે શાંતિ-વ્યવસ્થાનો છે. આ કાળમાં બ્રિટિશ સરકારે દેશના રિવાજો, દેશી રાજાઓના હક્કો તથા જમીનદારો અને ભાડવાતોના હક્કો તરફ લક્ષ આપી તેને યોગ્ય સ્થાન આપ્યું. હિંદુસ્તાનની નિર્ધનતાને લઇ, આ વખતમાં સુધારાઓની ગતિ પણ બહુ ધીમી તથા સાવચેતી ભરેલી હતી. પરદેશ પરત્વેની રાજ્યનીતિમાં પણ હિંદુસ્તાન સરકારે ગુંચવણામાંથી દૂર રહેવા પ્રયાસ કરેલો.

હિંદુસ્તાનના રાજ્યતંત્રની લગામ લોર્ડ લીટનના હાથમાં આવવાથી, બ્રિટિશ સામ્રાજ્ય નીચેના હિંદુસ્તાનનો બીજો કાળ શરૂ થાય છે. આ કાળ ૧૯૦૮ માં સમાપ્ત થાય છે. આ કાળમાં, બારીક રીતે જોતાં, માલુમ પડશે કે હિંદુસ્તાન સરકારે પરદેશ પરત્વેની સાવચેતી ભરેલી તથા નરમ રાજ્યનીતિ છોડી, હિંમતથી દૂર અંદેશી સુધારાઓ દાખલ કર્યા છે. તથા વિકાસ, નિયમન અને સરસતા આણવા દરેક પ્રકારના યત્ન થયા છે.

78. Describe the administration of Lord Lytton (1875-80).

**દેશમાંની બાબતોઃ**—રાણી વિકટોરીયાએ હિંદુસ્તાનની સમ્રાજ્ઞીનો ઇલ્કાબ ધારણ કર્યો અને આ ઇલ્કાબ જાહેર કરવા દિલ્હીમાં ભવ્ય **દરબાર** ભરાણો.

મદ્રાસ ઇલાકામાં **દુષ્કાળ** ફાટી નિકળ્યો અને તેના નિવારણ અર્થે ઉડાઉપણે મોટી રકમો ખર્ચવામાં આવી. બ્રિટિશ હદની અંદરજ માત્ર પાંચ લાખ માણસો દુષ્કાળનો ભોગ થઈ પડ્યા.

૧૮૭૭ ના રૂસો–ટરકીશ વિગ્રહ દરમ્યાન હિંદુસ્તાનમાં જાહેર ખબરપત્રો ઘણી સખ્ત ભાષામાં લેખો લખવાં લાગ્યાં. પરિણામે **વર્નાક્યુલર પ્રેસ એકટ** નામનો કાયદો પસાર થયો. આ કાયદાની રૂએ, જાહેર ખબરપત્રના તંત્રીઓને સારી ચાલચલગતના જામીન આપવા પડ્યા. આ કાયદાને લઈ, લીટનનું રાજ્યતંત્ર લોકોમાં ઘણું અપ્રિય થઈ પડયું.

**પરદેશના બનાવોઃ**—લોર્ડ લીટનના વહીવટનો મુખ્ય બનાવ **બીજો અફગાન વિગ્રહ** હતો. અફગાનીસ્તાન તરફ નીડર રાજ્યનીતિનો અમલ કરવા લીટનને સૂચના મળી હતી. હિંદુસ્તાનમાં આવ્યા પછીતરતજ લીટને કાબુલ ખાતે એક અંગ્રેજ એલચી ચર્ચા કરવા માટે મોકલવામાં આવશે એમ અમીરને લખી મોકલ્યું. અફગાનીસ્તાનની હદમાં બ્રિટિશ અમલદારને દાખલ થવા રજા નહિં મળે એવા પ્રકારનો પ્રત્યુત્તર અમીરે આપ્યો અને રાજકીય બાબતની ચર્ચા માટે કાબુલ ખાતે નિમાયેલા દેશી અમલદાર મારફતે વ્યવહાર ચલાવવો એમ અમીરે લખી જણાવ્યું. લીટને વિરોધી વલણ લીધું પરંતુ કાબુલ તથા હેરાત ખાતે બ્રિટિશ અમલદાર નિમવાની યોજનામાં અમીર સંમત ન થયો. તેઓના પત્ર–વ્યવહારમાં લીટને અમીર વિરૂદ્ધ સખ્ત ભાષા વાપરવી શરૂ કરી અને પરિણામે અફગાનીસ્તાનનો અમીર રશીયા સાથે મત્રી બાંધવા વધારે અને વધારે દોરવાયો. અંતે લીટને સર નેવિલ ચેમ્બરલેનને અફગાનીસ્તાન મોકલ્યો પરંતુ રસ્તામાં ચેમ્બરલેન તથા તેના મંડળને અફગાન સેનાપતિએ ઠેરઠેર હેરાન કર્યા. લીટને આ વર્તણુકનો ખુલાસો માગ્યો પરંતુ અમીર તરફથી સંતોષકારક જવાબ ન મળતાં લડાઈ જાહેર થઇ. આ વિગ્રહની શરૂઆતમાં અંગ્રેજ

વિજયી નિવડ્યા. ભિન્ન ભિન્ન માર્ગે અફગાનીસ્તાન તરફ સૈન્ય મોકલવામાં આવ્યું હતું. સર્વ સૈન્યો કાબુલ નજીક એકત્ર થઇ ગયાં અને **પીવર કોટલ** નજીક અમીરે સજ્જડ હાર ખાધી. અફગાન અમીર શેરઅલી નાશી ગયો અને તેના પુત્ર યાકુબખાને ૧૮૭૯ ના મે માસમાં ગંડમૂકમાં અંગ્રેજો સાથે સંધિ કરી. કાબુલ ખાતે અંગ્રેજ એલચી સ્વીકારવા યાકુબ-ખાને કબુલ કર્યું અને તે ઉપરાંત અફગાનીસ્તાનનો અમુક ભાગ અંગ્રેજોને સોંપ્યો. પરંતુ આ સંધિ થયા પછી થોડા વખતમાં, અફગાન સૈન્ય બ્રિટિશ વિરૂદ્ધ થયું અને કાબુલના અંગ્રેજ એલચી તથા ત્યાં વસતા તમામ અંગ્રેજોની કત્લ કરી. લોર્ડ રોબર્ટસની સરદારી નીચે હિંદુસ્તાનથી સત્વર એક સૈન્ય અફગાનીસ્તાન તરફ રવાના કરવામાં આવ્યું. **ચરાસીયા**માં અફગાનોએ સખ્ત હાર ખાધી અને ૧૮૭૯ માં લોર્ડ રોબર્ટસ કાબુલમાં પેઠો, પરંતુ અફગાનીસ્તાનના પહાડોમાં વસતી જાતિઓ અંગ્રેજ વિરૂદ્ધ થઈ, રોબર્ટસને કાબુલ છોડાવ્યું. એક પખવાડીયા સુધી લોર્ડ રોબર્ટસને શેરપુરમાં ભરાઇ રહેવું પડયુ ત્યાર બાદ હિંદુસ્તાનથી એક સૈન્ય કુમકે આવી પહોંચ્યું અને રોબાર્ટસે કાબુલ પુનઃ સર કર્યું. વિગ્રહની આ સ્થિતિએ, ઈંગ્લાંડના રાજ્યતંત્રમાં ફેરફાર થયા. ગ્લેડસ્ટનના નેતૃત્વ નીચે લીબરલ (સુધારક) પક્ષ સત્તામાં આવ્યો. લોર્ડ લીટને રાજીનામું આપ્યું અને તેની જગ્યાએ લોર્ડ રીપનની વાઇસરોય તરીકે નિમણુક થઈ.

79. Describe the administration of Lord Ripon (1880-84).

**૧. અફગાન વિગ્રહની સમાપ્તિઃ**—અફઝુલખાનના પુત્ર અબ્દુર રહેમાનને કાબુલના અમીર તરીકે સ્વીકારી, અંગ્રેજો અફગાનીસ્તાન છોડવા તૈયાર થયા. અંગ્રેજો કાબુલ છોડવાની તૈયારીમાં હતા તે વખતે શેરઅલીના પુત્ર અયુબખાને મયવાનમાં જનરલ બરોઝની ઝની સરદારી નીચેના અંગ્રેજ સૈન્યનો પરાજય કર્યાના તથા તેણે કંદહારમાં ઘેરો ઘાલ્યાના સમાચાર કાબુલ આવ્યા. લોર્ડ રોબર્ટસે કંદહાર તરફ સત્વર કુચ કરી ૨૩ દિવસની અંદર ૩૧૮ માઇલનો પ્રદેશ સર કર્યો અને અયુબખાનને મઝરામાં હરાવ્યો. ત્યારબાદ, અબ્દુર રહેમાનને સમસ્ત અફગાનીસ્તાનના અમીર તરીકે જાહેર કરવામાં આવ્યો.

૨. આંતરિક રાજ્યતંત્ર–વહીવટ:—

( અ ) લોકલ સેલ્ફ–ગર્વમેન્ટ ( મ્યુનિસિપાલીટી ) ની યોજનાથી લોર્ડ રીપનનું નામ ઇતિહાસમાં પ્રસિદ્ધ થયું છે. આ યોજનાનો આશય શહેર વહીવટ સુધારવાનો તથા લોકોને સ્વરાજ્ય માટે તૈયાર કરવાનો હતો.

( બ ) લોર્ડ ડલહાઉસીએ મૈસુરના હિંદુ–રાજા પાસેથી તેનું રાજ્ય છીનવી લીધું હતું. રીપનના વખતમાં મૈસુરનું રાજ્ય તે હિંદુરાજાના દત્તકપુત્રને પુનઃ સોંપવામાં આવ્યું.

( ક ) લોર્ડ રીપને વર્નાકયુલર પ્રેસએકટ રદ કર્યો અને કેળવણી બાબતમાં તપાસ કરવા એક મંડળ નિમ્યું. આ મંડળે શાળાઓને નાણાંની મદદ કરવા સરકારને ભલામણ કરી.

( ડ ) મીઠાં ઉપર લેવાતા કરમાં ઘટાડો કરવામાં આવ્યો અને ઇંગ્લાંડથી હિંદુસ્તાનમાં આવતા સુતરાઉ માલ ઉપર લેવાની જકાત બંધ થઇ.

( ઈ ) રીપનના વહીવટના આખર કાળમાં, રીપને એક સુધારો દાખલ કરવા પ્રયાસ કર્યો, અને પરિણામે હિંદુસ્તાનમાં વસતા અંગ્રેજોએ તેના વિરૂદ્ધ પ્રચંડ તોફાન મચાવ્યું. રીપનના વખત સુધી, હિંદુસ્તાનમાં વસતી અંગ્રેજ કોમના ગુન્હાઓ માટે, તેના ઉપર અંગ્રેજ મેજીસ્ટ્રેટ તથા અંગ્રેજ ન્યાયાધીશ કામ ચલાવતા. આ બાબતમાં, હિંદીઓ તથા અંગ્રેજો વચ્ચે સમાનતા જાળવવા ૧૮૮૩ માં ઇલ્બર્ટ બીલ પસાર થયું. અંગ્રેજ ગુન્હેગારો ઉપર કામ ચલાવવા હિંદી ન્યાયાધીશોને સત્તા આપવા દરખાસ્ત થઇ. પરંતુ અંગ્રેજ–પક્ષના મક્કમ વિરોધને પરિણામે ઇલ્બર્ટ બીલ ઉડી ગયું.

લોર્ડ રીપને ૧૮૮૪ માં રાજીનામું આપ્યું. હિંદીઓ તરફ બતાવેલી મમતા તથા તેઓના અભ્યુદયમાં આપેલ ફાળા માટે, લોર્ડ રીપને હિંદીઓનાં સ્નેહ તથા માન સંપાદન કર્યાં. લોર્ડ રીપનની સીમલાથી મુંબઇ પ્રતિ મુસાફરી વખતે લોકોએ તેની સેવાની કદરનું પ્રેમથી સૂચના કર્યું હતું.

80. Describe the administration of Lord Dufferin.

૧. લોર્ડ ડફરીનના વખતમાં **ત્રીજો બર્મીસ વિગ્રહ** શરૂ થયો. બર્માનો રાજા થીબો રંગુનના બ્રિટિશ વ્યાપારીઓનું રક્ષણ કરી ન શક્યો અને વ્યાપારીઓએ બર્મા હાથ કરવા હિંદુસ્તાનની સરકાર ઉપર દબાણ કર્યું. થીબોએ, ભય લાગવાથી, ફ્રેંચ સાથે મૈત્રી બાંધી. રંગુનના એક બ્રિટિશ વ્યાપારીને અન્યાય થયો હતો તે સંબંધમાં વાઇસરોયે બર્માના રાજા પાસે ખુલાસો માગ્યો પરંતુ તેના તરફથી સંતોષકારક જવાબ ન મળતાં, લડાઈ જાહેર થઈ. કોઇપણ જાતની અડચણ વગર, અંગ્રેજ સૈન્યે માંડલેમાં પ્રવેશ કર્યો, અને અપર બર્માને બ્રિટિશ હદ સાથે જોડી દીધું, અને થીબોને રત્નગિરિમાં મોકલી આપવામાં આવ્યો,

૨. રશીયા તથા અફગાનીસ્તાન વચ્ચે તેઓની હદ સંબંધમાં તકરાર થઈ હતી રૂશીયનોએ બળ દાખવી અફગાનોને પંજદેહમાં હરાવ્યા. આ બનાવથી હિંદુસ્તાનમાં ખળભળાટ થઇ રહ્યો અને મોટા પાયા ઉપર લડાઇની તૈયારી થવા લાગી. બ્રિટિશ લોકોની સંગીન તૈયારી જોઇ રશીયનોએ કનડગત છોડી દીધી અને હદ સંબંધી તકરાર પતાવવા એક મંડળ નિમવા તેઓ કબુલ થયા. અંતે પંજદેહ રશીયાને સોંપવામાં આવ્યું.

આ વહીવટનો મુખ્ય બનાવ ૧૮૮૫ માં સમસ્ત હિંદી રાષ્ટ્રીય મહાસભાની ( ઇન્ડિઅન નૅશનલ કૉન્ગ્રેસ ) સ્થાપનાનો હતો. અફગાન વિગ્રહ તથા વર્નાક્યુલર પ્રેસ એક્ટના વખતથીજ, લોકમત કેળવી, પ્રજાનાં દુઃખનું સરકાર પાસે નિવેદન કરવાની જરૂર હિંદીઓને જણાઇ હતી. આ હેતુથી, થોડા હિંદીઓ તથા મી. એ. ઓ હ્યુમ નામના નિવૃત થયેલા એક સરકારી અમલદારે ભેગા મળી, રાષ્ટ્ર સભાનું બંધારણ રચ્યું. આ સભાની પ્રથમ બેઠક મુંબઈમાં રાખવામાં આવી હતી અને ડફરીનના વખતમાં બીજી બે બેઠકો થઈ. આ સભા તરફ પ્રથમતો ડફરીને સહાનુભૂતિ દર્શાવી પરંતુ પાછળથી તે વિરોધી બન્યો.

**81. Give a sketch of the administration of Lord Landsdowne. ( 1888-94 ).**

૧. **મણિપુરમાં બળવો:**—મણિપુરમાં ગાદી માટે તકરાર ઉઠી હતી અને બ્રિટિશ સરકારે માણુપુરની ગાદી ઉપર પોતાના માણસને

બેસાડવા દરખાસ્ત કરી, પરંતુ મણિપુર રાજ્યના મુખ્ય સેનાપતિએ બીજા એક પ્રતિસ્પર્ધીનો પક્ષ લીધો હતો અને પરિણામે મણિપુર તથા બ્રિટિશ સૈન્યનું ઘર્ષણ થયું. આ બાબતનો નિર્ણય કરવા આસામના કમીશનરને નિમવા મણિપુરવાસીઓ કબુલ થયા, પરંતુ સંમેલન વખતે આસામના કમીશનરનું દગાથી ખુન કરવામાં આવ્યું. અંગ્રેજોએ સૈન્ય મોકલી તેના માણસને મણિપુરની ગાદી સોંપી.

૨. સરહદ ઉપર આવેલા પ્રાંતોમાં પણ વાતાવરણ અસ્થિર અને અશાંતિમય હતું.

૩. ૧૮૯૨ ના પાર્લામેન્ટરી કાયદાની રૂએ હિંદુસ્તાનની ધારા સભામાં સુધારા દાખલ કરવામાં આવ્યા અને પહેલી વાર ચુંટણી નિયમ દાખલ કરી, જાહેર તથા સરકારી ખર્ચ અને તેવા અન્ય પ્રશ્નો ઉપર સરકારને સવાલ પુછવા ધારાસભાને છુટ મળી.

૪. રાષ્ટ્રીય મહાસભાની, ચોથી, પાંચમી, અને છઠી બેઠકો અનુક્રમે અલ્હાબાદ, મુંબઈ તથા કલકત્તામાં મળી. મુંબઈની બેઠકમાં પાર્લમેન્ટના સભ્ય વિખ્યાત ચાર્લ્સ બ્રેડલૉએ સારો ભાગ લીધો.

82. Give the main events during the Viceroyalty of Lord Elgin II ( 1894-99 ).

**૧. ચિત્રાળ તથા તીરાહ તરફ સૈન્યો રવાના કરવામાં આવ્યાં** ચિત્રાળ તથા તેની આસપાસના પ્રદેશમાં અશાંતિ પ્રવર્તી રહી હતી. આ રાજ્ય બ્રિટિશ હકુમત નીચે હતું અને હિંદુસ્તાન સરકાર તરફથી તેને સહાય મળતી. ૧૮૯૨ માં ગાદી માટે બે પ્રતિસ્પર્ધી વચ્ચે તકરાર ઉઠી. ચિત્રાળ ખાતે નિમાયેલો અંગ્રેજ અમલદાર ભયમાં આવી પડ્યો હતો. હિંદુસ્તાન સરકારે એક સૈન્ય રવાના કરી ચિત્રાળ સર કર્યું. આ પગલાંને પરિણામે, સરહદ ઉપરની તમામ જાતિઓમાં અંગ્રેજી રાજ્ય માટે શંકા તથા અવિશ્વાસ પેદા થયાં. ૧૮૯૭ માં સ્વાટ જાતિએ અંગ્રેજી સૈન્ય ઉપર હુમલો કર્યો, અને ત્યાર બાદ બ્રિટિશ લોકો વિરૂદ્ધ ત્યાંની સર્વે જાતિઓ

ખળભળી ઉઠી. અંગ્રેજોને આ બળવો શાંત કરવા ૬૦,૦૦૦ માણસોની સહાય લેવી પડી.

૨. ૧૮૯૮ **મુંબઇમાં** સખ્ત **પ્લેગ** ફાટી નિકળ્યો. આ જીવલેણ રોગનો ફેલાવ અટકાવવા મુંબઈ સરકારે તાત્કાલિક પગલાંઓ લીધાં પરંતુ આ પગલાંઓ એટલાં બધાં અગવડ ભરેલાં હતાં કે લોકો કંટાળી મૃત્યુ ઇચ્છતા. મુંબઈ તથા પુનામાં રમખાણો થયાં અને કેટલાક અંગ્રેજોના જાન પણ ગયા.

આ વહીવટની અંદર દેશની અંદર ભયંકર દુષ્કાળ પણ આવી પડ્યો હતો.



# ઉપસંહાર.

## ( અ ) શિખોનો ઇતિહાસ.

1. Describe the rise and fall of the Sikh power.

**શિખોનો પ્રાથમિક ઇતિહાસઃ**—૧૪૬૯ માં એક મહાન ધર્મ-બોધક ગુરૂ, **ગુરૂ નાનકશાહ** જન્મ્યો હતો. તેના બચપણથી તે અતિશય ધાર્મિક હતો અને તેના માટે ઘણી ચમત્કારિક વાતો કહેવામાં આવતી હતી. ૧૪૯૦ માં તે એક નવીન ધર્મ માર્ગનો ઉપદેશ કરવા લાગ્યો. નવો ધર્મમાર્ગ ભક્તિ, સહિષ્ણુતા અને પ્રાણી માત્ર તરફ પ્રેમનો હતો. મુસલમાન લોકોને તેણે એવો ઉપદેશ કર્યો કે પ્રાણી માત્રને પોતાના સગાભાઈ માફક ગણવાં અને બીજાની ધાર્મિક લાગણીઓનું ખંડન કરવું નહિં. હિંદુઓને નાતજાતના મત મતાંતર છોડી દેવા માટે ઉપદેશ કર્યો. ઘણા ભાવિક લોકો તેની પાસે એકઠા થયા અને તેના શિખો અથવા **શિષ્યો** થયા. શિખ ધર્મ નામે તે નવા ધર્મમાર્ગનો ચોતરફ ફેલાવો થયો અને જ્યારે ૧૫૩૮ માં ગુરૂ નાનકશાહ મૃત્યુ પામ્યા ત્યારે તે એક મહાન ધર્મ તરીકે મનાવા લાગ્યો. તેની પાછળ તેનો શિષ્ય ગુરૂ અંગદ સાહીબ ધર્મબોધક થયો અને તેણે તે ધર્મનો વધારે પ્રચાર કર્યો. આથી કરીને મુસલમાન લોકો જે પોતાનાજ ધર્મ શિવાય બીજો ધર્મ માનતા નહિ તે શિખ લોકોની સામા થયા. જુલમની શરૂઆત થઈ ચુકી અને સીખ લોકોના પાંચમા ગુરૂ, ગુરૂ અરજન સાહીબ ઉપર કેર વર્તાવવામાં આવ્યો જે તેણે શાંતિથી સહન કર્યો. ત્યાર પછી શિખ લોકો ગુસ્સાતુર થઈ હથીયારોથી સજ્જ થયા. છઠ્ઠો ગુરૂ હરગોવિંદ જે પાંચમા ગુરૂનો પુત્ર હતો તેણે મુસલમાન લોકો ઉપર ત્રાસ વર્તાવે એવું વેર લીધું. મુસલમાન લોકોના જુલમનું જોર વધી ગયું અને શિખલોકો પોતાના ધર્મને માટે મરવા તૈયાર થયા. તેઓના ૯ મા ગુરૂનું ખુન કરવામાં આવ્યું હતું. અને તેનો પુત્ર ૧૦ મો ગુરૂ, ગુરૂ ગોવિંદસિંહ નાશી ગયો પણ કેટલાંક વર્ષો ધર્મ સંબંધી અભ્યાસ કર્યા પછી, હથીયારોથી સજ્જ

થયો. તેણે એક સંપથી કાંમ કરે તેવી એક શિખ લોકોની લશ્કરી ટુકડી બનાવી. તે ટુકડીને તેના દૃષ્ટાંતથી અને અતિશય ધાર્મિક લાગણીઓથી ભારે હિંમત આવી ગઈ. મુસલમાન લોકો અને શિખ લોકો વચ્ચે ભારે યુદ્ધ મચ્યું. ગુરૂના બન્ને પુત્રોને કેદ કરવામાં આવ્યા અને તેઓને મુસલમાન થવાની જાહેરાત દેવા માટે કહેવામાં આવ્યું. પણ તેઓએ તેમ કરવા ના કહી તેથી તેઓને ભીતમાં ચણી દેવા હુકમ કરવામાં આવ્યો. ભીત જેમ જેમ તેઓની આસપાસ ચણવામાં આવતી હતી તેમ તેમ તેઓને મુસલમાન થવા માટે વારંવાર કહેવામાં આવતું હતું. પણ તેઓએ મરણ પસંદ કર્યું અને તેઓને ભીતમાં ચણી દેવામાં આવ્યા. શિખ લોકોના ઇતિહાસમાં આવી સેંકડો ક્રિયાઓ અથવા બલિદાનો માંહેલું આ એકજ દૃષ્ટાંત છે. આથી કરીને શિખ લોકોને વધારે જુસ્સાદાર થવાને કારણ મળ્યું. ગુરૂ ગોવિંદસિંહના બીજા પુત્રોને મારી નાંખવામાં આવ્યા હતા. તે મરણ પામ્યો અને તેનું લશ્કરી કૃત્ય તે હવે પછવાડે આવનાર બંદાએ જારી રાખ્યું. શિખ લોકોના ગુરૂઓ બધા મરી ખુટયા અને તે લોકો પંજાબના કીલ્લાઓ તરફ નાશી ગયા. તેઓ જુદા જુદા થઈ ગયા અને રણજીતસિંહે તેઓને એક મહાન શિખ કોમમાં જોડ્યા ત્યાં સુધી જુદે જુદે સ્થળે નાના નાના આગેવાન તળે શિખ લોકો રહેતા હતા.

**રણજીતસિંહની કારકીર્દીઃ**—તે પંજાબના એક શિખ સરદારનો પુત્ર હતો અને તેના પિતાની પાછળ ૧૭૯૮ માં ગાદીએ આવ્યો. તે એક ઉત્સાહી અને ચતુર સેનાપતિ હતો અને એક ટુંક મુદતમાં તેણે આસપાસના સરદારો ઉપર પોતાનું સામ્રાજ્ય જમાવ્યું તેણે આખો પંજાબ પોતાને શરણે કરી લીધો. આથી કરી તે સતલજ નદીને પેલે પાર ગયો અને અંગ્રેજ લોકો સાથે યુદ્ધમાં ઉતર્યો. પણ બંને સત્તાઓ વચ્ચે સંધિ કરવામાં આવી અને ત્યાર પછી તે અંગ્રેજ લોકોના એક અંગત મિત્ર તરીકે રહ્યો. પણ તેણે પોતાનું રાજ્ય બીજી દિશાઓમાં વધારવાનું જારી રાખ્યું; અફઘાનો પાસેથી તેણે પેશાવર લઈ લીધું અને પોતાના શત્રુઓના તેના પર હુમલા ઉપર હુમલા થતા હતા તો પણ તે જાળવી રાખ્યું. તે બહાદુર હતો અને તેનામાં ઉંચામાં ઉંચી લશ્કરી બુદ્ધિ

હતી. તેણે શિખ પ્રજાને એક સંયુકત અને બળવાન પ્રજા બનાવી. પણ જેવો તે મરણ પામ્યો કે તુરત અવ્યવસ્થા શરૂ થઈ.

**અંગ્રેજો સાથે યુદ્ધઃ**—શિખ લોકો મહારાજા રણજીતસિંહ તળે સત્તાના શીખર ઉપર ચઢેલા હતા. તેણે ડહાપણથી પોતાના લડવૈયાઓને દાબમાં રાખેલા હતા અને અંગ્રેજ સાથે યુદ્ધમાં ઉતરવા દીધા નહિં હતા. તેના મરણ પછી દરેક સ્થળે અવ્યવસ્થા થવા લાગી અને શિખ સેના અંગ્રેજ લોકો સાથે લડવાને આતુર જણાઈ. આથી કરીને **પહેલો શિખ વિગ્રહ** જાગૃત થયો ( જુઓ પ્રશ્ન ૫૮. ) પરિણામે પંજાબનો એક ભાગ અંગ્રેજી મુલક સાથે જોડી દેવામાં આવ્યો. **બીજો શિખ વિગ્રહ** ૧૮૪૮ માં જાગ્રત થયો. ( જુઓ પ્રશ્ન ૬૧ ) અને આખા પંજાબને અંગ્રેજી મુલક કરી દેવામાં આવ્યો. શિખ પ્રજા રાજકર્તા તરીકે હસ્તી ધરાવતી બંધ પડી પણ હિંદુસ્તાનના ઇતિહાસમાં શિખ પ્રજાએ કાયમને માટે અગત્યનો ભાગ ભજવેલો છે. તેઓ હિંદી લશ્કરના એક ઉત્તમ ભાગીદાર થયા છે અને ગયા મહયુદ્ધમાં પણ તેઓએ યુરોપના રણક્ષેત્ર ઉપર રાજ્યને માટે અને હિંદુસ્થાનની ખ્યાતીને માટે બહાદુરીથી પોતાની જીંદગી અર્પણ કરેલી.

2. Describe the principal events of the struggle between the Sikhs and the English.

જુઓ પહેલો શિખ વિગ્રહ ( પ્રશ્ન ૫૮ ) અને બીજો શિખ વિગ્રહ ( પ્રશ્ન ૬૧ ).

3. Sketch the career of Maharaja Ranjitsingh.

જુઓ પ્રશ્ન ૧.

4. State where and between whom were the following battles fought with and what results:-Miani, Mudki, Ferozeshah, Sobraon, Chillianwalla, and Gujerat.

---

## ( બ ) માઇસોરનો ઇતિહાસ.

**1. Sketch the career of Haiderali.**

હઇદરઅલી ૧૭૦૨ માં જન્મ્યો હતો, તેની જીંદગી એક લુંટારા લડવૈયા તરીકે શરૂ થઈ હતી. પોતાની આસપાસ હિંમતવાન માણસો એકઠાં કરતો અને લુંટ કરી ગુજરાન ચલાવતો. માઇસોરમાં તે ઘણો બળવાન થયો અને માઇસોરના રાજાએ તેને પોતાની નોકરીમાં તેના લશ્કર સહિત રાખ્યો. તેણે ધીમે ધીમે બધી સત્તા પોતાના હાથમાં લીધી અને આખરે હીંદુ રાજાને પદભ્રષ્ટ કરી પોતે માઇસોરનો ધણી થયો. ( ૧૭૬૦ ). તેણે પોતાના સૈન્યને કવાયત શીખવી અને કેળવણી આપી અને તેના આસપાસના મુલકો તાબે કરવા લાગ્યો. આથી કરીને તેને નીઝામ, મરાઠા અને અંગ્રેજ સાથે યુદ્ધમાં ઉતરવું પડયું. ત્રણ સત્તાવાળાઓ તેને કચડી નાંખવા માટે એકત્ર થયા. ( જુઓ પહેલો માઇસોર વિગ્રહ પ્રશ્ન ૧૩ ). માઇસોર વિગ્રહ પછી અંગ્રેજો હઇદર સાથે સલાહ સંપથી વર્તતા અને કાંઈ પણ હુમલો થાય તો તેને મદદ કરવા માટે વચન આપ્યું હતું પણ ૧૭૭૦ માં મરાઠાએ તેના મુલકો તાબે કર્યા અને તેને ચેરકુલીમાં હરાવ્યો (૧૭૭૧). તેણે અંગ્રેજોને મદદ કરવા કહ્યું પણ તેઓએ ના પાડી. આથી કરીને હઇદરઅલીને ગુસ્સો ચડ્યો અને જ્યારે ફ્રેંચ અને અંગ્રેજો વચ્ચે ૧૭૭૮ માં લડાઈ જાગ્રત થઇ ત્યારે બીજા માઇસોર વિગ્રહની લડાઈ પછી તુરતજ ( ૧૭૮૨ જેમાં તેણે હાર ખાધી હતી ) હઇદરઅલી મરણ પામ્યો.

હઇદરઅલી એક નામાંકિત માણસ હતો. વાંચતાં તેને આવડતું નહિ અને કાંઈ કેળવણી લીધેલ નહિં હતી પણ તે હિંમતવાન અને લશ્કરી બુદ્ધિવાળો હતો. એક સાધારણ સ્થિતિવાળા માણસમાંથી એક રાજા થવાને તે શક્તિવાન થયો હતો.

**2. Give a brief account of Tipu Sultan.**

હઇદરઅલીનો પુત્ર ટીપુ ૧૭૮૨ માં માઇસોરની ગાદીએ આવ્યો. બીજી માઇસોર વિગ્રહનો હજુ અંત આવ્યો ન હતો અને તે તેણે પોતાની શકિતથી જારી રાખ્યો અને અંગ્રેજો પાસેથી અનુકૂળતા પડતી સુલેહ કરી શકયો. ( જુઓ, પ્રશ્ન ૨૧ ).

**ટીપુ:**—તેણે પોતાનો પાયો સજડ થયો જાણી હુમલાઓ કરવાની યુક્તિ કરી અને અંગ્રેજોના રક્ષણ તળેના ત્રાવણકોરને ઘેરો ઘાલ્યો. આથી કરીને અંગ્રેજો સાથે ત્રીજા માઇસોર વિગ્રહની જાગૃતિ થઈ. ( જુઓ પ્રશ્ન ૨૫ ). આ વિગ્રહમાં તેના અરધોઅરધ મુલકો ખોવાયા. તે પોતાની કીર્તિની પુનઃ સ્થાપના કરવા માટે અને પોતાના ગયેલા મુલકો પાછા મેળવવા માટે તત્પર થયો. આ હેતુથી તેણે નેપોલીઅન સાથે યુક્તિ ઘડી. આથી કરીને ચોથો માઇસોર વિગ્રહ જાગૃત થયો. (જુઓ પ્રશ્ન ૩૨).

**ટીપુ ઘણા બળવાળો હતો:**—તે એક વિદ્વાન અને લડાઇમાં ચતુર હતો. તેનામાં હિંમત ઘણી હતી અને એક સારો ઘોડેસ્વાર અને શિકારી હતો. તે મહેનતુ અને રીતભાતવાળો હતો અને પોતાની રૈયત તરફ માયાળુપણે વર્તતો. તે સ્વધર્માભિમાની હતો. અને જબરદસ્તીથી ઈસ્લામ ધર્મનો ફેલાવો કરવા ઉત્સુક હતો. આથી કરીને તેના ઘણા દુશ્મનો થયા. તે ગર્વિષ્ટ અને વેર વાળનારો હતો અને રાજનીતિમાં કુશળ માણસમાં જે ગુણો જોઇએ તે તેનામાં ન હોતા.

3 Contrast the character and career of Haiderali and Sultan Tippu.

૧. **હઈદરઅલી:**—એક સાધારણ સ્થિતિથી ચડ્યો અને રાજ્ય સ્થાપ્યું અને ટીપુ સુલતાનને રાજ્ય વારસામાં મળ્યું પણ તે તેણે ગુમાવ્યું. ( ૨ ) હઇદર અલીને લખતાં વાંચતાં આવડતું નહિ અને ટીપુ વિદ્વાન હતો. ( ૩ ) હઈદરઅલી સહિષ્ણુતાવાળો હતો અને ધર્મને માટે એટલી બધી દરકાર ધરાવતો નહોતો પણ ટીપુ જબરદસ્તીથી ઇસ્લામ ધર્મનો ફેલાવો કરવા ઉત્સુક હતો. ( ૪ ) હઈદરઅલી ડાહ્યો અને અગમબુદ્ધિવાળો હતો પણ ટીપુમાં રાજ્યનીતિકુશળ માણસના ગુણો નહોતા.

---

## નામાંકિત અર્વાચીન હીંદીઓ.

૧. **દાદાભાઈ નવરોજજી:**—મહાન પારસી સ્વદેશાભિમાની અને મુત્સદ્દી તારીખ ૪ થી સપ્ટેંબર ૧૮૨૫ ના રોજ મુંબઈ શહેરમાં જન્મ્યા હતા. તેના પિતા યુવાન વયે ગુજરી ગયા પણ તેમનાં માતુશ્રીએ

તે વખતમાં અપાતી તેને ઉત્તમ કેળવણી આપી. નીશાળીયા તરીકે તે એટલા બધા ચતુર હતા કે કેળવણી પામેલાઓનુ ધ્યાન તેણે આકર્ષ્યું અને તેઓએ તેને વિલાયત મોકલવાનો વિચાર કર્યો. પણ આ બધું પૈસાની જરૂરીયાતને લીધે બની શકયું નહિ અને દાદાભાઇને કાંઇક પણ નોકરી શોધવાની ફરજ પડી. તેની યુવાંવસ્થાનો મ્હોટામાં મ્હોટો બનાવ એ હતો કે તેની નીમણુક મુંબઈની એલ્ફીન્સ્ટન કોલેજમાં ગણિત-શાસ્ત્રના અધ્યાપક તરીકે થઈ. નામદાર સરકારની કોલેજમાં એક અધ્યાપક નીમાવામાં તે સહુથી પહેલ વહેલા હિંદી હતા. ૧૮૪૫ થી ૧૮૫૩ સુધીનાં અધ્યાપક પદ્દવીનાં વર્ષો તેણે હાડમારીના કામોમાં ગાળ્યાં-સંસાર સંબંધી, કેળવણી સંબંધી, સાહિત્ય સંબંધી અને વિજ્ઞાન સંબંધી-અને તેના મનમાં એવો વિચાર ઉત્પન્ન થયો કે તેણે લોકોની સેવા માટે પોતાની જાત અર્પણ કરવી.

૧૮૫૩ માં એક મોટી પારસી વેપારીઓની પેઢીએ દાદાભાઇને ભાગદાર રાખ્યા અને તે પેઢીએ તેને વિલાયત પેઢી ખોલવા માટે મોકલ્યા. અહિં તેણે હિંદુસ્તાન માટે ભારે કામ કર્યું. મંડળીઓ સ્થાપી, લેખો લખ્યા અને આખા ઈંગ્લાંડમાં ઠેકઠેકાણે હિંદુસ્તાન સંબંધી ભાષણો કરતે કરતે મુસાફરી કરી. ૧૮૬૯ માં તે મુંબઈ આવ્યા અને મુંબઈના શહેરીઓએ એક માનપત્ર અને રૂા. ૩૦,૦૦૦ ની એક થેલી તેમને એનાયત કર્યાં.

૧૮૬૯ થી ૧૮૮૬ સુધી તે હિંદુસ્થાનમાં પોતાના દેશની જુદી જુદી રીતે સેવા બજાવતા રહ્યા. ૧૮૭૪ માં વડોદરાના દીવાન તરીકે તેની નીમણોક થઇ અને જોકે તેના સુધારાઓથી કરીને તેને વખતો વખત વડોદરાનાં રેસીડંટ સાથે રકઝકમાં ઉતરવું પડતું તોપણ વડોદરામાંથી રેસીડંટને ખસેડી નાંખવા માટે હિંદુસ્તાન સરકાર તરફથી તેને ટેકો મળેલ હતો તેટલો તેને સંતોષ હતો. ૧૮૮૫ માં લોર્ડ રેએ તેને પોતાની સભાના અધિક સભાસદ તરીકે નીમ્યા. આ વર્ષમાં તેણે હિંદુસ્તાનની રાષ્ટ્રીય મહાસભાની પહેલી બેઠકમાં મુખ્ય ભાગ લીધેલ હતો.

૧૮૮૬ માં તે પારલામેન્ટમાં ઉમેદવાર તરીકે બહાર પડવા માટે વિલાયત ગયા. ત્યાંની એક મંડળી તરફથી ઉમેદવાર તરીકે તેનું નામ દેવામાં

આવ્યું પણ જોકે તેને માટે ઘણા મતો પડ્યા હતા તોપણ તેની ચુંટણી થઈ નહિં. તે હિન્દુસ્તાન તરફ પાછા ફર્યા અને તેને કલકત્તાની ૧૮૮૬ ની મહાસભાના પ્રમુખ તરીકે પસંદ કરવામાં આવ્યા હતા. ૧૮૮૭ ની શરૂઆતમાં તે પાછા વિલાયત ગયાને પાંચ વર્ષ સુધી ૬૯ મને કામ કર્યા પછી ત્યાંની અંગ્રેજી પારલામેંટના સભાસદ તરીકે તેઓ ચુંટાયા અને તેથી તેમના દેશભાઇઓ બહુ ખુશ થયા ૧૮૯૫ માં તે "રોયલ કમિશન ઓફ ઇન્ડીયન એમપાયર " ના સભાસદ નીમાયા હતા. આ હિંદીની નીમણુંક પહેલીજ હતી. ૧૮૯૩ ના મધ્યમાં તે પાછા હિંદુસ્થાનમાં આવ્યા અને રાષ્ટ્રિય મહાસભાની લાહોરની બેઠકમાં તે પ્રમુખસ્થાને હતા. મુંબઇથી લાહોર સુધીની તેની મુસાફરી દરમ્યાન લોકોએ તેમને ભારે જયઘોષથી વધાવેલા. જે સ્ટેશને આગગાડી ઉભી રહેતી. તે સ્ટેશને એક રાજાને આવકાર આપવામાં આવે તેવો આવકાર તેને પણ આપવામાં આવ્યો—રાજા રણજીતસિંહના વખતથી તેવો આવકાર બીજા કોઇને મળેલ નહિ હતો.

૧૯૦૧ માં દાદાભાઇએ "પોવરટી એન્ડ અનબ્રિટીશ રૂલ ઇન ઇન્ડીઆ" એ નામના ગ્રંથમાં પોતાના નિબંધો અને હિંદુસ્તાનનો કેટલોક હેવાલ એક સંગ્રહ રૂપે કર્યો. ૧૯૦૬ માં ત્રીજી વખત તેને રાષ્ટ્રિય મહાસભા ( કલકત્તા )ના પ્રમુખ તરીકે ચુંટવામાં આવ્યા હતા. આ પ્રસંગે મુંબઇ અને કલકત્તામાં તેને એટલો બધો આવકાર આપવામાં આવ્યો હતો કે દુનીયાંના ઇતિહાસમાં ભાગ્યેજ કોઇની નજરે પડ્યો હશે. તેના ઉપર સાચાં મોતીઓનો વરસાદ વરસાવવામાં આવ્યો હતો. દાદાભાઈ નીચે આ સભાએ પ્રથમ એવી જાહેરાત દીધી કે હિંદુસ્તાને સ્વરાજ મેળવવા માટે પોતાનો ઉદ્દેશ બરાબર આતુરતાથી પૂરો પાડવો.

૧૯૦૭ માં દાદાભાઈની ઉમર ૮૨ વર્ષની હતી તો પણ તે પાછા વિલાયત જવા માટે નીકળ્યા. આ વખતથી તેની તબીઅત નરમ થવા લાગી. દાકતરોની સલાહથી તે હિંદુસ્થાનમાં આવ્યા અને પોતાની જન્મભૂમિ વારસોવામાં તે નિવૃત્તપણે રહેવા લાગ્યા, કે જ્યાં પોતાનું ઘર બધા સ્વદેશાભિમાનીઓનું યાત્રાનું સ્થળ બન્યું. ૧૯૧૭ માં દેશના લોકોને રડતા મુકી તે મરણ પામ્યા.

૨. બાલ ગંગાધર તિલકઃ—એક મહાન સ્વદેશાભિમાની અને વિદ્યાવંત તા. ૨૩ મી જુલાઈ ૧૮૫૬ ના રોજ રત્નાગિરિ મુકામે જન્મ્યા હતા. ૧૮૭૬ માં તે ગ્રેજ્યુએટ થયા અને ૧૮૭૯ માં એલ એલ. બી. ની પદ્દવી મેળવી. આ વખતે મી. અગરકર સાથે તે સંબંધમાં આવ્યા અને બંને મિત્રોએ એક નિશાળ અને કોલેજ સ્થાપવા માટે યોજના ઘડી કાઢી. ૧૮૮૦ માં પુના ન્યુ ઈંગ્લીશ સ્કુલની સ્થાપના મી. વી. કે. ચીપલંકરજી એક મરાઠી ગદ્ય લેખકના ઉત્તેજનથી કરવામાં આવી. બંને મિત્રોએ બે છાપાં પ્રસિદ્ધ કર્યાં, ધી મરાઠા અને ધી કેસરી જે હાલ પણ હસ્તીમાં છે. તે જન્મથીજ અન્યાય સ્હામે લડતા, અને તરતજ તે મુશ્કેલીમાં આવી પડ્યા. ૧૮૮૦ માં તેને અને તેના મિત્ર અગરકરને કોલ્હાપુરના કારભારી વિરૂદ્ધ લખાણો કરવાના કારણથી જેલમાં મોકલવામાં આવ્યા હતા.

૧૮૮૪ માં તિલક અને તેના મિત્રોએ પુનામાં ફરગ્યુસન કોલેજની સ્થાપના કરી પણ તિલકનો સંબંધ તેની સાથે ૧૮૯૦ સુધી ટકી રહ્યો અને ત્યારપછી તિલક તદન રાજકાજ લોકોને માટે સુધારાઓ અને વેદોના પુરા તત્ત્વની શોધખોળ કરવામાં પોતાનો સમય ગાળ્યો. સભાની પ્રવૃતિઓમાં તેણે આગળ પડતો ભાગ લીધો અને "શીવાજી ઉત્સવ" ઉજવવા માટે ચળવળ કરી. ૧૮૯૭ માં કેસરી નામના છાપામાં તેણે લેખો લખેલા તેથી તેના ઉપર કામ ચલાવવામાં આવ્યું. કેટલાક તે લેખોને નામદાર સરકારે લેફ્ટેનંટ રેંડના ખુનનું કારણ ગણ્યું. અને તેને ૧૮ માસની સખ્ત કેદની શિક્ષા કરી. રાણી વિકટોરીઆ સાથે મેક્સમુલર અને વિલિઅમ હંટરની લાગવગના કારણને લીધે તેને કેદની મુદ્દત પૂરી થયા પહેલાં છોડી મુકવામાં આવ્યા હતા.

ચારે તરફ જાહેર થયેલ તાઈ મહારાજ કેસમાં તેને ફસાવવાના વખતો વખત પ્રયત્નો કરવામાં આવ્યા હતા પરંતુ તેમાં તેની પ્રમાણિકતા છેવટે સાબીત થઈ. ૧૯૦૫ થી તિલક રાજકામોમાં જોડાયા હતા અને તેને રાજદ્રોહ માટે ૧૯૦૮ માં પકડવામાં આવ્યા અને ૭ વર્ષની સખ્ત કેદની શિક્ષા કરવામાં આવી. તેના પકડાવાથી રમખાણ થયાં અને દેશભરમાં ગમગીની પ્રસરી રહી. કેદનાં આ ૭ વર્ષોથી કરીને તે સ્વદે-

અભિમાનીની તંદુરસ્તી ઉપર ભારે અસર થઈ અને જ્યારે તે સ્વતંત્ર જીવન ગાળવા માટે પાછા ફર્યા ત્યારે પહેલાં જેવું તેનું શરીર મજબુત રહ્યું ન હોતું. કેદના સમય દરમ્યાન તેણે ગીતા ઉપર ટીકા લખી જે હિંદુસ્થાનમાં ઘણીજ લોકપ્રિય થઈ છે.

૧૯૧૪ માં તેના છુટયા પછી લગભગ એક વર્ષ સુધી તે શાંત રહ્યા. પછી ૧૯૧૬ માં ઈંડીઅન હોમરૂલ લીગ સ્થાપીને તેણે રાજકીય ચપળ ફરીથી ચાલુ કરી. પુનાના મુનસફે તેને આફતમાં લાવવા માટે પ્રયત્ન કર્યો. પણ મુંબઈની હાયકોર્ટે તેના વિરૂદ્ધનાં બધાં રોજ કામો કાઢી નાંખ્યાં. તેનું જીવન પોતાના દેશને સરકારની ફાંસલા રૂપી સત્તામાંથી છોડાવવાને માટે ઘણીજ હાડમારીવાળું થઈ ગએલું અને હિંદુસ્તાન તેનું ફરી અત્યારે સારૂં ફળ ભોગવે છે. ૧૯૨૦ માં તે મરણ પામ્યા.

૩. **ગોપાળ કૃષ્ણ ગોખલે**—૧૮૬૬ માં કોલ્હાપુરના એક ગરીબ બ્રાહ્મણના કુટુંબમાં જન્મ્યા હતા. ૧૮૮૪ માં તેણે બી. એ. ની પદ્વી મેળવી અને ફરગ્યુસન કોલેજમાં માસિક રૂા. ૭૦ ના પગારથી ઇતિહાસ અને અર્થશાસ્ત્રના અધ્યાપક તરીકે તેઓ જોડાયા, અને પોતાનો વખત વિદ્યા સંબંધી કામોમાં ૨૦ વરસ સુધી ગાળ્યો. તે કોલેજના વડાને દરજ્જેને પહોંચ્યા. જ્યારે તે અધ્યાપક હતા ત્યારે પોતાનો વખત સ્વદેશ સેવા માટે ગાળતા હતા. ૧૮૯૭ માં હિંદુસ્તાનના ખર્ચ સંબંધમાં વેલબી કમિશન સમક્ષ પુરાવો દેવા માટે વિલાયત મોકલવા સારૂ તેને ચુંટી કાઢવામાં આવ્યા હતા; અને તેણે તેની વિલાયતની મુલાકાતનો કેટલોક વખત હિંદુસ્તાનની બાબતો ઉપર ભાષણો કરવામાં વાપર્યો ૧૯૦૨ માં ફરગ્યુસન કૉલેજમાંથી તે માસિક રૂ. ૨૫ ના પેન્શન ઉપર નિવૃત્ત થયા અને તુરતજ વાઈસિરોયની લેજીસ્લેટીવ સભામા ચુંટાયા કે જ્યાં તેણે પોતાના દેશ માટે ઘણાં સારાં કામો કર્યાં. તે દરેક બીનાઓ અને તેને લગતા આંકડા સંપૂર્ણ રીતે જાણતા હતા, જુદી જુદી જાતના સવાલોનુ તેને જ્ઞાન હતું, અને તેની ભાષા શૈલી સરલ, સ્પષ્ટ અને જોસદાર હતી. આથી કરીને તે નામદાર સરકારના એક સબલ ટીકાકાર થઈ શકયા. તેણે જુદા જુદા સુધારાઓ માટે દરખાસ્ત કરી પણ તેની દરખાસ્તો એક અરણ્યરૂદન કર્યા બરાબર હતી. ઘણા સમયે તે સભામાં નિર્ભયપણે લડતા. લોર્ડ કરઝને પણ તેને પોતાની

બરોબરી કરી શકે એવા લાયક લડવયા તરીકે ઓળખેલા. મ્હારા સમાગમમાં આવેલા તમામ હિંદીઓમાં ગોખલે સૌથી વિશેષ શક્તિશાલી મ્હને લાગ્યા છે.

૧૯૦૫ માં તેને લોકો તરફથી પ્રતિનિધિ તરીકે હિંદુસ્થાનની બાબતો અંગ્રેજોને સમજાવવા માટે વિલાયત મોકલવામાં આવ્યા હતા. ૧૯૦૬ માં કાશીની રાષ્ટ્રિય મહાસભામાં તેણે પ્રમુખપદ સ્વીકાર્યું હતું. પોતાની જીંદગીના અંત ભાગમાં તેણે "સરવૅંટ્સ ઑફ ઈન્ડીયા"એ નામની મંડળી, જીંદગીના અંતસુધી પોતાની માતૃભૂમિ માટે કામ કરી શકે તેવા લોકોની કેળવણી માટે સ્થાપી. તેના છેવટનાં વર્ષો તેને ઘણી મુશ્કેલીમાં કાઢવાં પડ્યાં અને તેથી કરીને પોતાની તંદુરસ્તી નરમ પડવા માંડી અને ૧૯૧૫ ના ફેબ્રુઆરીમાં તે ગુજરી ગયા.

૪. **સર ફીરોઝશાહ એમ. મહેતાઃ**—બહાદુર પારસી સ્વદેશાભિમાની મુંબઇમાં ૧૮૪૫ ના ઓગસ્ટની ૪ થી તારીખે જન્મ્યા હતા. ૧૮૬૪ માં ગ્રેજ્યુએટ થયા અને ત્યારબાદ છ મહીને એમ. એ. માં પસાર થયા. તે બારીસ્ટર થવા માટે વિલાયત ગયા અને ૧૮૬૮ માં હિંદુસ્થાનમાં પાછા આવ્યા. કાયદામાં તેણે નામના કાઢી અને વકીલ તરીકેના ધંધામાં તેને બહુ બહોળી ફાયદાકારક પ્રૅક્ટિસ મળતી. તે તેના ધંધાની શરૂઆતથીજ લોકોની સેવા બજાવવામાં જોડાયા. ૧૮૭૨ માં મુંબઈની મ્યુનીસીપાલીટીમાં તે દાખલ થયા અને ૩૮ વર્ષ કરતાં વધારે તેના એક સભ્ય તરીકે રહ્યા. તેની વગ એ મંડળમાં એટલી બધી હતી કે તે મંડળના એક તાજ વિનાના રાજા ઓળખાતા હતા. ત્રણ વખત તે મંડળના પ્રમુખ તરીકે થયા હતા.

૧૮૮૬ માં મુંબઈની ધારાસભાના તે એક સભ્ય તરીકે નીમાયા હતા. ૧૮૮૫ માં રાષ્ટ્રિય મહાસભા સ્થાપના કરવામાં જે જે લોકોએ ભાગ લીધો હતો તે માહેલા તે પણ એક હતા. ૧૮૯૦ માં કલકતાની બેઠકમાં તેણે પ્રમુખસ્થાન સ્વીકાર્યું હતું. મુંબઈની તેમજ વડી ધારાસભામાં લોકોના પ્રતિનિધિ તરીકે તે નિર્ભયપણે લડતા. મુંબઈની યુનીવરસીટીમાં પણ તે એક સત્તાવાન સભ્ય તરીકે હતા. તેણે જુદી જુદી રીતે બજાવેલી

સેવાને અંગે તેને ૧૮૯૪ માં સી. આઈ. ઈ. નો ઇલ્કાબ અને ૧૯૦૪ માં કે. સી. આ. ઈ. નો ઇલ્કાબ આપવામાં આવ્યો હતો.

સર ફીરોજશા એમ. મહેતા હિંદુસ્થાનમાં એક સારામાં સારા ભાષણ કર્તા, જન્મસિદ્ધ લોકનાયક અને મુત્સદી હતા. ૧૯૧૫ ના નવેમ્બરની પાંચમી તારીખે તે ગુજરી ગયા.

૫. **સર સૈયદ અહમદખાનઃ**—અર્વાચીન જમનામાં મહાનૂમાં મહાન મુસલમાન દીલ્હીમાં ૧૮૧૭ ના એપ્રીલની ૧૭ મી તારીખે જન્મ્યા હતા. તેઓ એક ધર્મ સુધારક તથા ઇસ્લામનો પુનરૂદ્ધાર કરનારા હતા. નામાંકિત માબાપને ત્યાં તેનો જન્મ થયો હતો. તેનાં બુદ્ધિશાળી માતુશ્રીએ તેને કેળવણી આપી અને ઉર્દુ અને અરબસ્તાની ભાષાના તે વિદ્વાન થયા. બળવા દરમ્યાન તેણે અંગ્રેજો તરફ સારી સેવા બજાવી હતી. બળવા પછી હિંદુસ્તાનના સવાલો ઉપર થતા હુમલાઓનું ખંડન કરીને તેણે ૧૮૫૮ માં હિંદુસ્તાનમાં થયેલ બંડનાં કારણો ઉપર એક પુસ્તક લખ્યું. કેળવણી તરફ તેનું વલણ વધારે હતું અને શાસ્ત્રાનુસારી મંડળી તેણે ૧૮૬૩ માં ગાઝીપુરમાં સ્થાપી અને ઘણા અંગ્રેજી ગ્રંથોના તરજુમાં ઉર્દુમા કરાવ્યા. ૧૮૬૯ માં તેણે વિલાયત જઇને પહેલવહેલાં હિંદુસ્તાનમાં મુસલમાનો માટે કેળવણીની સંસ્થા સ્થાપવાનો વિચાર કર્યો. ૧૮૭૧ માં હિંદુસ્તાનમાં પાછા આવી તેણે "સોશલ રીફૉરમર" પ્રગટ કર્યું કે જેથી કરીને મુલ્લાંઓ અને પ્રાચીન મતના મુસલમાનો તેના દુશ્મન થયા. ૧૮૭૫ માં સબોરડીનેટ જડજ તરીકે તે સરકારની નોકરીમાંથી નિવૃત થયા અને તેણે તેની પ્રવૃતિઓ અલીગઢ કોલેજ અને નિશાળ સ્થાપિત કરવામાં વાળી. હિંદુ-મુસલમાન ઐકયના તે દઢ ટકાવી રાખનાર હતા. પણ ગમે તે કારણને લઈ રાષ્ટ્રીય મહાસભાની સામે તે થયા. આથી કરીને હિંદુસ્તાનની કોમોને એકત્ર કરવાનું કામ ઘણુંજ મુશ્કેલીવાળું થયું.

૬. **જસ્ટીસ એમ. જી. રાનડેઃ**—મહાન મરાઠી ઇતિહાસકાર, લોકોને માટે સુધારાઓ વગેરેના કર્તા અને રાજમંત્રી, ૧૮૪૨ ના જાન્યુઆરીની ૧૮ મી તારીખે જન્મ્યા હતા. ૧૮૬૨ માં અંગ્રેજીમાં પહેલા વર્ગનાં માર્કસ લઇ ગ્રેજ્યુએટ થયા. ૧૮૬૫ માં એમ. એ. ની પદ્દવી માટે પરીક્ષામાં બેઠા અને સોનાનો ચાંદ મેળવ્યો. તેણે સરકારની

મરાઠી તરજુમો કરનાર તરીકે નોકરી કરવી શરૂ કરી. કેટલાંક વર્ષો પછી એલ્ફીન્સ્ટન કાલેજમાં અંગ્રેજી સાહિત્યના અધ્યાપક તરીકે નીમાયા હતા. પણ તે તેણે કાયદાઓનું જ્ઞાન મેળવવા માટે છોડી દીધું અને તાબાના જડજ તરીકે તેને નીમવામાં આવ્યા હતા અને મુંબઈની વડી અદાલતના ન્યાયાધીશની પદ્દવી સુધી ચડ્યા હતા. તેણે જો કે એક ન્યાયાધીશ તરીકે પોતાની ફરજ કાળજીપૂર્વક, બાહોશી અને પ્રમાણિકતાથી અદા કરી છતાં તેણે સાહિત્યના, કેળવણીના અને લોકોપયોગી સુધારા કરવા માટે તેનાં બે વિખ્યાત પુસ્તકો " મરાઠા સત્તાની ચડતી " અને તથા અર્થશાસ્ત્ર " લખવા માટે વખત કાઢયો. ૧૯૦૧ ના જાન્યુઆરીની ૧૬ મી તારીખે તે મરણ પામ્યા.

---

## રાષ્ટ્રિય સંસ્થાઓ.

અંગ્રેજ લોકોના હિંદુસ્તાનમાં આવવાથી આપણો દેશ યુરોપની એક નવી સંસ્કૃતિ સુધારા સાથે પરિચયમાં આવ્યો છે અને સુલેહના દિવસો અને અંગ્રેજી કેળવણીએ તેને ધીમે ધીમે પોતાના મોભા અને મહત્વનું ભાન કરાવ્યું છે. પરિણામ એ આવ્યું કે લોકોને દેશને માટે મહત્વની જગ્યા મેળવવા સારૂ તેમજ દેશની સેવા બજાવવા માટે ઇચ્છા ઉત્પન્ન થઇ છે. ઘણા મુસલમાન અને હિંદુ આગેવાનો, જે લોકોપયોગી, રાજદ્વારી તેમજ ધર્મસંબંધી કામો કરતા આવ્યા હતા તેઓ અર્વાચીન સમયમાં દેશને માટે તૈયાર થયા હતા. રાષ્ટ્રિય સંસ્થાઓ જે હિંદુસ્તાનમાં સ્થાપવામાં આવેલી તેમાં ખાસ અગત્યની " હિંદી રાષ્ટ્રીય મહાસભા " અને " મુસલમાનોની પરિષદ " છે. મુસલમાનોની પરિષદે જો કે શરૂઆતમાં મહાસભાની વિરૂદ્ધ વર્તન રાખેલું પણ રફતે રફતે એક સંપથી હિંદુસ્તાનની મહાસભાના વિચારોને અનુસરીને તે કામ કરવા લાગી છે.

**હિંદુસ્તાનની મહાસભા પરિષદઃ**—કેટલાક મિત્રોના કહેવાથી લોકોનાં દુઃખો સરકારને સંભળાવવા તેમજ દેશની અંદર કેટલાક સુધારાઓ કરવાને માટે ૧૮૮૫ માં સ્થાપવામાં આવી હતી. શરૂઆતમાં સરકારે પણ તેના તરફ આત્રી લાગણી પ્રદર્શિત કરેલી પરંતુ ત્યાર પછી તેને વહેમની

નજરથી જોવામાં આવી કે જે હાલની ઘડી સુધી ચાલે છે. આ સંસ્થા સ્થાપનારાઓમાં મી. એ. ઓ હ્યુમ, અને દાદાભાઇ નવરોજજી હતા.

મહાસભા દર વર્ષે જુદાં જુદાં સ્થળોએ, જુદાં જુદા પ્રમુખો નીચે પોતાની બેઠક ભરે છે. તેનું પ્રમુખસ્થાન દીપાવનારાઓમાં દાદાભાઈ નવરોજજી, ગોખલે, સર ફીરોઝશાહ મહેતા, રાશબીહારી ઘોશ, સુરેન્દ્રનાથ બેનરજી, એની બેસંટ, લાલા લજપતરાય અને એવા બીજાઓ પણ હતા. ૧૯૦૭ માં તેની અંદર તડાં પડ્યાં અને સુરતની બેઠક ગેરવ્યવસ્થાથી વિખરાઈ ગઇ. ૧૯૧૦ સુધી મહાસભાનું સુકાન ઉદ્દામ ( એકસ્ટ્રીમિસ્ટસ ) વિનીત પક્ષ ( મૉડરેટસ ) ને સોંપી દઈ, તદ્દન અલગ રહ્યા. ૧૯૧૬ માં બન્ને પક્ષ એકત્ર થયા. આ વર્ષથી, ૧૯૧૮ સુધી વિનત પક્ષ તેમાંથી તદ્દન નીકળી ગયો ત્યાં સુધી ઉદ્દામ પક્ષની તિલક નીચે ચડતી થઈ. આ વર્ષમાંજ મી. ગાંધીની સલાહથી મહાસભાના બંધારણમાં તેમજ તેની રાજકીય નીતિમાં સમૂળગા ફેરફાર કરવામાં આવ્યા. હિંદુસ્તાનમાં આ એક ઘણીજ ભારબોજવાળી અને મહત્વની સંસ્થા છે.



# હિંદુસ્તાનનું રાજ્યતંત્ર.

1. What is the position of India in the British Empire ?

બ્રિટિશ સામ્રાજ્ય ઘણા ભાગોનું બનેલું છે, દાખલા તરીકે ગ્રેટબ્રીટન અને આયર્લાંડ, દક્ષિણ આફ્રિકા, ઑસ્ટ્રેલીયા, ન્યુ ઝીલંડ, કાનડા જેવાં સ્વશાસિત સંસ્થાનો; લંકા જેવાં રાજ્યશાસિત ( crown Colonies ) સંસ્થાનો; અને હિન્દ જેવાં આધીન સંસ્થાનો ( Dependencies ). આ સંસ્થાનોની રાજ્યપદ્ધતિ એક બીજીથી ઘણી બાબતોમાં જૂદી છે. ઑસ્ટ્રેલીયા, કેનેડા આદિ સ્વશાસિત સંસ્થાનોમાં પ્રજા પોતાના કાયદાઓ ઘડે છે અને તેમને પોતાની રાજસભાઓ ( Parliaments ) હોય છે. પણ રાજ્યશાસિત અને આધીન સંસ્થાનોમાં આમ હોતું નથી. બ્રિટિશ સામ્રાજ્યનો હિન્દ એક સ્વશાસિત ભાગ નથી. તે આધીત છે. પણ જેમ જેમ લોકો કેળવણીમાં પ્રગતિ કરે છે અને સ્વરાજને માટે લાયક થતા જાય છે તેમ તેમ સરકાર તેમને વધુ હક્કો આપે છે. અને તેને ઑસ્ટ્રેલીયા, કેનેડાની માફક સ્વશાસિત થવામાં મદદ કરે છે.

2. Describe the way in which the British Parliament acquired control over the administration of India.

પહેલાંતો કંઈપણ અંકુશ વિના ઈસ્ટ ઈંડીયા કંપની ઉભી થઈ અને ધીમે ધીમે તે વેપાર ઉપરાંત મુલક સર કરવા લાગી. આ વેપારી લોકોનું રાજ્ય ઠીક નહિં લાગવાથી પાર્લામેન્ટે બધો અખત્યાર પોતાને હાથ કરવાની ઈચ્છા કરી. આ દિશામાં પહેલું પગલું, પાર્લામેંટે ૧૭૭૩ માં રેગ્યુલેટીંગ ઍક્ટ પસાર કરી, લીધું. ૧૭૮૪ નું પીટનું ઈંડીયાબીલ બીજો પ્રયત્ન હતો. આ કાયદાએ કંપનીની સત્તા ઘટાડી અને બધો વહીવટ એક બોર્ડ ઓફ કંટ્રોલના હાથમાં સોંપવામાં આવ્યો. ૧૭૯૨, ૧૮૧૩, ૧૮૩૩, અને ૧૮૫૩ માં જેમ જેમ કંપનીના પરવાના નવા કરી આપવામાં આવ્યા તેમ આ પાર્લામેન્ટનો કાબુ વધતો ગયો. લગભગ

આ આરસામાં કંપનીને એક વેપારી મંડળ બનાવી દેવામાં આવ્યું. અને છેવટે ૧૮૫૮ માં હિંદનો રાજ્ય વહીવટ અંગ્રેજ સરકારના હાથમાં આવ્યો.

3. Give a short history of the formation and the growth of the East India Company.

( જુઓ પ્રશ્ન ૧, હિંદુસ્તાનમાં અંગ્રેજોનો ઇતિહાસ. )

4. What is the relation of British Parlament to India ?

શબ્દશઃ હિન્દના રાજ્ય ઉપર બ્રિટિશ પાર્લમેંટ સંપૂર્ણ અંકુશ ભોગવે છે. જુદે જુદે વખતે પાર્લામેંટમાં પસાર થયેલા કાયદાઓને લીધે હિંદનું હાલનું રાજ્યતંત્ર ઉભું થયું છે. વાઇસરૉય અને ગવર્નરોના હક્ક પાર્લામેંટ મુકરર કરે છે. જો હાલના બંધારણમાં કંઈ ફેરફાર કરવા હોય તો તે પાર્લામેંટના કાયદાથીજ થઈ શકે. પણ હિન્દમાં ઉપસ્થિત થતી ઝીણી ઝીણી બધી બાબતો ઉપર પાર્લામેંટ ધ્યાન ન આપી શકે. તેટલા માટે એમ કહી શકાય કે હિન્દનો રાજ્ય વહીવટ વસ્તુતઃ વાઇસરૉય અને ગવર્નરોના હાથમાં છે.

5. Describe the arrangements made for the Government of India in England.

બ્રિટિશ સામ્રાજ્યનું ૪૦ સભ્યોનું એક પ્રધાન મંડળ વસ્તુતઃ ( Cabinet ) તંત્ર ચલાવે છે. આ પ્રધાનો માંહેલા પૈકી દરેકને જૂદું કામ સોંપેલું હોય છે. તેમાં એક પ્રધાનને હિંદુસ્તાનના રાજ્યકારોબાર ઉપર દેખરેખ રાખવાનું કામ આપવામાં આવે છે અને તેને "સેક્રેટરી ઑફ ( હીંદી વજીર ) સ્ટેટ ફોર ઇન્ડીયા" કહેવામાં આવે છે. તેની "ઇન્ડીયા કાઉન્સીલ" ની મદદથી તે તે કામ કરે છે. આ કાઉન્સીલમાં ઓછામાં ઓછા આઠ અને વધુમાં વધુ બાર સભ્યો હોવા જોઇએ. આમાંથી પણ અર્ધી સંખ્યા એવા માણસોની હોવી જોઈએ કે જેઓ હિંદુસ્તાનમાં દશ વર્ષ રહ્યા હોય અથવા નોકરી કરી હોય, અને જેમના હિંદુસ્તાન છોડ્યાથી તે નીમણુકના વખત સુધી ૫ વર્ષથી વધુ વખત ન ગયો હોય. બે કરતાં વધારે હિંદુસ્તાનના વતની હોવા જોઇએ. આ કાઉન્સીલની સલાહથી

હિંદી વજીર પોતાનું કામ બજાવે છે. પણ કેટલીક બાબતોમાં તે આ કાઉન્સીલથી જુદો પડી કામ કરી શકે છે. તેની વીલાયતની ઓફીસને ઈંડીયા ઑફીસ કહેવાય છે. હિંદુસ્તાનો કારભાર વીલાયતમાં ચલાવનાર મંડળ, હીંદી વજીર, ઈંડીયા કાઉન્સીલ, અને ઇન્ડીયા ઑફીસનું બનેલું છે.

6. Describe the constitution of the governing authority for India in England.

( જુઓ પ્રશ્ન ૫. )

7. Describe the powers and the duties of the Secretary of State for India.

( ૧ ) તે બ્રિટિશ પ્રધાનમંડળનો એક પ્રધાન છે અને હિંદુસ્તાનને લગતી બાબતોની વ્યવસ્થા કરે છે.

( ૨ ) વાઇસિરોય અને હીંદમાં વસતા બીજા અમલદારો ઉપર તે ફરમાનો મોકલે છે. અમલદારોને તે બરતરફ પણ કરી શકે છે.

( ૩ ) વાઇસિરોય અને ગવર્નરો પાસેથી તે કોઈપણ વિષયના તુમાર વગેરે મંગાવી શકે છે. તેમની યોજનાઓમાં તે ફેરફાર કરી શકે છે, અને તેમની દરખાસ્તો તે નામંજુર પણ કરે છે.

( ૪ ) વિગ્રહ વખતે તેની પરવાનગી લેવીજ પડે છે.

( ૫ ) ઉંચી પદવીના અમલદારોની તે નીમણુક કરે છે. ગવર્નરો તેની સલાહ પ્રમાણે નીમાય છે.

( ૭ ) હિન્દને લગતો વીલાયતનો નાણુંવહીવટ તેના હાથમાં છે.

8. What is "The India Council" and "The India office ?" Describe the relation between the Secretary of state and the India Council.

ઈંડીયા કાઉંસીલ અને ઇન્ડિયા ઑફિસ માટે જૂઓ સવાલ ૫. ઇન્ડિયા કાઉંસીલ માત્ર એક સલાહકારક મંડળ છે. તેના ઘણા ખરા સભ્યો હિંદીવજીર નીમે છે. ઘણી બાબતોમાં હીંદી વજીર આ કાઉંસીલના ઠરાવની ઉપરવટ જઈ શકે છે. આ કાઉંસિલ કંઈ દરખાસ્ત રજુ કરી શકતી નથી. જ્યારે હિંદી વજીર કોઈ દરખાસ્ત મૂકે ત્યારેજ તે કાઉંસીલ સલાહ આપી

શકે. માત્ર નાણાંવહીવટમાંજ હિંદી વજીર તેની સલાહ પ્રમાણે ચાલવા બંધાયો છે.

9. Describe the constitution of the supreme or Central Government of India.

હિંદુસ્તાન અને ઈંગ્લાંડ વચ્ચે વિશેષ અંતર હોવાથી રાજ્યવહીવટ ચલાવવા માટે હિંદમાંજ ગોઠવણ કરવી જરૂરની છે; અને જે અમલદાર આ કામ કરે છે તેને **વાઈસરોય** કહેવાય છે. તેને શહેનશાહ નીમે છે અને તે પાંચ વર્ષ કામ કરે છે. તેને એક બાદશાહ જેટલી સત્તા છે અને અહીંના દેશી રાજાઓ તેને કુર્નિસ બજાવે છે. તે હિંદી વડી સરકારનો ઉપરિ છે. તે કાયદાઓ ઘડે છે અને તે કાદયાઓના પાલન માટે બધી ગોઠવણ પણ કરે છે. તે માટે તેને બે સભાઓ (Councils)આપવામાં આવી છે. એક ધારાસભા (Legislative Assembly and Council of State) અને બીજી કારોબારી સભા ( Executive council ) અથવા વહીવટી મંડળ. આ મંડળ વાઈસરોય, ૭ બીજા સભ્યો અને સેનાપતિનું બનેલું છે, અને બધા કારોબારનાં આઠ ખાતાંઓ પાડ્યાં છે. ૧ પરદેશખાતું (Foreign department ) આ ખાતું દેશી રાજ્યો સાથે વહીવટ ચલાવે છે. ૨ સ્વદેશ ખાતું (Home deptt.) જે બ્રિટીશ હિંદનો વહીવટ કરે છે, અને પોલીસ, તુરંગો, કાયદા વગેરે ઉપર ધ્યાન રાખે છે. ૩. વેપાર, ઉદ્યોગ અને રેલ્વે ખાતું. ૪ લશ્કર ખાતું. ૫ ન્યાય ખાતું જે નવા કાયદાઓ પ્રમાણે વહીવટ કરે છે અને જુનામાં ફેરફાર કરે છે. ૬ નાણાંખાતું, જે ટંકશાળો, ચલણી નોટો, ટીકીટો, પગાર, પેન્શન. બૅંક વગેરેનો વહીવટ કરે છે. ૭ જાહેર બાંધકામ ખાતું. આ ખાતું રસ્તાઓ, નહેરો, પુલો વગેરે ઉપર ધ્યાન આપે છે. અને તેની સાથે ખેતીવાડી અને જમીન મ્હેસુલી ખાતાંઓ જોડી દેવામાં આવ્યાં છે. ૮ કેળવણી અને સ્થાનિક સ્વરાજ્ય ( Local self-govt. ) ખાતું જે કેળવણી, મ્યુનીસીપાલીટી, અને લોકલ બોર્ડોનો વહીવટ ચલાવે છે.

પરદેશખાતાનો ઉપરિ વાઇસરોય છે. સેનાપતિના હાથમાં લશ્કરી ખાતું છે. અને એ પ્રમાણે સભાના બીજા સભ્યોને એકેક ખાતું સોપવામાં આવ્યું છે. દરેક સભ્યને એક મોટી ઑફીસ હોય છે, અને તેનું કામ કરવા માટે એક મંત્રી આપવામાં આવ્યો છે.

10. Who is the actual ruler of India ? How does he rule ?

( જુઓ સવાલ ૮ એજ જવાબ )

11. What is the relation of the Secretary of State with the Viceroy.

જોકે હિંદી વજીર ઘણી વિશાળ સત્તા ધરાવે છે, તો પણ નવા કાયદાઓ અને બીજા ફેરફારને લગતી દરખાસ્તો વાઇસરોય તરફથી આવે છે. હિંદી વજીર તો માત્ર વાઇસરોયના કામ ઉપર દેખરેખ રાખે છે અને જો તેમાં કંઇ યોગ્ય ન હોય તો તે બદલાવે છે. તેથી કરીને વાઇસરોય દરેક કામની પૂરતી માહીતી વજીરને મોકલે છે. જો હિંદી વજીર તેની દરખાસ્તો પસાર ન કરે તો તે દરખાસ્તો રદ જાય છે. વજીરની સંમતિ ખાસ જરૂરની છે. કોઇ કોઈ વખત બન્ને વચ્ચે મતભેદ થાય છે. અને જો વાઇસરાય નમતું ન મુકે તો અને જો વજીરને રાજસભાનો ટેકો હોય તો વાઇસરાયને રાજીનામું આપવું પડે છે.

12. What are the powers and duties of the viceroy ?

( ૧ ) હિંદુસ્તાનમાં વાઇસરોય એક બાદશાહ માફક સંપૂર્ણ સત્તા ધરાવે છે.

( ૨ ) દેશી રાજ્યો સાથે વહીવટ ચલાવવાની તેને કુલ સત્તા છે.

( ૩ ) બધા પ્રાંતો ઉપર પણ તેની સત્તા છે. અને તેની રજા વીના કોઈ પણ પ્રાન્ત કાયદા પસાર કરી શકે નહિં.

( ૪ ) રાજાની માફક તે દયા બતાવી શકે અને માફી આપી શકે.

( ૫ ) અગત્યની બધી બાબતો તેણે હિંદી વજીર પાસે મૂકવી જોઇએ.

( ૬ ) હિંદી વજીરની ઇચ્છાને તાબે થવું અથવા રાજીનામું આપવું એ શિવાય તેને માટે બીજો રસ્તો નથી.

13. Give a brief sketch of the constitution and work of the Viceroy's Executive Council. What is the relation of the Viceroy to this Council !

આ મંડળ વાઇસરૉય, ૭ સાધારણ સભ્યો, અને સેનાપતિ જે અસાધારણ સભ્ય છે તેનું બનેલું છે. જે પ્રાંતમાં આ મંડળની બેઠક થાય છે તે પ્રાંતનો ગવર્નર (હાકેમ) પણ અસાધારણ સભ્ય તરીકે બેસી શકે છે. રાજ્યોની નીમણુક પાંચ વર્ષ માટે થાય છે. ઓછામાં ઓછાં દશ વર્ષ સનંદી નોકરી ( Civil service ) કરેલા એવા ત્રણ સભ્યો હોય છે. પાંચ વર્ષના અનુભવવાળો વીલાયતનો અથવા હિંદનો એક બારીસ્ટર પણ હોવો જોઇએ.

દરેક સભ્યને એક ખાતું સોંપવામાં આવ્યું છે અને તેને માટે, તેને સેક્રેટરીસ, અંડર સેક્રેટરીઝ, અને અન્ય કારકુનોની એક ઑફીસ આપવામાં આવે છે. સભાસદો વાઇસિરોયને સલાહ આપે છે. અને તે બહુમતની સલાહ માન્ય રાખે છે. પણ અત્યંત અગત્યની બાબતોમાં તે પોતાની આપખુદ સત્તા વાપરે છે.

14. Describe the various Departments of the Government of India and their work.

( જુઓ સવાલ ૯ )

15. Describe the Military Administration of India.

લશ્કરને લગતી બધી બાબતો મુખ્ય સેનાપતિ ( Commander-in-chief )ના હાથમાં છે અને તેની ઉપર વાઇસિરોયનો અંકુશ છે. આ સેનાપતિ લશ્કરનો સેનાધ્યક્ષ છે અને હિંદુસ્તાનને પરદેશી હુમલામાંથી બચાવે છે અને તેનું રક્ષણ કરે છે.

ગ્રેટ બ્રિટનની નૌકા હિંદનું દરીઆ માર્ગે રક્ષણ કરે છે. હિંદુસ્તાનમાં મોટું નૌકા સૈન્ય નથી. કીનારા ઉપર કેટલાંક ઝાઝો છે જેને ઈંડીયન મરિન ( Indian Marine ) કહે છે.

હિંદુસ્તાનનું નિયમિત જાથુકનું સૈન્ય લગભગ ૨, ૩૦,૦૦૦ સૈનિકોનું બનેલું છે અને તે હિંદુસ્તાનનું રક્ષણ કરે છે. તેના ચાર વિભાગો પાડવામાં આવ્યા છે. ઉત્તર વિભાગ, દક્ષિણ વિભાગ, પૂર્વ વિભાગ, અને પશ્ચિમ વિભાગ. આમાં ૭૪૦૦૦ અંગ્રેજ સીપાઇઓ છે અને અંગ્રેજ અમલદારો છે.

આ નિયમિત સૈન્ય ઉપરાંત લગભગ ૩૬૦૦૦ બિન પગારી (ઉમેદવાર ( વૉલન્ટીઅર ) સૈનિકો છે પણ યુદ્ધ વખતે જ્યારે મૂળ લશ્કર

રોકાયેલું હોય છે ત્યારે આ સૈનિકો બંદર, આગગાડીઓ, અને થાણાંઓનું રક્ષણ કરે છે. જુદાં જુદાં દેશી રાજ્યોનું બાદશાહી સૈન્ય ( Imperial service ) મુખ્ય લશ્કરમાં ૨૦,૦૦૦ માણસનો વધારો કરે છે. તે ઉપરાંત કામ કરી ઉતરેલા પણ જેને જરૂર પડે બોલાવી શકાય. એવા ૩૬૦૦૦ માણસનું એક અનામત લશ્કર છે. ( Native Reserve ) વાયવ્ય સરહદના પ્રાંતોમાં લગભગ ૧૨૦૦૦ નું સૈન્ય છે જેને મિલિશિઆ અને ટ્રાઇબિલ લેવીઝ કહે છે. અને આસામ તથા બર્મામાં ૨૧,૫૦૦ નું લશ્કર, લશ્કરી પોલીસ ( Military police ) ને નામે ઓળખાય છે. હિંદનું બળ, આગગાડીથી, રસ્તાઓથી, અને કીલ્લાઓથી, વધારવામાં આવ્યું છે.

16. Describe the arrangement made by Government for protecting India from foreign invasion.

( સવાલ ૧૫ એજ જવાબ. )

17. Describe the strength and composition of the British army in india.

( જુવો સવાલ ૧૫, પહેલો પેરેગ્રાફ બાદ કરો. )

18. Into what provinces is India divided ? Describe the Government of each.

નિયમિત કામ માટે હિંદુસ્તાનના ૧૫ વિભાગો પાડ્યા છે જેને પ્રાંતો ( Provinces ) કહેવામાં આવે છે. ૧. બંગાળ ઇલાકો; ૨. મદ્રાસ ઇલાકો; ૩. મુંબઈ ઇલાકો; ૪. આગ્રા અને અયોધ્યાના સંયુકત પ્રાંતો; ૫. પંજાબ; ૬. બિહાર અને ઓરીસ્સા; ૭. મધ્યપ્રાન્તો અને વરાડ; ૮. આસામ; ૯. બર્મા; ૧૦. વાયવ્ય સરહદના પ્રાંતો; ૧૧. દીલ્હી; ૧૨. બ્રિટિશ બલુચીસ્તાન; ૧૩. અજમેર મેરવાર; ૧૪. કુર્ગ; ૧૫. આંદામાનના ટાપુઓ.

બાદશાહે નીમેલા ગવર્નરના હાથ નીચે પહેલા આઠ છે અને તે વધારે અગત્યના છે. ગવર્નર પાંચ વર્ષ માટે નીમાય છે. તેની મદદમાં એક વહીવટી મંડળ અને એક વાઇસરોયની જેવી ધારાસભા હોય છે. વહીવટી

મંડળમાં શહેનશાહે નીમેલા એથી ચાર સભ્યો હોય છે. આ પછીનો પ્રાંત લેફ્ટેનંટ ગવર્નર ( Leiutenant governor ) કે જેને વાઇસરોય શહેનશાહની પરવાનગીથી નીમે છે તેના તાબામાં છે. કાયદા પ્રમાણે તે માણસે દશ વર્ષ હિંદમાં નોકરી કરી હોવી જોઇએ. તેના ઉપર સીધી વાઇસરોયની સત્તા ચાલે છે. તેની મદદમાં એક ધારાસભા છે.

વાયવ્ય સરહદના પ્રાંત ( North wost frontier province ) અને દિલ્હી ઉપર ચીફ કમીશનર્સ હોય છે. તેને વાઇસરોય નીમે છે, આ પ્રાંતોમાં ધારાસભા તેમજ કારોબારી સભા ( Executive councils ) હોતી નથી. અને ઘણીખરી રીતે ચીફ કમીશનર્સોની સત્તા લેફ્ટનંટ ગવર્નર્સ જેટલીજ હોય છે.

**બાકીના પ્રાંતો:**—બલુચીસ્તાન, અજમેર મેરવાર ઉપર વાઇસરોયના નીમેલા એજંટ્સો હોય છે. કુર્ગ મ્હેસુર રેસીડન્ટની સત્તામાં છે. અને અંદામાન ઉપર પોર્ટબ્લેરના સુપરીન્ટેન્ટ ( Superintendent ) ની સત્તા છે. આ બધાને પણ એકકે સભા કે મંડળ હોતાં નથી.

ગવર્નરના પ્રાંતોના ખાતાંઓના બે વિભાગ પાડવામાં આવ્યા છે. સોંપેલાં ખાતાંઓનો વહીવટ પ્રજાના પ્રતિનીધિઓ કરે છે. કેળવણી, વ્યાપાર ઉદ્યોગ, આરોગ્ય, મ્યુનીસીપાલીટી, ખેતીવાડી આવાં ખાંતાઓ છે. આ ખાંતાંઓ પ્રધાનોના હાથમાં છે. આ પ્રધાનો ધારાસભામાં ચુંટાયેલા સભ્યોમાંથી નીમવામાં આવે છે. આ પ્રધાનોની સત્તા અને સ્થિતિ કારોબારી મંડળના સભ્યો જેટલાંજ છે અને ધારાસભાની રજાથી તેના જેટલોજ પગાર તેઓ લઇ શકે છે. જો તેઓ ધારાસભાની મરજી વિરૂદ્ધ કામ કરે તો ગવર્નરો તેઓને બરતરફ કરી શકે અથવા તો ધારાસભાઓ તેઓને માટે કામ કરવાનું અશકય કરી શકે. જો એક પ્રધાન ધારાસભાનો ટેકો મેળવવા છતાં ગવર્નરથી વિરૂદ્ધ પડે તો ગવર્નર બીજો અને જો તે પણ વિરૂદ્ધ પડે તો ત્રીજો પ્રધાન નીમી શકે છે. અને તેમાં ધારાસભાને જુના પ્રધાનને ટેકો આપે તો ગવર્નર તે ધારાસભા બરખાસ્ત કરી તે વિષયનો વહીવટ પોતે કરી શકે છે. જો નવી ધારાસભા અને નવો પ્રધાન પહેલાંનીજ માફક નીવડે તો સાધારણ રીતે ગવર્નર પ્રધાન અને સભાની ઇચ્છાને તાબે થાય.

19. What is the relation of the Imperial to the Provincial Governments ?

વાઇસરોય ઉપર આખા હિંદની જવાબદારી હોવાથી તેણે દરેક પ્રાંતો ઉપર દેખરેખ રાખવી જોઈએ. ટપાલ, તાર, લશ્કર વગેરે ખાંતાઓ કે જેનો વહીવટ વડી સરકાર સીધી રીતે કરી શકે છે તેવાં ખાતાંઓને લગતો કોઈપણ કાયદો પ્રાંતિક સરકાર કરે નહિ. અને જે ખાતાંઓ તેમને સોંપેલાં છે, કેળવણી, તુરંગો, પોલીસ વગેરે વિષે પણ ગવર્નર જનરલ અને તેની કારોબારી કાઉન્સિલે પાસ કરેલ કાયદાઓ પ્રમાણે તેઓને ચાલવું પડે છે. અને પોતાની દરખાસ્તો મંજૂરી માટે વડી સરકાર પાસે રજૂ કરવી પડે છે. નવો કર નાંખવા માટે અથવા તો તેવો બીજો કંઈ ફેરફાર કરવા માટે વડી સરકારની પરવાનગી જરૂરની છે. વડી સરકાર પ્રાંતોનાં આવક અને ખરચ તપાસે છે અને પોતાને બીનજરૂરી લાગે તેવો ખરચ કમી કરી શકે છે. પણ પ્રાંતોને વધારે છૂટ આપવાની નીતિ વડી સરકારે હવે અખત્યાર કરી છે.

20. Describe the Provincial Government in India.

( જુઓ સવાલ ૧૮—એજ જવાબ. )

21. What is the relation of the Viceroy to the rulers of provinces ?

( સવાલ ૧૯—એજ જવાબ. )

22. What do you understand by "Regulation" and "Non-Regulation" provinces ?

પહેલાં કમ્પનીએ જીતેલા પ્રાન્તો ઉપર પટ્ટાના કાયદાઓ (Charter) પ્રમાણે અમલ થતો. આવા પ્રાન્તોને રેગ્યુલેશન પ્રાન્તો કહેવાય છે. તુરતનાજ જીતાયેલા પછાત પ્રાન્તો ઉપર ગવર્નર—જનરલના હુકમ પ્રમાણે અમલ થતો, અને આવા પ્રાન્તોને નોન—રેગ્યુલેશન પ્રાન્તો કહેવાય છે. તે બેની વચ્ચે નીચે પ્રમાણે તફાવત હતોઃ—

૧ નોન રેગ્યુલેશન પ્રાન્ત કરતાં રેગ્યુલેશન પ્રાન્તમાં જીલ્લા અમલદારો ( district officer ) ની સત્તા ઓછી હતી.

૨ રેગ્યુલેશન પ્રાન્તનો અમલદાર ગવર્નર અથવા લેફ્ટનંટ ગવર્નર કહેવાતો જ્યારે બીજાનો ચીફ કમીશનર કહેવાતો.

૩ પહેલામાં જીલ્લા અમલદારને કલેકટર કહેતા, અને બીજામાં તે ડેપ્યુટી કમીશનર કહેવાતો.

૪ મ્હોટા હોદ્દાની જગ્યાઓ રેગ્યુલેશન પ્રાન્તોમાં સનંદી નોકરોનેજ મળતી જ્યારે નોન રેગ્યુલેશન પ્રાન્તોમાં તેની જગ્યાઓપર લશ્કરી અમલદાર અને બીજા પણ નીમાતા.

પણ હવે આ ભેદ ઓછો થઈ ગયો છે અને બર્મા સિવાય બધા પ્રાન્તો ઉપર એકજ રીતે વહીવટ ચાલે છે.

23. Describe the sub-division of provinces in India. How are these governed ?

વ્યવસ્થા માટે પ્રાન્તોને જીલ્લાઓમાં વહેંચી દેવામાં આવ્યા છે. અને હિંદુસ્તાનમાં આવા લગભગ ૨૬૭ જીલ્લાઓ છે. તે બધાઓનો વહીવટ સરખો છે. દરેક જિલ્લાના ઉપરિ અમલદારને કલેકટર કહેવાય છે, કેટલીક જગ્યાએ તે ડેપ્યુટી કમીશનર પણ કહેવાય છે. તેને જિલ્લા મેજીસ્ટ્રેટ પણ કહે છે. તેની ફરજો ઘણી છે. જિલ્લાની મ્હેસુલ અને કર તે ઉઘરાવે છે. જાહેર બાંધકામ, જંગલ, કેદખાનાં, કેળવણી, સલામતી, ગુન્હાઓની સજા–વગેરે કામનાં ખાતાંઓ તેના હાથ નીચે છે. પોલીસનો વડો અધિકારી, મુખ્ય સરજન ( Civil Surgeon ), જંગલ અધિકારી, ડેપ્યુટી કલેકટરો વગેરે અમલદારો તેના હાથ નીચે છે. દરેક લોકોના સીધા સંબંધમાં આવનાર અમલદાર કલેકટર છે. બહુભાગે તે પોતાની છાવણીમાં રહે છે, પણ શીયાળામાં તે વિશેષ માહીતી માટે બધે ફરે છે. કેટલાક પ્રાન્તોમાં આવા જીલ્લાઓ ભેળા કરી એક વિભાગ બનાવેલો છે અને તે ઉપર એક કમીશનર હોય છે, તે કલેકટરના કામ ઉપર દેખરેખ રાખે છે. કલેકટરો પ્રાંતીય સરકાર ઉપર કમીશનર મારફત કાગળો મોકલે છે જે પર કમીશનર ટીકા કરી શકે છે. બ્રિટીશ હિંદમાં આવા લગભગ પચ્ચાસ વિભાગ છે.

જિલ્લાઓના પેટાભાગો પાડ્યા છે જેને તાલુકા કે તહેસીલો કહે છે. એક જિલ્લામાં પાંચ, ૭ કે વધારે તહેસીલ હોઈ શકે. અને દરેક ઉપર

એક અમલદાર છે જેને મામલતદાર કે તહેસીલદાર કહેવાય છે. કલેકટરના જેવું જ નાના પાયા પર મામલતદારોનું કામ હોય છે.

24. Describe the District Administration of India.

( જુઓ પ્રશ્ન ૨૩ ).

25. Who is the Collector ? What are his duties and powers ?

કલેકટર એટલે એક જિલ્લાનો અધિકારી. નોન રેગ્યુલેશન પ્રાન્તોમાં તે ડેપ્યુટી કમીશનર કહેવાય છે. તેને ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ પણ કહે છે. જિલ્લાના હિત માટે તે જવાબદાર છે અને વડી સરકારે ઘડેલા કાયદા પ્રમાણે તેને કામ કરવું પડે છે. તેની જવાબદારી માટે ( જુઓ સવાલ ૨૩ ).

---

## ધારાસભાઓ.

26. Describe the constitution and the working of the Indian Legislative Assembly and the council of State.

કાયદાઓને લગતી અત્યારે આપણે ત્યાં બે સભાઓ છે, વડી ધારાસભા અને કાઉન્સીલ ઓફ સ્ટેટ ( રાજ્યસભા ).

બંધારણઃ—દેશ માટે કાયદાઓ ઘડનારી ગવર્નર જનરલની સભાને વડી ધારાસભા કહેવાય છે. ૧૯૧૯ ના સુધારા પ્રમાણે તેમાં ૧૪૦ સભ્યો હોય છે જેમાંના ૧૦૦ ચુંટાયેલા અને ૪૦ નીમેલા હોય છે. અને નીમેલામાંથી ૨૬ થી વધુ અમલદારો ન હોઈ શકે. સભાની કુલ સંખ્યામાં વધારો થઈ શકે પણ તેનો $\frac{5}{7}$ ભાગ ચુંટાયેલો હોવો જોઈએ અને બાકીના $\frac{2}{7}$ ભાગમાંથી બીનઅમલદારી $\frac{1}{3}$ હોવો જોઈએ. આ સભાનો પ્રમુખ ( President ) વાઈસરોય નથી પણ તેનો નીમેલો એક અંગ્રેજ પહેલાં ચાર વર્ષ માટે હતો. ત્યારપછી ધારાસભા પોતાનો પ્રમુખ ચુંટી લેશે. આવી રીતે શ્રીયુત વિઠ્ઠલભાઈ પટેલ બે વખત ચુંટાઈ ચુક્યા

છે અને હાલ તેઓશ્રી પ્રમુખ છે. નીચે આપેલા કોષ્ટકમાં બતાવ્યું છે તેમ જૂદા જૂદા પ્રાન્તોનાં ગોઠવેલાં, ચુંટનારાં મંડળો સભાસદો ચુંટી મોકલે છે.

કાઉન્સિલ ઑફ સ્ટેટ જે પણ એક કાયદા ઘડનાર મંડળ છે તેમાં ૬૦ સભાસદો છે જેમાંથી ૨૦ કરતાં વધુ અમલદારો ન હોઈ શકે. બાકી રહેલ ૪૦ માંથી ૩૩ ચુંટવામાં આવે છે. વરાડની ચુંટણી થઈ ગયા બાદ એ એક અને બીજા ગમે તે ૭ બીન અમલદારી માણસોને નીમવામાં આવે છે. જૂદા જૂદા પ્રાંતો નીચે બતાવેલાં કોષ્ટક પ્રમાણે ચુંટી મોકલે છે. આ સભાના સભાસદોમાંથી વાઈસરૉય પ્રમુખ નીમે છે.

| પ્રાંતનું નામ. | વડી ધારાસભા. | કાઉન્સીલ ઑફ સ્ટેટ. |
|---|---|---|
| મુંબઈ ઇલાકો | ૧૬ | ૬ |
| મદ્રાસ ,, | ૧૬ | ૫ |
| બંગાળ ,, | ૧૭ | ૬ |
| સયુક્ત પ્રાંતો | ૧૬ | ૫ |
| પંજાબ | ૧૨ | ૩ |
| બીહાર અને ઓરીસ્સા | ૧૨ | ૪ |
| મધ્ય પ્રાંતો | ૫ | ૧ |
| આસામ | ૪ | ૧ |
| બર્મા | ૪ | ૨ |
| | ૧૦૨ | ૩૩ |

કાર્ય પદ્ધતિઃ—આ બે માંહેની ગમે તે એકમાં કોઈ નવા કાયદાનો ખરડો દાખલ કરી શકાય. આ ખરડો (bill) જે સભામાં રજુ થયો હોય ત્યાં યોગ્ય વિવેચન થયા પછી બીજી સભામાં મોકલાય છે અને તે સભા વિવેચન પછી, તે પસાર કરી શકે, તેમાં ફેરફાર કરી શકે કે તે માન્ય ન રાખે. જો તે ખરડો બીજી સભામાં પસાર થાય તો પછી એક ખાસ સમિતિ ( Select Committee ) જે બન્ને સભાના સભાસદોની બનેલી હોય છે તેને સોંપવામાં આવે છે અને ત્યાર પછી

પસાર કરવામાં આવે છે. અને જો તેમાં કંઈ ફેરફાર થયો હોય અથવા તો તે અમાન્ય થયો હોય તો તે ખરડો મૂળ સભામાં પાછો મોકલવામાં આવે છે. અને જો આ સભા બીજી સભાના વિચારને અનુસરીને ચાલે તો તેમાં ફેરફાર થાય અથવા તો તે રદ થાય. પણ જો મૂળ સભા બીજી સભાના મતથી જૂદી પડે તો તે ઠરાવ ફરી પાછો બીજી સભા પર મોકલવામાં આવે છે જે કાંતો નવા ફેરફાર કબુલ રાખે અને નહિતર તેને રદ કરે, અને તેમ છતાં પણ જો બન્ને સભાના મતભેદનું સમાધાન ન થાય તો કાંતો ઠરાવ પડતો મુકવામાં આવે અથવા તો આ બધી બાબત ગવર્નર જનરલ પાસે રજૂ કરવામાં આવે છે. ગવર્નર જનરલ બન્ને સભાઓનું એક સંયુકત મંડળ ભરે છે જેનું પ્રમુખ સ્થાન કાઉંસિલ ઓફ સ્ટેટનો પ્રમુખ લે છે. મૂળ ઠરાવ અને તે ઉપરના સુધારા વધારા આ મંડળ સમક્ષ રજૂ કરવામાં આવે છે, અને બહુમતે તે ઠરાવ પસાર અથવા રદ થાય છે. દરેક કાયદાઓ વિષે વાઇસિરાયની મંજુરી જોઇએ. વીલાયતની સરકાર તે રદ પણ કરી શકે.

27. Describe the constitution and the working of Legislative Councils in the provinces.

પ્રાન્તિક ધારાસભાઓમાં વધુમાં વધુ સભાસદો નીચે પ્રમાણે થઈ શકે. મદ્રાસમાં ૧૧૯, મુંબઈમાં ૧૧૧, બંગાળામાં ૧૨૫, સંયુકત પ્રાંતોમાં ૧૧૮, પંજાબમાં ૮૩, બીહાર અને ઓરિસ્સામાં ૯૮, મધ્યપ્રાંતોમાં ૭૦, આસામમાં ૫૩. ૨૦ ટકા કરતાં વધુ સભાસદો નીમેલા ન હોઇ શકે અને ૭૦ ટકા ચુંટાએલા સભાસદો હોવા જોઇએ. પ્રાન્તનો હાકેમ (Governor) સભાનો સભાસદ ન થઇ શકે. પ્રાન્તના પ્રતિષ્ઠિત ગૃહસ્થોમાંથી ગવર્નર પ્રમુખ નીમે છે. મુંબઈની ધારાસભામાં ૧૦૭ સભ્યો છે જેમાના ૮૬ ચુંટાયેલા હોય છે. કાર્યવાહી ( Executive ) મંડળના સભ્યો અને પ્રધાન સહિત ૧૬ નીમેલા અમલદારો હોય છે. અને પાંચ નીમેલા બીનઅમલદારો હોય છે. આ નીમેલા સભ્યોની સંખ્યા ૨૫ કરતાં વધુ ન હોય. પાંચ નીમણુકની જગ્યાઓમાંથી એક એંગ્લો ઈંડીયનો (Anglo-Indians ) માટે હોય છે, ૧ હિંદી ખ્રીસ્તીઓ માટે, ૧ મજુર વર્ગ માટે, ૧ અત્યંજ કોમો માટે, ૧ રૂના વેપારીઓ માટે, ૮૬ ચુંટાએલા સભાસદોની વિગત નીચે પ્રમાણે છે.

| | | |
|---|---|---|
| બીન મુસલમાન | ૧૧ | ૬ મુંબઈમાંથી, અને કરાંચી, અમદાવાદ સુરત, પૂના, સોલાપુર |
| મુસલમાનો | ૫ | દરેકમાંથી એક. |
| બીન મુસલમાન (શહેર બ્હારના) | ૩૬ | જુદા જુદા જિલ્લાઓમાંથી. |
| મુસલમાનો ,, | ૨૨ | ,, ,, |
| યૂરોપીયનો | ૨ | |
| યૂનીવર્સીટી | ૧ | |
| જમીનદારો | ૩ | |
| વેપારી મંડળોમાંથી | ૭ | |
| | ૮૬ | |

સાધારણ રીતે કાઉંસિલમાં ઠરાવ રજુ કરવા પહેલાં તે ચર્ચા માટે જાહેર કરવામાં આવે છે પછી તે એક સીલેક્ટ કમીટી ( Select Committee ) ને સોંપાય છે. તેમાં સુધારા વધારા થયા પછી તે ઠરાવ કાયદા તરીકે પસાર થાય છે. પણ તેને કાયદા તરીકે કાયમ કરવા માટે ગવર્નર અને વાઇસિરોયની પરવાનગી તો જોઇએજ. અસાધારણ પ્રસંગો ઉભા થાય ત્યારે ગવર્નર વચ્ચે પડી શકે. ઠરાવમાં કંઈ પણ એવું ગવર્નરને લાગે કે જે વાકયથી તે પ્રાન્તની અથવા બીજા પ્રાન્તોની જાહેર સલામતી અને શાન્તિ ને ધક્કો પહોંચે તો તે વાકય તરત રદ કરાવી શકે છે. જો ધારાસભા સ્વાયત્ત અથવા સોંપાએલાં ખાંતાને લગતો કાર્યવાહી સભાએ રજુ કરેલો કંઇ ઠરાવ રદ કરે તો ગવર્નર તે ઠરાવ ઉપર એમ શેરો કરી શકે કે સદરહુ ઠરાવ રાજ્યને માટે ઉપયોગી છે; અને આ શેરા પછી તે ઠરાવ પસાર થયેલો સમજવામાં આવે છે.

---

## ન્યાય ખાતું.

28. Describe briefly the way in which justice is administered in India.

હિંદના દરેક જિલ્લાઓમાં એક ડીસ્ટ્રીકટ કોર્ટ ( District Court ) હોય છે અને તેનો ન્યાયાધીશ ડીસ્ટ્રીકટ જજ કહેવાય છે; તે દીવાની અને

ફોજદારી બન્ને કામ કરે છે. જિલ્લાના દરેક શહેરમાં આ ડીસ્ટ્રીક્ટ કોર્ટ નીચે એક દીવાની અને ફોજદારી અદાલત હોય છે. અને ફોજદારી અદાલતોના ન્યાયાધીશને મેજીસ્ટ્રેટ કહેવાય છે. મેજીસ્ટ્રેટ ( મુનસફ ) ના ત્રણ વર્ગ નીચે પ્રમાણે છેઃ—

પહેલા વર્ગના મેજીસ્ટ્રેટને ૧૦૦૦ રૂ. સુધી દંડ અને બે વર્ષની સજા ફરમાવવાનો અધિકાર હોય છે. બીજા વર્ગના મેજીસ્ટ્રેટોને ૨૦૦ રૂ. દંડ અને ૬ માસની સજા ફરમાવવાનો અધિકાર છે. અને ત્રીજા વર્ગનો મેજીસ્ટ્રેટ ૧૦૦ રૂ. નો દંડ અને ૧ માસની સજા ફરમાવી શકે છે. પહેલા વર્ગના મેજીસ્ટ્રેટો તરીકે કલેકટરો અને એસીસ્ટંટ કલેકટરો હોય છે; બીજા વર્ગના તહેસીલદાર, અને ત્રીજા વર્ગના મુનસફો તરીકે મુખ્ય કારકુનો હોય છે. દીવાની ન્યાય માટે દરેક શહેરમાં સીવીલ કોર્ટ ( દીવાની અદાલત ) હોય છે અને તેનો ન્યાયાધીશ ડીસ્ટ્રીક્ટ જડજ હોય છે. પોતાની હદના દીવાની કેસો ચુકવવા માટે આ અદાલતની નીચે સબોર્ડીનેટ જજો અને બીજા વર્ગના સબ જજો હોય છે. એક જિલ્લાની બધી દીવાની અને ફોજદારી અદાલતો ઉપર એક હાઇકોર્ટ હોય છે જે કોર્ટજ માત્ર મોતની સજા ફરમાવી શકે, અને ડીસ્ટ્રીક્ટ કોર્ટના ઠરાવો ઉપર આ કોર્ટમાં અપીલ કરી શકાય છે.

તે ઉપરાંત નાના કેસોની તપાસ માટે મોટાં શહેરોમાં સ્મોલ કોઝીઝ કોર્ટ ( Small Causes Court ) પણ હોય છે. શહેરોમાં ઓનરરી મેજીસ્ટ્રેટો પણ હોય છે. સેશન જજો ( એટલે ડીસ્ટ્રીક્ટ જજો ) ને મદદ કરવા માટે એસેસરો ( Assessors ) અને જ્યુરરો હોય છે ( Jurors ).

## દરેક જિલ્લાની અદાલતોનું સરવૈયું નીચે પ્રમાણે કાઢી શકાયઃ—

| દીવાની ( Civil ) | ફોજદારી ( Criminal. ) |
|---|---|
| ૧ હાઇકોર્ટ | ૧ હાઇકોર્ટ |
| ૨ ડીસ્ટ્રીક્ટ કોર્ટ | ૨ સેશન્સ કોર્ટ |
| ૩ સ્મોલ કોઝીઝ કોર્ટ | ૩ પહેલા વર્ગના મેજીસ્ટ્રેટની અદાલતો |

| | |
|---|---|
| ૪ પહેલા વર્ગના સબ જજોની અદાલતો | ૪ સીટી મેજીસ્ટ્રેટની અદાલતો |
| ૫ બીજા વર્ગના જજોની અદાલતો | ૫ બીજા વર્ગના મેજીસ્ટ્રેટની અદાલતો |
| | ૬ ત્રીજા વર્ગના મેજીસ્ટ્રેટોની અદાલતો |
| | ૭ પહેલા, બીજા અને ત્રીજા વર્ગના ઓનરરી મેજીસ્ટ્રેટોની અદાલતો. |

નાના પ્રાન્તોમાં હાઈકોર્ટને બદલે ગવર્નરના નીમેલા જડજોના હાથ નીચે ચીફ કોર્ટો (Chief Courts) હોય છે. હાઈ કોર્ટના જડજો ને શહેનશાહ નીમે છે. ગવર્નર જનરલ અને બીજા અમલદારોનો તેઓ ઉપર અંકુશ હોતો નથી. તેઓના ઠરાવ સર્વમાન્ય છે.

નીચલી કોર્ટોમાંથી ઉપલી કોર્ટો ઉપર અપીલ લઈ જઈ શકાય છે.

29. Describe the arrangements of Courts of Justice–Civil and Criminal in India.

જુઓ ઉપલો સવાલ.

30. What is the highest Court in a province in India ? What are its powers ?

મુંબઈ, મદ્રાસ, બંગાળ, અને સંયુક્ત પ્રાન્તો જેવા મોટા પ્રાન્તોમાં વરિષ્ઠ અદાલત હાઈ કોર્ટ (High Court) કહેવાય છે. રાજસભા (Parliament) ના કાયદાથી તે સ્થપાય છે અને તેના ન્યાયાધીશની નીમણુક શહેનશાહ કરે છે. તેમાં એક ચીફ જસ્ટીસ (Chief Justice) અને બીજા વધુમાં વધું ૧૫ જડજો હોય છે. કેટલાક બ્રિટીશ અને આઈરીશ બેરીસ્ટરોમાંથી નીમાય છે, કેટલાક સનંદી નોકરોમાંથી અને કેટલાક હિંદી વકીલોમાંથી. આખા પ્રાંન્તના દીવાની અને ફોજદારી કામ ઉપર હાઈકોર્ટ દેખરેખ રાખે છે. અને તેને માટે વ્યવસ્થા કરે છે. નીચલી અદાલતોના ઠરાવ ઉપર ત્યાં અપીલ સંભળાય છે. હાઈકોર્ટની પરવાનગી વિના નીચલી કોર્ટો મોતની સજા ફરમાવી શકે નહિં. પ્રાંતિક ગવર્નરોનો તેની ઉપર અંકુશ હોતો નથી.

પંજાબ અને બર્મા ( બ્રહ્મદેશ ) જેવા નાના પ્રાંતોમાં મુખ્ય અદાલતને ચીફ કોર્ટ ( Chief Court ) કહે છે. તેના ન્યાયાધીશોની નીમણુક વાઇસરૉય કરે છે. આ અદાલતોની સત્તા હાઈ કોર્ટ જેટલીજ છે. પણ તે પ્રાન્તના હાકેમોનો તે કોર્ટો માથે કેટલોક અંકુશ હોય છે.

તેથી પણ વધુ નાના અને થોડા અગત્યના પ્રાન્તોમાં મુખ્ય કોર્ટ જ્યુડીશીયલ કમીશ્નરની હોય છે. તેને વાઇસરૉય નીમે છે.

---

## તુરંગો અને પોલીસ.

31. Describe the arrangements that have been made in India for keeping the peace and for protecting life and property.

હિંદમાં શાંતિ જાળવવા માટે આર્મ્સ એક્ટ (Arms act) રાખવામાં આવ્યો છે જે કાયદાની રૂએ કોઇ પણ માણસ પરવાના વિના હથીયાર ન રાખી શકે. તે ઉપરાંત એક મોટું પોલીસ ખાતું રાખવામાં આવ્યું છે. શહેરી પોલીસો લગભગ ૧,૫૦,૦૦૦ છે અને ગામડાના પોલીસો લગભગ ૭,૦૦,૦૦૦ છે. દરેક પ્રાન્તના પોલીસ અધિકારીને જીલ્લા પોલીસ અધિકારી ( District Police Superintendant ) કહેવાય છે. તેને શાંતિ જાળવવી પડે છે અને ગુન્હેગારોને શોધી ગુન્હા અટકાવવા પડે છે. તેના હાથ નીચે આસીસ્ટન્ટો હોય છે જેઓ પાસે ઘણા સીપાઇઓ હોય છે.

32. Describe the composition, the work, and the strength of the police in India.

હિંદી પોલીસોના નીચે પ્રમાણે વિભાગો છેઃ—

૧. **શહેરી પોલીસઃ**—( Town police ) તેની સંખ્યા ૧,૫૦,૦૦૦ ની છે. ગુન્હા દાબી સુલેહ જાળવવી તે તેનું કામ છે. છૂપી પોલીસ (Criminal Investigation Department ) નો પણ આમાં સમાવેશ થાય છે. (અહિં ઉપલા સવાલનાં છેલ્લાં ત્રણ વાક્યો લાગુ કરો. )

૨. **ગ્રામ્ય પોલીસઃ**—( Village police ) એની સંખ્યા ૭,૦૦,૦૦૦ ની છે. તેઓ શહેરના પોલીસ અધિકારીને ગુન્હાઓની જાણ કરે છે અને પોતાની હદમાં વ્યવસ્થા રાખે છે.

**૩. અનામત પોલીસ:**—( Reserve police ) ઓચીંતી અને ખાસ જરૂર માટે દરેક જીલ્લામાં એક પોલીસ થાણું હોય છે. તેના ઈનસ્પેક્ટરો ( Inspectors ) જુદા છે.

**૪. લશ્કરી પોલીસ:**—કેટલીક જગ્યાએ લશ્કરી ખાતું પોલીસનું કામ કરે છે. આ શસ્ત્રો ધારણ કરેલા સીપાઇઓને લશ્કરી પોલીસ ( Military police ) કહેવાય છે.

**૫. આગગાડીના પોલીસો:**—(Railway Police) રેલ્વેમાં થતી ચોરી, લુંટ વગેરેની તપાસ માટે આ ખાતું ખાસ રાખવામાં આવ્યું છે. સ્ટેશનો ઉપર પણ તે વ્યવસ્થા જાળવે છે.

33. Give a brief account of the Jail administration in India.

પોલીસોના પકડેલા ગુન્હેગારો ઉપર અદાલતોમાં કામ ચલાવ્યા પછી તેમને કેદખાનાની સજા અથવા દંડની સજા ફરમાવવામાં આવે છે. તેઓને તોફાન કરતાં અટકાવી, પ્રમાણિક શહેરીઓ થવાનું શીખવવા માટે તુરંગો રાખવામાં આવી છે. તુરંગોમાં હવાપાણી પુષ્કળ હોય છે અને ત્યાં સારો ખોરાક અપાય છે. ત્યાં તેઓને કંઈ હુન્નર શીખવાય છે જેથી કરીને છુટયા પછી તે એક આજીવીકાના સાધન રૂપ થઈ પડે. નાના છોકરાંઓને રેફરમેટરીઝ ( Reformatories ) માં મોકલે છે જેમાં લખતાં, વાંચતાં, શીખવાય છે. ત્યાં ૬, ૭ વર્ષ રહ્યા પછી તેઓ સુધરી બહાર આવે છે.

34. How are criminals dealt with in India?

( જુઓ સવાલ ૩૩ ).

---

## નાણાં ખાતું.

35. What are the various sources from which the Government of India derive their income?

ત્રણ વસ્તુઓમાંથી સરકારને આવક થાય છે.

**૧. જમીન મ્હેસુલઃ**—જમીનની ઉપજ પરનો આ કર છે. હિંદની જમીનની માપણી કરી ખેડુતોએ સરકારને કેટલું ભરવું તે ઠરાવેલું છે. સહુથી વધુ આવકનું આ સાધન છે.

**૨. કરઃ**—જુદી જુદી રીતે સરકાર કર લે છે.

( એ ) **આવક વેરોઃ**—( Income tax ) કે એઓની વાર્ષિક આવક ૧૦૦૦ કરતાં ઓછી છે તેઓ આ વેરામાંથી મુક્ત છે. જેઓની આવક ૧૦૦૦ થી ૨૦૦૦ ની છે તેઓએ સરકારને દર રૂપૈયે ૪ પઈ સરકારમાં ભરવી પડે છે. ૨૦૦૦ કરતાં વધુ વાર્ષિક આવકવાળાએ ઠરાવેલા ધોરણ મુજબ રૂપૈયે પાંચ પઈ કે તેથી વધુ ભરવું જોઈએ. ખેતીના નફા ઉપર આ કર નથી લેવાતો.

( બી ) **સ્ટાંપઃ**—દસ્તાવેજો, પહોંચો અને બીજા કોર્ટના કાગળો પર સ્ટાંપ ચોટાડવી પડે છે; અને તે વિના તે કાગળોની કંઈ કીંમત નથી. આ સ્ટાંપના પૈસા સરકારમાં જાય છે.

( સી ) **રજીસ્ટ્રેશન ફી.**

( ડી ) **પ્રાંતિક કરોઃ**—( Provincial cesses ) આ કરો લોકલ બોર્ડો, રસ્તા, નિશાળો, દવાખાનાંઓ વગેરે માટે ઉઘરાવે છે. ઉપલી વિગત, સીધા કરો જે, લોકો સરકારને રોકડમાંજ ભરે છે, તેની છે. તે ઉપરાંત બીજા કરો છે.

( ઈ ) **મીઠાં વેરોઃ**-દર મણે રૂા. ૧-૮-૦ નો કર મીઠાં ઉપર નાંખ્યો છે. આ પ્રમાણે ગરીબમાં ગરીબ માણસને પણ આ વેરો ભરવો પડે છે.

( એફ ) **જકાતઃ**—હિંદના આયાત, નિકાસ, પર વેરો લેવાય છે.

( જી ) **આબકારીઃ**—કેફી વસ્તુઓ-અફીણ, દારૂ-વગેરે ઉપરનો આ કર છે.

**૩. બીજાં સાધનો.**

( એ ) **અફીણઃ**—દેશી રાજ્યોનું અફીણ જ્યારે બ્રિટીશ હદમાં દાખલ થાય છે ત્યારે તે પર ભારે કર લેવાય છે. બ્રિટીશ હદમાં સરકારી દેખરેખ નીચેજ અફીણ બનાવાયું છે, તે બતાવવા માટે પરવાનો જોઈએ અને તે પરવાનાની કીંમત પડે છે.

( બી ) જંગલ:—લક્કડ અને બીજી જંગલની પેદાશોના વેચાણથી સરકારને ઉપજ આવે છે.

( સી ) રેલ્વેની ઉપજ.

( ડી ) દેશી રાજ્યોની ખંડણી.

( ઇ ) ટપાલ અને તાર ખાતું.

( એફ ) નહેરો વગેરે જાહેર બાંધકામના ખાતાંઓની ઉપજ.

36. How does the Government of India spend its revenues ?

૧ રાજ્ય વહીવટ ખર્ચ, પોલીસ ખર્ચ, ન્યાય, કેળવણી, વૈદકીય ( Medical ) ખર્ચ વગેરે ખાતાંઓનો ખર્ચ.

૨ લશ્કરી ખર્ચ–લશ્કર વગેરે માટે.

૩ તાર, ટપાલ ખાતાંનો ખર્ચ.

૪ ટંકશાળ ખર્ચ.

૫ નહેરો વગેરે બાંધકામ ખર્ચ.

૬ રેલ્વે ખર્ચ.

૭ જાહેર બાંધકામ–રસ્તાઓ, પુલો, મકાનો વગેરેનો ખર્ચ.

૮ વીલાયતમાં થતો ખર્ચ. ( ૧૯૧૯ પછી હિંદી વજીર વગેરેનો ખર્ચ બ્રિટીશ તેજુરીમાંથી અપાય છે. )

૯ દેવું–સરકારે જે દેવું કરેલું હોય તે પર વ્યાજ.

37. Describe some of the sources of income to the Government of India, other than taxation.

( સવાલ ૩૫ છેલ્લો પેરા. )

38. What is the chief source of revenue to the Government of India ? How is it obtained ?

જમીન મ્હેસુલ એ ઉપજનું મુખ્ય સાધન છે આ ઉપજ ત્રણ રીતે લેવાય છે. ( ૧ ) કાયમી જમીનદારી, ( Permanent Settlement ) ( ૨ ) મુદતબંધી જમીનદારી, ( ૩ ) રૈયતવારી.

( ૧ ) **કાયમી જમીનદારી:**—આ રીત પ્રમાણે ૧૭૯૩માં જમીન જમીનદારોને મીલ્કત તરીકે સોંપી તેઓએ સરકારને ભરવાની જમાબંધી

કાયમને માટે ઠરાવવામાં આવી. આમાં કંઈ ફેરફાર થઇ શકે નહિ. બંગાળમાં અને બીજા થોડા ભાગોમાં આ રીત પ્રચલિત છે.

(૨) **મુદતબંદી જમીનદારીઃ**—એક જમીનદાર કે કેટલાક ભાગીદારોને એક ગામ સોંપેલું હોય છે. અને સરકાર આ લોકો પાસેથી મ્હેસુલ ઉઘરાવે છે. ખેડુતો સાથે કંઈ સરકારને લેવાદેવા હોતી નથી. જમીનદારો ખેડુતો પાસેથી ઉઘરાવી અમુક ભાગ સરકારમાં ભરે છે. દર વીશ કે ત્રીશ વર્ષે જમીનદારી પટ્ટો ફરી કરવામાં આવે છે અને ત્યારે મ્હેસુલનો દર ફેરવાય છે. પંજાબ, મધ્ય પ્રાન્તો સંયુક્ત પ્રાન્તો વગેરમાં આ રીત ચાલુ છે.

( ૩ ) **રૈયતવારીઃ**—આ રીત પ્રમાણે દરેક ખેડુતે સરકાર સાથે લેણદેણ કરવી પડે છે. જમીનદારો હોતા નથી. દરેક ખેડુતને જમીન આપવામાં આવે છે અને તે સીધો સરકારનેજ મ્હેસુલ ભરે છે. મુંબઈ ઇલાકામાં આ રીત ચાલુ છે.

39. Describe the various kinds of land-tenure in India.

( સવાલ ૩૮ એજ જવાબ ).

---

## સ્થાનિક સ્વરાજ્ય.

40. What do you understand by Local Self-Government? Give the history of its progress.

( એ ) **વ્યાખ્યાઃ**—દેશનો વહીવટ પોતાથી ચલાવી શકે તે માટે હિંદવાસીઓને રાજ્ય કળામાં પૂરતી રીતે કેળવવી એ સરકારનો ઉદ્દેશ છે. અને એટલા માટે મ્યુનીસીપાલીટી અને લોકલ બોર્ડો બનાવવામાં આવ્યાં છે. જેથી કરીને પોતાના ગામ કે શહેરની નાની મોટી બાબતોનો વહીવટ કરવાની લોકોને તક મળે. આનું નામ સ્થાનિક સ્વરાજ્ય.

( બી ) **સ્થાનિક સ્વરાજ્યનો ઇતિહાસઃ**—ઘણા પ્રાચીન કાળમાં હિંદના ગામોમાં પોતપોતાની સભાઓ હતી. દરેક ગામડામાં એક લોકોનું અનેરું મંડળ હતું જે. રાજ્ય વહીવટ ચલાવતું ત્યાં પૂરતો અંગ્રેજોએ હિંદનો

કબજો લીધા પછી પણ આ જુની રીત થોડા ફેરફાર સાથે જાળવી રાખી છે. અને શહેરો અને જીલ્લાઓમાં પણ તે દાખલ કરવા પ્રયાસ કર્યો છે. પહેલાં તો આ મ્યુનીસીપાલીટી અને લોકલ બોર્ડોને બહુ સત્તા નહોતી. પણ ધીમે ધીમે તેને છૂટ મળતી જાય છે. અને છેવટે ૧૯૧૮ ના મે માસમાં સરકારે એક કાયદો પસાર કર્યો છે જેથી આવી સંસ્થાઓને ઘણી સત્તા મળી છે.

41. Describe the growth of Local Self-Government in India under British Rule.

મુંબઈ, મદ્રાસ, કલકત્તા જેવાં મહોટાં શહેરોમાં કાર્પોરેશનો (Corporations) હોય છે. એના સભાસદો મ્યુનીસીપલ કમીશનર્સ કે કાઉન્સીલર્સ કહેવાય છે. કેટલાક ચુંટાયેલા હોય છે, કેટલાક નીમેલા હોય છે. પ્રમુખ ચુંટણીથી નીમાય છે. તેઓને કર ઉઘરાવવાનો હક હોય છે અને તેમનાં ઉપજનાં મુખ્ય સાધનો, મકાનવેરો, પાણીના નળ નહેરો, વાહનવેરો વગેરે હોય છે.

ત્યારપછી દરેક જીલ્લાની જીલ્લા મ્યુનીસીપાલીટી હોય છે. અને ત્યારપછી નાની જગ્યાઓમાં, લોકલબોર્ડો અને પંચાયતો હોય છે.

ત્યારબાદ બંદરોનું ધ્યાન રાખવા માટે કલકત્તા, મુંબઈ, મદ્રાસ, કરાચી વગેરે સ્થળોમાં પોર્ટટ્રસ્ટ (Port-Trust) હોય છે. બંદરોની ઉપયોગિતા વધારી સગવડતા કરવા માટે તે સંસ્થાઓ ડક્કા, ગોદીઓ વગેરે બંધાવે છે.

42. Describe the various forms of Local Self-government in India.

પ્રથમ તો કૉર્પોરેશનો અથવા સુધારાઇ મંડળો હોય છે. તેવાં મંડળો ઇલાકાનાં મુંબઈ, મદ્રાસ અને કલકત્તા જેવાં મુખ્ય શહેરોમાં સ્થપાયેલાં છે. આ મંડળના સભ્યો મ્યુમિસિપલ કમિશનરો અથવા કાઉન્સિલરો એટલે કે શહેર સુધરાઇનાઃ કારભારીઓ કહેવાય છે. આમાંના કેટલાક લોકો તરફથી ચુંટાયલા હોય છે અને કેટલાકને સરકાર નિમે છે. મંડળનો પ્રમુખ મંડળ તરફથી ચુંટાય છે. આવાં મંડળોને કર ઉઘરાવવાની

અમુક સત્તા આપવામાં આવી છે. તેની આવક મુખ્યત્વે જકાત, ઘરવેરો, ગાડીવેરો, પાણીવેરો વગેરે સાધનોમાંથી ઉત્પન્ન થાય છે.

ઉપરાંત, દરેક જીલ્લાના મુખ્ય મથકે ડિસ્ટ્રીક્ટ મ્યુનિસિપાલિટી અથવા જીલ્લા સુધરાઈ મંડળ હોય છે. અને કસ્બા તથા ગામડાંની સંભાળ રાખવા માટે લોકલબોર્ડો અથવા સ્થાનિક સમિતિઓ તથા પંચાયતો સ્થપાએલી છે.

વળી કલકત્તા, મુંબઈ, મદ્રાસ, કરાંચી અને એવી બીજી જગ્યાઓમાં પોર્ટટ્રસ્ટ અથવા બંદર વ્યવસ્થાપક મંડળીઓ પણ છે, તેઓ તે બંદરો પરનાં વહાણ, આગબોટ વગેરે માટે દેખરેખ રાખે છે. ડક્કા વગેરે તેમને બંધાવવા પડે છે. તથા બંદરની સ્થિતિ અને ઉપયોગિતા સુધરે એવાં જરૂરી કાર્યો કરવાના હોય છે.

43. Describe the work and the powers of Municipalities in India.

---

**ફરજો:—**

૧ **શહેરોની સફાઈ:**—શહેરના રસ્તાઓની સુઘડતા ઉપર ધ્યાન આપવું પડે છે અને કોઈ પણ જગ્યાએ કચરો ન ભરાઈ રહે તે જોવું પડે છે.

૨. **જાહેર તંદુરસ્તી:**—( Public health ) રોગ વ્યાધિ અટકાવવા પ્રયત્ન કરવો પડે છે. દરેક મ્યુનીસીપાલીટી પાસે એક હેલ્થ ઓફીસર ( આરોગ્ય અધિકારી ) હોય છે જે પાણીની ચોકખાઈ, ખોરાકની સફાઈ, વિગેરેનું ધ્યાન રાખે છે અને લોકોમાં મરકી, કોલેરા જ્યારે ફાટી નીકળે છે ત્યારે મદદ કરે છે. લોકો માટે દવાખાનાઓ પણ રાખેલાં હોય છે.

૩. **કેળવણી:**—પોતપોતાની હદમાં મ્યુનીસીપાલીટી બાળશિક્ષણ માટે શાળાઓ ખોલે છે.

૪. **લોક સુખાકારી:**—મ્યુનીસીપાલીટી તરફથી રાત્રે દીવાઓ થાય છે બાગ બગીચા સાફસુફ થાય છે. સંગ્રહસ્થાનોની દેખરેખ રખાય છે.

૫. **તે શહેરના યોગ્ય વિભાગ પાડી:**—રસ્તાઓનાં નામ આપે છે.

તેની સત્તા ઘણી નથી. પોતાના ખર્ચ માટે થોડા કર નાંખવાનો તેને અધિકાર છે. ( ૧ ) તે ઘર, વાહન, પાણીના નળ ઉપર વેરો નાખી શકે છે. ( ૨ ) શહેરમાં બહારથી આવતા માલ ઉપર જકાત લઇ શકે છે. ( ૩ ) પોતાના કાર્ય માટે દેવું કરી શકે છે.

44. What are the sources from which the Municipalities in India derive their income. How do they spend their income?

( જુઓ સલાલ ૪૩ ).

---

## કેળવણી.

45. Give a brief history of Education in India under the British.

કેળવણીનું પહેલું પગલું વોરન હેસ્ટીંગ્સે ૧૭૮૩ માં કલકત્તામાં મદ્રેસા સ્થાપી ત્યારે લેવાયું. ૧૭૯૧ માં હિંદુઓ માટે કાશીમાં એક સંસ્કૃત પાઠશાળા ( College ) સ્થાપવામાં આવી. ૧૮૧૮ સુધી આમ ચાલ્યું. એન્ટીંક, એલફીસ્ટન, અને મનરો જેવા નામાંકિત પુરૂષો કેળવણી વિશે બહુ આતુર હતા. અને ૧૮૫૩ માં મેકોલેએ હિંદમાં અંગ્રેજી કેળવણી દાખલ કરી. શાળાઓ અને કોલેજો ઉઘાડવામાં આવી. પણ ખરેખરૂં પગલું તો સર ચાર્લ્સ વુડે લીધું. તેણે લોર્ડ ડલહાઉસી ઉપર એક ખરીતો ( Despatch ) મોકલ્યો જેમાં કેળવણીનો પ્રચાર નિયમિત ક્રમ કરવો તે સૂચવ્યું હતું, અને હાલની કેળવણી પદ્ધતિ આ સૂચના પર સ્થપાયેલી છે. દરેક પ્રાન્તો માટે કેળવણી ખાતાંઓ સ્થાપવામાં આવ્યાં. કોલેજો અને શાળાઓ ઉઘાડવામાં આવી. અને લોકોને તેમ કરવામાં મદદ કરવા ગોઠવણ કરવામાં આવી. આમાં વધારે સુધારો લોર્ડ કર્ઝનના વખતમાં થયો, જ્યારે વીદ્યાપીઠો ( Universities ) સ્થાપવામાં આવી. તે વખતથી સુધારા વધારા ચાલુ છે.

46. Describe the present system of Education in India.

હિંદુસ્તાનમાં કેળવણીની ત્રણ ભૂમિકા છે. પહેલી ભૂમિકા તે **પ્રાથમિક શાળા** જ્યાં બાળકો લખતાં, વાંચતાં, થોડું ગણિત, ઇતિહાસ તથા ભૂગોલ શીખે છે. આવી કેટલીક શાળાઓ લોકલ બોર્ડોના હાથમાં હોય છે. બંગાળ અને બર્મામાં લોકો તરફથી આ શાળાઓ ચાલે છે. બાદ વિદ્યાર્થીઓ **માધ્યમિક ( સેકન્ડરી )** અથવા **હાઇસ્કુલોમાં** જાય છે. અહીં તેઓ પોતાની માતૃભાષા વિષે વિશેષ માહીતી મેળવે છે અને ગણિત ઇતિહાસાદિ વિષયોમાં વધુ શીખે છે. અંગ્રેજીનું જ્ઞાન પણ મેળવે છે. ( Matric ) મેટ્રીક સુધી અહીં ભણાય છે. આવી કેટલીક શાળા સરકારી મદદથી ચાલતી ખાનગી શાળાઓ છે. મેટ્રીક થયા પછી વધુ ઉચ્ચ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે **કોલેજમાં** જવાય છે. આ કોલેજો **વિદ્યાપીઠોના** હાથ નીચે છે જે વિદ્યાપીઠો ( યુનિવર્સીટી ) હિંદી યુવકોને ઉચ્ચ કેળવણી આપે છે.

તે ઉપરાંત **ખાસ વિષયોનું જ્ઞાન** આપવા માટે બીજી સંસ્થાઓ પણ છે. સુતારી વિગેરે ઉદ્યોગો માટે **ઔદ્યોગિક શાળાઓ** પણ હોય છે. ઔદ્યોગિક કેળવણી આપવા માટે **ટેક્નીકલ ઇનસ્ટીટ્યુટો** હોય છે ( બી ) કલકત્તા, મુંબઈ, મદ્રાસ, લાહોર વિગેરે સ્થળોમાં ચિત્રકળા વગેરે કળાઓ માટે શાળાઓ હોય છે. ( સી ) પૂના, મદ્રાસ, સીબપૂર, રૂરકીમાં **ઇન્જીનીઅરીંગ કોલેજો** છે. (ડી) **ખેતીવાડીની** ઉત્તમ પદ્ધતિઓ અને પ્રાણી વૈદક શાસ્ત્રના અભ્યાસ માટે તેવી **કોલેજો** છે. (ઇ) વ્યાપાર અને હિસાબનું જ્ઞાન **વ્યાપારની કોલેજમાં** અપાય છે. (એફ) **વૈદકીય શાળાઓ** અને કોલેજો પણ છે. (જી) શિક્ષણ પદ્ધતિનું જ્ઞાન આપવા માટે **ટીચર્સ ટ્રેનીંગ કોલેજો** છે. (એચ) વકીલાત અને કાયદાનો અભ્યાસ **કાયદાની શાળા અને કોલેજોમાં** થાય છે.

47. Describe the organization of the Education Department in India.

દરેક પ્રાન્તમાં કેળવણી માટે એક જૂદું કેળવણી ખાતું હોય છે. તેનો ઉપરિ અમલદાર ડીરેકટર ઓફ પબ્લીક ઇનસ્ટ્રકશન કહેવાય છે. તેની દેખરેખ નીચે પ્રાન્તની બધી શાળાઓ અને કોલેજો ચાલે છે. અને તેના હાથ નીચે ઇનસ્પેકટરો, ડેપ્યુટી ઇનસ્પેકટરો, જીલ્લાઓ માટે હોય છે. આ બધા ડીરેકટરો ઉપર એક વાઇસિરાયની કાર્યવાહી સભા

( Executive Council ) નો એક કેળવણી સભાસદ હોય છે. આ બધું તો પ્રાથમિક અને માધ્યમિક કેળવણી માટે. કોલેજો વગેરે માટે વિદ્યાપીઠો ( Universities ) હોય છે. વિદ્યાપીઠનો વડો, ચેન્સેલર કહેવાય છે. તે પ્રાન્તનો ગવર્નર કે લેફ્ટનંટ ગવર્નર હોય છે. ચેનસેલર, વાઇસચેનસેલર, એક્સઓફીશીઓ ફેલો, અને ઓર્ડીનરી ફેલો એ બધા કામનો વહીવટ કરે છે. વાઈસ ચેનસેલરની નીમણુક ચેનસેલર કરે છે. ફેલોઝ કેટલાક ચુંટાએલા હોય છે અને કેટલાક નિમાયેલા હોય છે. આ બધાનું એક વ્યવસ્થાપક મંડળ ( Senate ) બને છે. જે વહીવટ ચલાવે છે.

48. Describe the various branches of knowledge and art in which the Government tries to impart education in India.

( ઉપરનોજ જવાબ ).

49. What do you understand by a University ! Describe its composition and work.

સરકારી કાયદાની રૂએ સ્થપાયેલું, ઉચ્ચ કેળવણીનો પ્રચાર કરનારૂં મંડળ તે યુનીવર્સીટી. ( જૂઓ સવાલ ૪૭ નીચલો ભાગ ) તેનું કાર્ય નીચે પ્રમાણે છેઃ—

૧. ઉચ્ચ કેળવણી ને ઉત્તેજન આપવું.
૨. પરીક્ષાઓ લેવી.
૩. કોલેજોને માન્ય કરવી.
૪. પ્રોફેસરો ( અધ્યાપકો ) ની નિમણુક કરવી.
૫. મોટાં પુસ્તકાલયો સ્થાપવાં.
૬. અભ્યાસનો કાર્યક્રમ રચવો.

50. Write Notes on:—Macaulay's Minute, Universities Act, and Education Despatch of 1854.

( એ ) વાઇસરોયની સભામાં ૧૮૫૩ માં મેકાલે એક સભાસદ હતો. તેના સમયમાં કઈ કેળવણીનો હિંદમા પ્રચાર કરવો તે વિષે ચર્ચા

ચાલતી. આ ચર્ચા ઉપરથી તેણે કેળવણીનો માર્ગ નિશ્ચિત કરવા માટે એક યાદી લખી. તે યાદી પ્રમાણે નક્કી થયું કે હિંદુસ્તાનમાં અંગ્રેજી ભાષા અને પશ્ચિમની વિદ્યાઓ દાખલ કરવી.

( બી ) અને ( સી ) માટે જુઓ સવાલ ૪૫.

## વૈદક અને આરોગ્ય.

51. Describe the organization of medical relief in India.

દર્દી લોકોને મદદ કરવા સરકારે પગલાં લીધાં છે, અને એ હેતુથીજ વૈદક ખાતું યોજાયેલું છે. દરેક જિલ્લામાં સીવીલ સર્જનના હાથ નીચે એક સીવીલ હોસ્પીટલ હોય છે. નાનાં ગામોમાં સબ એસીસ્ટંટ સર્જનોના હાથ નીચે દવાખાનાં હોય છે. કેટલાક જિલ્લાઓમાં ફરતાં દવાખાનાં હોય છે. તે ગામડાંઓમાં કામ કરવા માટે હોય છે. દવાખાનાંઓમાં દર્દીઓની તપાસ કરી યોગ્ય દવા અપાય છે. ત્યાંના દાકતરો કેળવાયેલા હોય છે. નર્સ અને સ્ત્રી દાકતરોના હાથ નીચે સ્ત્રીઓ માટે જુદાં દવાખાનાં હોય છે. આખા હિંદુસ્તાનમાં કવીનાઇન સોંઘું મળી શકે તેવો બંદોબસ્ત પણ સરકારે કર્યો છે.

52. What measures does the Government in India adopt for preventing diseases?

દર્દો દૂર કરવા માટે એક આરોગ્ય ખાતું ( Sanitary Department ) રાખવામાં આવ્યું છે. તે દરદોના કારણ શોધી તેનો નાશ કરે છે. આ ખાતું પાણી અને ખોરાક વગેરેની સફાઇ પર ધ્યાન આપે છે કેમકે ઘણાં ખરાં દર્દો તે વિષયોની ગંદકીમાંથી ઉત્પન્ન થાય છે. પાણીની ચોકખાઈ પર મ્યુનીસીપાલીટી ધ્યાન આપે છે. ગટરો માર્ફત ગંદુ પાણી ખસેડવામાં આવે છે. અને બીજી ગંદકી ગામમાંથી ખસેડી તેનો નાશ કરવામાં આવે છે. અતિપકવ અને ખરાબ ફળફૂલનો નાશ કરવામાં આવે છે. અને દુધાદિ પદાર્થોની ચોકખાઇનું ધ્યાન આ ખાતું રાખે છે. ધુળને દાબી રાખવા રસ્તાઓ સાફ થઇ તે પર નિયમિત પાણીનો છંટકાવ થાય છે. અને વખતો વખત લોકોને શીખામણ રૂપે પત્રિ-

કાઓ બહાર પાડવામાં આવે છે. દર્દોનાં કારણો વિષે અને તેથી બચવાના રસ્તાઓનું જ્ઞાન વિદ્યાર્થીઓને અપાય છે. શીતળાથી બચાવવા માટે શીતળા કાઢનારા દાક્તરો ગામેગામ ફરે છે. મરકી સામે પણ પગલાં લેવાય છે. દરદનો ફેલાવ અટકાવવા માટે ચેપ લાગેલાઓને દૂર ખસેડવામાં આવે છે, ઉંદરોને મારવામાં આવે છે અને લોકોને દરદથી રક્ષા કરવા માટે રસી મુકવામાં આવે છે. આમાંનું ઘણું ખરૂં કામ મ્યુનીસીપાલિટી કરેછે. આરોગ્ય ખાતું દર્દો રોકવા સબબ શીખામણું આપે છે.

53. What has the Government in India done for public health?

જુઓ સવાલ ૫૧ અને ૫૨.

---

## જાહેર બાંધકામ.

54. Describe the history of the organization of the Public Works Department.

લોર્ડ ડલહાઉઝીની કારકીર્દીમાં આ ખાતાનું પહેલું પગલું મંડાયું. ગંગાની નહેર, રસ્તાઓ, અને મુંબઇ અને થાણા વચ્ચે પહેલી આગગાડી બાંધવામાં આવી. એક ચીફ ઇન્જિનેર નીચે દરેક પ્રાંતમાં એક જુદું ખાતું ઉભું કરવામાં આવ્યુ. પહેલાં તો, રેલ્વે અને લશ્કરી બાંધકામો પણ આ ખાતાના હાથમાં હતાં પણ હવે તેમ નથી. અત્યારે દરેક પ્રાંતોના વિભાગ પાડવામાં આવ્યા છે. દરેક જીલ્લાનું કામ એક એકઝીક્યુટીવ ઇન્જીનીઅરને સોંપવામાં આવ્યું છે, તેમ તેના ઉપર એક સુપરીંનટેન્ડીંગ ઇનજીનીઅર હોય છે. આ બાંધકામ ખાતું સરકારના મ્હેસુલી અને ખેતીવાડી ખાતાંની નીચે છે.

55. What are the various functions of the Public Works Department?

૧. નહેર, કુવા, તળાવો વગેરે ખોદાવવાનું અને સમારવાનું.
૨. રસ્તાઓ અને મકાનો બંધાવવાનું.

૩. બંદરો, અને ગોદીઓ બંધાવવાનું.

૪. તારના સંદેશાઓ માટે જૂદી જૂદી લાઈનો બનાવવાનું.

૫. પૂલ અને કીલ્લાઓ બંધાવવાનું.

56. Describe the Railway Administration in India.

શરૂઆતમાં તો રેલ્વેનું કામ કાજ જાહેર બાંધકામ ખાતાંના હાથમાં હતું. પણ ૧૯૦૫ માં તે કામ રેલ્વે બોર્ડ ( Railway Board ) ને સોંપવામાં આવ્યું છે. તેમાં એક પ્રમુખ અને બીજા બે સભાસદો હોય છે. આ બધાં બોર્ડોનો ઉપરિ વ્યાપાર ઉદ્યોગ ખાતાંનો ( વાઈસરાયની કાઉંસીલનો ) સભાસદ છે. દરેક રેલ્વેનો મુખ્ય અધિકારી એજંટ ( Agent ) કહેવાય છે. તેના હાથ નીચે ટ્રાફીક મેનેજર, ચીફ ઈનિજીનીઅર, લોકોમોટીવ સુપરિન્ટેન્ડેન્ટ, સ્ટોરકીપર, અને બીજા એસીસ્ટંટો હોય છે.

---

## દુષ્કાળ નિવારણ.

57. What are the various causes of famines in India? Describe some of the measures adopted by the Government for preventing and relieving them.

( એ ) કારણો:—

૧. **વર્ષાદની અછત:**—વર્ષાદના પાણીથી ઘણી જગ્યાએ ખેતી થાય છે તેથી જો વર્ષાદ ન આવે તો દુષ્કાળ પડે.

૨. **ટીડ:**—પાકનો નાશ કરે છે અથવા બહુ **ઠંડી**થી નુકસાનથાય છે.

૩. કોઈ વખત **અતિ વૃષ્ટિ** પણ નુકસાન કરે છે.

( બી ) **તેનું નિવારણ:**—

૧. રેલ્વે:—એક બીજા ભાગોમાં દાણાની આવજાવને આગગાડીથી સગવડ પડે છે એટલા માટે આગગાડીનો વિસ્તાર થઈ રહ્યો છે.

૨. ઘણી **નહેરોથી** અને બીજી રીતે નદીનું પાણી ખેતરમાં વપરાય છે તેથી વર્ષાદ ઉપરની પરતંત્રતા ઓછી થાય છે.

૩. **સહકારી મંડળો:**—(Co-operative Credit Societies) ખેડુતોમાં આ સહકારી મંડળો કામ કરે છે. જરૂરના વખતમાં ખેડુતોને આ સંસ્થાઓ નાણાં ધીરે છે. અને તેને બચત કરતાં શીખવે છે.

૪. **બંધઃ**—નદીમાં પાણીનો સંગ્રહ કરવા માટે તેની બેઉ બાજુએ બંધ બાંધવામાં આવે છે.

૫. **જંગલ સંરક્ષણઃ**—વર્ષાદ ઝાડના જૂથ તરફ આકર્ષાય છે. એથી કરીને સરકાર જંગલોનું સંરક્ષણ કરે છે.

આ ઉપચારોથી દુષ્કાળ રોકવાનો પ્રયત્ન થાય છે. પણ તેમ છતાં પણ જો પડે તો લોકોને નીચેના ઉપાયોથી રાહત અપાય છે.

૧. જ્યારે દુષ્કાળ પડે છે ત્યારે સરકાર **બાંધકામો** રસ્તાઓ, નહેરો વગેરે ખોલે છે જેથી કરીને તંદુરસ્ત લોકોને કામ મળે અને ખોરાક મળે.

૨. જેઓ કામ કરવા અશક્ત છે તેવાને રાંધેલું **અનાજ** અને **પૈસા** આપવામાં આવે છે.

૩. અમુક વખત સુધી કર **માફ** કરવામાં આવે છે અને જ્યારે નવી ઋતુ આવે છે ત્યારે ખેડૂતોને પૈસા ધીરવામાં આવે છે.

૪. અનાજ પરદેશથી લાવી તે સસ્તે ભાવે વેચાય છે.

---

## દેશી રાજ્યો.

58. How many Native States are there ? Into what classes are they divided ?

હિંદુસ્તાનમાં આશરે ૭૦૦ દેશી રાજ્યો છે. કેટલાંક મોટાં અને કેટલાંક નાનાં છે. તેમની અગત્યતા પ્રમાણે તેમના ૪ વર્ગ પાડ્યા છે.

૧. **પહેલા વર્ગનાં દેશી રાજ્યોઃ**—આમાં હૈદરાબાદ, મ્હૈસુર, વડોદરા, જમ્મુ ( કાશ્મીર ) અને નેપાળનો સમાવેશ થાય છે. આ રાજ્યો ઉપર ગવર્નરોનો અંકુશ નથી. તેઓનો સંબંધ વાઇસરૉય સાથે સીધો છે.

૨. **બીજા વર્ગનાં દેશી રાજ્યોઃ**—આ વર્ગનાં ૧૭૦ છે. તેમાનાં કેટલાંકને સાથે ગોઠવી એક વાઇસરૉયના એજંટના હાથ નીચે મુકવામાં આવ્યાં છે. આ ત્રણ એજન્સીઓ નીચે પ્રમાણે છેઃ—

( એ ) **મધ્ય હિંદ એજન્સીઃ**—જેમાં ૧૪૮ દેશી રાજ્યો છે. ગ્વાલીઅર, ઈંદોર, ભોપાલ, રેવા વગેરે મોટાં રાજ્યો છે.

(બી) **રજપુતાના એજંસી:**—૨૦ રાજ્યોની બનેલી. તેમાં ઉદેપુર, જયપુર, જોધપુર, બીકાનેર, ભરતપુર, અને કોટા ઘણી અગત્યનાં છે.

(સી) **બલુચીસ્તાન એજંસી:**—લાસ બેલા અને કલાટનાં બે રાજ્યોનો એમાં સમાવેશ થાય છે.

૩ **ત્રીજા વર્ગનાં રાજ્યો:**—પ્રાન્તોના હાકેમોના હાથ નીચેનાં આ નાનાં રાજ્યો છે:–તે માંહેનાં કેટલાક નીચે આપ્યાં છે:—

(એ) **બંગાળ:**—સીકીમ, અને કુચ બિહાર ઉપરાંત બીજાં ૨૮ નાનાં રાજ્યો.

(બી) **સંયુકત પ્રાંતો:**—રામપુર મોટું રાજ્ય છે. તે ઉપરાંત એક બીજું નાનું રાજ્ય છે.

(સી) **મુંબઈ:**—મુંબઈમાં ૩૮૪ આવાં રાજ્યો છે જેમાંથી કોલ્હાપુર અને કચ્છ જાણીતાં છે.

(ડી) **મદ્રાસ:**—ત્રાવણકોર અને કોચીન અને બીજાં ત્રણ રાજ્યો છે.

(ઈ) **પંજાબ:**—ભાવલપુર, પતીઆળા, નભા, ઝીંદ, અને કપુરથાલા. આ બધા અને બીજાં કેટલાંક નાનાં મળીને કુલ સંખ્યા ૩૪ ની છે.

(એફ) **બર્મા:**—બાવન રાજ્યો.

59. What is the relation of the British Government towards the Native States in India?

બધાં દેશી રાજ્યો બ્રીટીશ સત્તાની દેખરેખ અને રક્ષણ નીચે છે. આ રાજ્યો આંતરિક વહીવટ પોતાની મેળે ચલાવી શકે છે અને તેમાં ઘણી સ્વતંત્રતા ભોગવે છે. પણ લોકોના ભલાને ખાતર કોઇવાર સરકાર વચ્ચે પડે છે. દેશી રાજ્યો સાથે થયેલા કોલ કરારો સરકાર મંજુર રાખે છે અને પાળે છે. દત્તક લેવાની રાજાઓને છૂટ છે, પણ નીચે પ્રમાણે સરકાર દેશી રાજ્યો પર કાબુ ભોગવે છે:—

૧ જો રાજા પોતાના રાજ્યના વિભાગ કરે તો સરકાર તેને અટકાવે.

૨ સરકાર હક્કદાર વારસને ગાદીએ બેસાડે છે.

૩ કંઈ તકરાર કે તોફાન થાય તો સરકાર વચ્ચે પડે છે.

૪ દેશી રાજ્યોની કંઇ ખરાબ પ્રથા, જેમકે સતીનો ચાલ વગેરે હોય છે તે સરકાર દૂર કરે છે.

૫ જો રાજા અન્યાયી અને ક્રૂર હોય તો સરકાર વચ્ચે પડે છે.

60. What are the powers of Native States in India ? How are these powers restricted ?

દેશી રાજ્યો પોતાના કાયદાઓ ઘડી શકે, સીક્કા પાડી શકે, કર નાંખી શકે અને જમીન મ્હેસુલ ઠરાવી અને ઉઘરાવી શકે. પણ તેમની સત્તા ઉપર નીચે પ્રમાણે કાબુ મુકવામાં આવ્યો છેઃ—

૧ દેશી રાજ્યો એક બીજા સાથે કે કોઇ પરદેશી રાજ્યો સાથે કોઈ પણ કોલ કરાર ન કરી શકે.

૨ બાંધેલી હદ પાર તેઓ લશ્કરની સંખ્યા ન વધારી શકે.

૩ તેઓ કીલ્લા ન બાંધી શકે અને લડાયક શસ્ત્રો ન બનાવી શકે.

૪ અંગ્રેજ સરકારની રજા વિના કોઈ પરદેશીને પોતાના રાજ્યમાં રહેવા ન દઈ શકે અને કોઇપણ કોઠી સ્થાપવા પહેલાં સરકારની પરવાનગી લેવી પડે છે.

૫ બીજાં રાજ્યો સાથે વિગ્રહ ન કરી શકે.

૬ અગત્યની બાબતોથી તેઓએ એજંટને કે રેસીડંટને વાકેફ કરવો જોઇએ.

———:o:———

# University Questions.

## INDIAN HISTORY, 1923.

1. Who were the Moghuls? How did Babar establish the Moghul power in India?

2. What was the part played by Chandbibi, Malik Amber and Shahaji Bhonsle in the defence of the Nizamshahi Kingdom of Ahmednagar against the Moghuls?

3. State the main features of the history of the Marathas from the accession of Balaji Bajirao to the death of Madhavarao I.

4. Trace the relations between the English and Tippu Sultan of Mysore. Account for the latter's sudden downfall.

5. Discuss the policy of Lord Auckland and Lord Ellenborough towards Afghanistan.

6. Give an account of the administration of Lord Chelmsford.

7. How is the government of a province carried on under the reformed constitution of India?

*Or*

Describe the present relations of the Secretary of State and his Council with the Government of India.

8. What do you know of any *three* of the following:—

( *a* ) The Sayyad Brothers; ( *b* ) Bussy; ( *c* ) Annexation of Sindh; ( *d* ) Chamber of Princes ( *e* ) Indian Civil Service.

## હિંદુસ્તાનના ઇતિહાસના પ્રશ્નોના જવાબ.

૧. મોગલ લોકો અસલ મોંગોલિઆના રહેવાસી હતા. તેઓએ બાબર સાથે હિંદુસ્તાન ઉપર ચઢાઇ કરી અને સામ્રાજ્ય સ્થાપ્યું. ( પ્રશ્નના બીજા ભાગના જવાબ માટે મોગલ પીરીઅડના સવાલ ૨ જાનો જવાબ જુઓ. )

૨. અહમદનગર ઉપર મોગલોના હુમલાઓ પ્રથમ અકબરના સમયમાં શરૂ થયા. મરી ગયેલા રાજાની વિધવા ચાન્દબીબી અહમદનગરનું રાજ્ય ચલાવતી હતી. તે રાજ્યમાં અત્યંત ગેરવ્યવસ્થા હતી. તેથી ૧૫૯૮ માં અકબરે અહમદનગર ઉપર લશ્કર મોકલ્યું. ( પછી મોગલ પીરીઅડનો પ્રશ્ન ૧૭ મો જુઓ. )

( મલીક અમ્બર માટે મોગલ પીરીઅડનો પ્રશ્ન ૧૭ મો જુઓ. ) મલીક અમ્બર પછી શાહજી ભોંસલેએ અહમદનગરના રાજ્યનો જીર્ણોદ્ધાર કરવા પ્રયત્ન કર્યો. તેણે શાહજહાન સામે ખાનજહાન લોદીના બળવામાં ઘણો ભાગ લીધો હતો. શહાજહાન તે ભુલી ગયો નહિં. ખાનજહાનને તાબે કર્યા પછી તરતજ તેણે અહમદનગર ઉપર ચઢાઈ કરી અને તે રાજ્ય જોડી દીધું. આ પ્રમાણે હંમેશને માટે તે સ્વતંત્ર રાજ્યનો અંત આવ્યો.

૩. સવાલ ૯ માનો જવાબ અને મરાઠા ઇતિહાસના પ્રશ્ન ૧૧ માના જવાબનો પહેલો ખંડ જુઓ.

૪. ૧૭૮૨ માં હૈદરના મરણ પછી તેના છોકરા ટીપુસુલ્તાને તેના બાપે અંગ્રેજો સાથે જગાવેલી લડાઇ બે વર્ષ ( બીજો મ્હૈસુર વિગ્રહ ) સુધી ચલાવી. તેણે મંગલૂર અને બેદનૂર જીતી લીધાં અંગ્રેજોએ ડિન્ડીગલ અને કોઇમ્બટુર જીત્યાં. ત્યાર પછી મદ્રાસના ગવર્નરે તેની સાથે સલાહ કરી. મંગલૂરના કરારની રૂએ દરેક પક્ષે જે જે મુલકો જીતી લીધા હતા તે પાછા આપ્યા અને કેદીઓને છોડી મૂકયા.

લોર્ડ કોર્નવોલિસના અમલ દરમ્યાન ત્રીજો મ્હૈસૂર વિગ્રહ થયો આજુબાજુનો મુલક જીતવાનો અને ઇસ્લામ ધર્મ ફેલાવવાનો ટીપુએ નિશ્ચય કર્યો હતો. તેણે હિંદુઓ પર જુલમ કર્યો હતો. તેઓનાં દેવાલયો તોડી નાંખ્યાં હતાં. ત્રાસ પામેલા હિંદુઓ ત્રાવણકોર નાસી ગયા. ત્યાં તેઓને આશરો મળ્યો. તેથી ટીપુએ ત્રાવણકોર ઉપર ચઢાઈ કરી. ત્રાવણુ

કોરના રાજાએ અંગ્રેજોની મદદ માગી. લોર્ડ કોર્નવોલિસે ટીપુ સાથે લડાઈ જાહેર કરી અને જાતે મદ્રાસ આવ્યો તેણે મ્હૈસૂરમાં પ્રવેશ કર્યો અને ટીપુને અરીરા આગળ હરાવ્યો ( ૧૭૯૧ ). ખોરાકીની તાણ પડવાથી મંગલૂર પાછો ફર્યો અને તરતજ સારી તૈયારી સાથે આવ્યો. તેણે શ્રીરંગપટ્ટણને ઘેરો ઘાલ્યો. આખરે ટીપુએ સલાહની માગણી કરી. શ્રીરંગપટ્ટણના કરારથી ટીપુએ લડાઇના ખર્ચ માટે ત્રણ કરોડ રૂપિયા તથા પોતાનું અર્ધું રાજ્ય આપવા અને કરારની શરત પ્રમાણે પૂરાં નાણાં ભરાઈ જાય ત્યાં સુધી પોતાના બે છોકરાને સાનમાં મુકવા તથા કુર્ગ તેના રાજાને પાછું સોંપવા કબુલ કર્યું. ટીપુના જીતાયેલા મુલકનો નિઝામ મરાઠા અને અંગ્રેજ વચ્ચે ભાગ પાડવામાં આવ્યો. અંગ્રેજોના ભાગમાં મલબાર, સાલમ અને મદુરા આવ્યાં.

માર્કવેસ ઓફ વેલ્સ્લીએ ટીપુને બ્રિટિશોની સર્વોપરિ સત્તા કબુલ રાખવા લખ્યું. ટીપુ જે નેપોલ્યન સાથે મસલત કરતો હતો તેણે અંગ્રેજ દૂતને આવકાર પણ આપ્યો નહિં. તેથી લડાઈ જાહેર થઈ. વેલ્સ્લીએ જાતેજ દક્ષિણ તરફ કુચ કરી તેજ વખતે જનરલ હેરિસની સરદારી હેઠળ એક લશ્કર મદ્રાસથી આવ્યું. અને મુંબઇથી સ્ટુઅર્ટની સરદારી હેઠળ બીજું તેને મળવાને મોકલવામાં આવ્યું. તે બે લશ્કરને ભેગાં ન થવા દેવા ટીપુએ જનરલ સ્ટુઅર્ટ ઉપર સિદાસીર આગળ હુમલો કર્યો પણ હારી ગયો ( ૧૭૯૯ ). પછી તે હેરિસના લશ્કર ઉપર તુટી પડ્યો પણ માલ્વેલી આગળ હાર્યો ( ૧૭૯૯ ). તેને તરતજ શ્રીરંગપટ્ટણ પાછું હઠવું પડયું. તે શહેરને ઘેરો ઘાલવામાં આવ્યો. કિલ્લા ઉપર તોપનો મારો શરૂ થયો અને તેમાં બાંકોરું પડયું. બ્રિટિશોએ ગઢમાં પ્રવેશ કર્યો. ટીપુ મરણીઓ થઇને લડ્યો પણ આખર પડ્યો અને શહેર જીતાયું. અસલના હિંદુ રાજા જેને હૈદરે પણ ભ્રષ્ટ કર્યો હતો તેના વંશજ કૃષ્ણરાવને મ્હૈસૂર પાછું સોંપવામાં આવ્યું. હૈદર અને ટીપુએ જીતેલાં મુલકનો નિઝામ અને બ્રિટિશ વચ્ચે ભાગ પાડવામાં આવ્યો. અંગ્રેજોના ભાગમાં કનેરા અને કોઇમ્બીટુર આવ્યાં.

૫. હિંદુસ્તાનમાં લોર્ડ ઓકલેંડના શાસન દરમ્યાન અફઘાનીસ્તાનના ખરા વારસ શાહશુજાની ગાદી દોસ્ત મહમદે પચાવી પાડી. તેથી શાહશુજાએ અંગ્રેજોની મદદ માગી. દોસ્ત મહમદે પણ રણજીતસિંહ પાસેથી પેશાવર પાછું મેળવવા માટે અંગ્રેજોની મદદ માગી પરંતુ રણજીતસિંહ

અંગ્રેજોનો પક્કો દોસ્ત હતો. તેથી લોર્ડ ઓકલેંડે દોસ્ત મહમદની માગણીનો ઇનકાર કર્યો. તે ખીજાયો અને રશ્યા સાથે કરાર કર્યા. આ વખતે રશ્યન લોકો હિંદુસ્તાન ઉપર સ્વારિ કરે અને દોસ્ત મહમદ તેમને આવવાનો રસ્તો આપે એવો મહાન ભય હતો. તેથી લોર્ડ ઓકલેંડે અફઘાનીસ્તાનની ગાદી ઉપર શાહશુજાને બેસાડવાનો નિશ્ચય કર્યો. બ્રિટિશ, શાહશુજા અને શિખોએ ભેગા મળીને દોસ્ત મહમદ સાથે લડાઈ કરી. ઘણી ઝપાઝપી પછી દોસ્ત મહમદને પર્વાન આગળ તાબે થવું પડયું અને તેને કેદી તરીકે કલકત્તા મોકલી દેવામાં આવ્યો. શાહશુજાને ગાદીએ બેસાડ્યો પણ તેણે અંધેર ચલાવ્યું. ૧૮૪૨ માં દોસ્ત મહમદના મ્હોટા છોકરા અકબરખાંની સરદારી હેઠળ અફઘાનીસ્તાનમાં બળવો થયો. તેણે કાબૂલ સર કર્યું અને શાહશુજાને મારી નાંખ્યો. જનરલ એલ્ફીન્સ્ટનની સરદારી હેઠળ શાહશુજાના રક્ષણ માટે રાખેલું અંગ્રેજી લશ્કર પણ હિંદુસ્તાન પાછા ફરતાં તેમને હેરાન ન કરવાની શરતે તાબે થયું. તેઓ જ્યારે પાછા ફરતા હતા ત્યારે અફઘાનો [ કાબૂલીઓ ] એ પર્વતોની ટેકરી પરથી ગોળી મારી તેમને ઠાર કર્યા. આ માઠા સમાચાર કહેવા માત્ર એકજ માણસ જીવતો રહ્યો. તે સમાચાર ઇંગ્લેંડ પહોંચ્યા ત્યારે લોર્ડ ઓકલેંડને પાછો બોલાવી લીધો અને લોર્ડ એલનબરો તેની જગ્યાએ નીમાયો.

જનરલ સેલ જલાલાબાદનું અને જનરલ નોટ કંદહારનું રક્ષણ કરતા હતા. દરેક જગ્યાએ એલનબરોએ એક એક મ્હોટું લશ્કર મોકલ્યું. તેણે કાબૂલ ઉપર કુચ કરી અને અકબરખાં ઉપર હુમલો કર્યો. તેણે સંપૂર્ણ હાર ખાધી અને તેનું શહેર જીતાયું. અંગ્રેજોએ ઇસ્તલીફનો કિલ્લો તોડી નાંખ્યો અને કાબૂલની મ્હોટી બજાર ઉડાડી દીધી. અફઘાનોની બાબતમાં વધારે વચ્ચે પડવાનું ડહાપણ ભરેલું નથી એમ માની અંગ્રેજો એટલેથી અટક્યા. અફઘાનીસ્તાનમાં દોસ્ત મહમદ લોકપ્રિય હતો. શાહશુજા મરી ગયો હતો. તેથી એલનબરોએ દોસ્તને છુટો કર્યો અને અફઘાનીસ્તાનનું રાજ્ય ચલાવવા મોકલી દીધો. અફઘાનીસ્તાન ઉપર કોણ રાજ્ય કરે છે તેની તેને પરવા ન હતી. માત્ર તેને બ્રિટિશો અને અફઘાનો બન્ને માટે શાંતિ જોઇતી હતી, અને તે તેણે પોતાના પૂર્વગામીની અફઘાનોની મરજી વિરૂદ્ધ શાહશુજા ઉપર કૃપા બતાવવાની નીતિને ઉલટાવી નાંખીને મેળવી.

૬. ( 'અંગ્રેજી રાજસત્તા નીચેનું હિંદ'નો સવાલ ૬ ઠો જુઓ )

૭. પ્રથમ પ્રશ્ન. એડમિનિસ્ટ્રેશન ઓફ ઈન્ડિઆ ( હિંદુસ્તાનનું રાજ્યતંત્ર )નો સવાલ ૮૬ મો જુઓ. તે ઉપરાંત વિદ્યાર્થીએ નીચેનું લખવું:—સુધરેલા બંધારણ પ્રમાણે પ્રાંતીય શાસનમાં ખાતાંના ટ્રાન્સફર્ડ ( સોંપેલાં ) અને રીઝર્વ્ડ ( સ્વાયત્ત ) એમ બે ભાગ પાડવામાં આવ્યા છે. રીઝર્વ્ડ વિષયો જેવાકે મહેસુલ, કાયદા અને ન્યાય, ગવર્નર અને તેની કારોબારી ( Executive ) સભાના હાથમાં છે; જ્યારે ટ્રાન્સફર્ડ વિષયો જેવા કે કેળવણી, લોકોપયોગી કામો વિગેરેનો વહિવટ ગવર્નર મિનીસ્ટરો ( પ્રધાનો ) સાથે રહીને ચલાવે છે. તે પ્રધાનો ( મીનીસ્ટર્સ ) ધારાસભામાં સત્તામાં આવેલ પક્ષમાંથી નીમેલા પ્રતિનિધિઓ હોય છે. બ્રિટિશ પ્રતિનિધિ મંડળની માફક આ ધારાસભા લોકો તરફથી ચુંટાયેલા સભ્યો અને રાજ્યતંત્રના નીમેલા અમલદારો જેઓ ન્હાની સંખ્યામાં હોય છે તેની બનેલી છે. ગવર્નરને નિષેધ કરવાની ( Vetoing ) અને પ્રમાણ પત્ર આપવાની ( Certification ) સત્તા છે. તેથી પ્રાંતીય શાસનનો ખરો ઉપરિ તેજ છે. તેની સભા અને પ્રધાનો ( મીનીસ્ટર્સ ) અનુક્રમે રીઝર્વ્ડ વિષયોના વહિવટ અને લોકલ સેલ્ફ ગવર્મેંટ ( સ્થાનિક સ્વરાજ ) સ્થાપવા માટે જોખમદાર છે.

બીજો પ્રશ્ન. એડમિનિસ્ટ્રેશન ઓફ ઇન્ડિઆ (હિંદુસ્તાનનું રાજ્યતંત્ર) નો સવાલ ૧૧ મો જૂઓ.

૮. ( એ ) સૈયદ ભાઈઓ: 'મોગલ પીરીઅડ'નો સવાલ ૩૬ મો જુઓ.

( બી ) બુસી 'હિંદમાં ફ્રેંચ લોકોનો ઈતિહાસ'નો સવાલ ૮ મો જુઓ.

( સી ) સિંધનું સંયોજન ( એનેકસેશન ઓફ સિંધ) 'ગવર્નર્સ—જનરલ'ના સવાલ ૫૫ માના જવાબનો છેલ્લો ખંડ જુઓ.

( ડી ) **ચેમ્બર ઓફ પ્રિન્સીસ**:—લોર્ડ ચેમ્સફર્ડના અમલમાં દેશના લાભાર્થે દેશી રાજ્યના રાજાઓને સંયુક્ત વિવેચન અને સહકાર માટે એકઠા કરવાની એક અજમાયશ કરવામાં આવી હતી. તે માટે નિશ્ચિત ધારાધોરણ બાંધીને એક સભા બનાવવામાં આવી હતી. તેનુ નામ ચેમ્બર ઓફ પ્રિન્સીસ ( નરેન્દ્ર મંડળ ) પડયું છે.

( ઈ ) ઇન્ડિઅન સિવિલ સર્વિસ ( હિંદુસ્તાનની સનંદી નોકરી ).

હિંદુસ્તાનનો વહિવટ કરનારા મ્હોટા અમલદારોના મંડળને આ નામ આપવામાં આવ્યું છે. ઈંગ્લેંડમાં અને હવે હિંદુસ્તાનમાં પણ લેવામાં આવતી હરિફાઈ માટેની પરીક્ષામાં ઉત્તીર્ણ થયેલા આ મંડળના સભ્યો થાય છે. આ પ્રમાણે મેળવેલા અમલદારો એસીસ્ટંટ કલેકટરો અને જીલ્લા મૅજીસ્ટ્રેટના હોદ્દાથી માંડી હાઈકોર્ટ જજ, ( કારોબારી સભાના સભ્યો ) એકસીકયુટીવ કાઉન્સીલના મેમ્બર અને કોઈ પ્રાંતના ગવર્નર તરીકેની પણ ઉંચી નિમણુંકો માટે હોય છે.

---

## 1924.

1 Describe the career of Sher Shah as a general and as an administrator.

2. Give a brief account of the powers that rose to importance from the death of Aurangazeb to that of Mahammad Shah.

3. Sketch the career of Nana Farnavis with special refereuce to his services to the Maratha Confederacy.

4. What do you know of the rivalry between the English and the French for power in India up to the recall of Dupliex ?

5. Draw an outline map of India showing separately the annexations made by the Marquis of Hastings and Lord Dalhousie.

6. Give an account of the administration of Lord Curzon.

7. What do you understand by Local Self-Government ? Mention the functions and sources of income of a town Municipality.

*Or*

Compare and contrast the position of the Ministers with that of the Executive Councillors in Provincial Governments.

8. Write short notes on any *three* of the following:-

(*a*) High Commissioner for India.
(*b*) Mir Jumla.
(*c*) Shivaji's Council of Eight.
(*d*) Non-intervention Policy.
(*e*) The Ilbert Bill.

---

## જવાબો.

૧. શેરશાહ દોલતખાન લોદીની નોકરીમાં એક સાહસિક અફ્‌ઘાન હતો. તે અત્યંત બહાદુર અને તાકાતવાળો હતો. તેને 'શાહ'નો ખીતાબ મળ્યો હતો. તે નવી મોગલ સત્તાની વિરૂદ્ધ હતો અને ઘણા વખત પહેલાં બંગાલમાં પોતાનો પક્ષ મજબુત કરવા માંડ્યો હતો. તેણે ધીમે ધીમે પોતાની સત્તા વધારી અને જ્યારે હુમાયુ ગુજરાતના બહાદુર શાહની સાથે લડાઈમાં રોકાયો હતો ત્યારે તેણે ચુનારનો કિલ્લો લઈ લીધો અને હુમાયુને મળવાને કુચ કરી. તેણે હુમાયુના પાછા ફરવાનો રસ્તો બંધ કરીને તેના ઉપર બકસર આગળ હુમલો કર્યો અને તેને હરાવ્યો. ફરીથી હુમાયુ કનોજ આગળ હારી ગયો અને શેરશાહ દિલ્હીનો બાદશાહ થયો. તે મહાન સેનાપતિ હતો. તે બરોબર કેળવાયેલું લશ્કર રાખતો. આ વાતથી હિંદુસ્તાનમાં સૌ અજ્ઞાત હતા. વળી તે રાજકાજમાં પણ ઘણો કુશળ હતો. તેના પાંચ વર્ષના રાજ્યમાં તેણે દેશમાં ઘણા સુધારાઓ દાખલ કર્યા. તેમાંના થોડાક નીચે પ્રમાણે હતા.

(૧) તેણે બંગાલથી પંજાબ સુધીના રસ્તા ઉપર થોડે થોડે અંતરે કુવાઓ ખોદાવ્યા અને ધર્મશાળાઓ બંધાવી.

(૨) તેણે મસ્જીદો બંધાવી અને રસ્તાઓ ઉપર ઝાડો રોપાવ્યાં અને તે મીઠાઈઓ વ્હેંચતો.

( ૩ ) વેપાર વધારવાને લોકો માટે તેણે ટપાલની પદ્ધતિ દાખલ કરી.

( ૪ ) તેની મહેસુલી પદ્ધતિ પ્રજાને ઘણી ફાયદા કારક હતી. અકબરે પણ તેજ પદ્ધતિ સ્વીકારી હતી.

૨. મોગલ પીરીઅડનો પ્રશ્ન ૩૭ મો જુઓ.

૩. નાના ફડનવીસ એક પ્રખ્યાત મરાઠી રાજ્યદ્વારી પુરૂષ હતો. માધવરાવ પહેલાના વખતમાં તે મહત્વની જગ્યો ઉપર નોકર હતો. ૧૭૭૫ માં જ્યારે છઠા પેશ્વા બીજા માધવરાવનો જન્મ થયો અને રાઘોબાએ પેશ્વા થવાની ઈચ્છા બતાવી, ત્યારે નાનાફડનવીસે પેશ્વાની ન્હાની અવસ્થામાં રાજ્ય કારભાર ચલાવવાને એક સભા સ્થાપી. રાઘોબાએ અંગ્રેજોને પોતાની બાજુએ મેળવી લીધા હતા. નાનાફડનવીસ ફ્રેંચ લોકો સાથે ખાનગી મસલત ચલાવતો હતો તેથી વોરન હેસ્ટિંગ્સે રાજ્યકારભાર ચલાવવા નીમાએલી સભા (Council of Regency) સાથે લડાઈ જાહેર કરી. આ લડાઇમાં મરાઠાઓ હાર્યા અને તેઓએ સાલબાઇના કરાર કર્યા. ન્હાનો પેશ્વાની કચેરીમાં ઘણો સત્તાવાન હતો. બધા મરાઠા સરદારોને સંપથી જોડી દઇ એક મજબુત કોન્ફેડેરસી ( સંગઠન ) સ્થાપવાની તેની ઇચ્છા હતી. આ વાતમાં મહાદજી વિરૂદ્ધ પડ્યો. કારણ કે તેને સ્વતંત્ર થવું હતું. નરમાશ તથા ડહાપણથી રાજ્ય કારભાર ચલાવવા પોતે જીવ્યો ત્યાં સુધી પ્રયત્ન કર્યો. તે અંગ્રેજોની કુમકની પદ્ધતિ ( Subsidiary ) કબુલ કરવાની વિરૂદ્ધ હતો પણ તેઓ માટે તેને માન હતું. મરાઠા કુટુંબોમાં સંપ પેદા કરવામાં તે ફત્તેહમંદ થયો હતો. તેનું ખાનગી ચારિત્ર્ય અત્યુત્તમ હતું.

૪. હિંદુસ્તાનના ( અંગ્રેજોના ) ઇતિહાસનો પ્રશ્ન પાંચમો જુઓ.

૫. જુઓ પ્રશ્ન ૪૩, પાનું ૧૩૫, અને પ્રશ્ન ૬૬, પાનું ૧૫૧.

૬. અંગ્રેજી રાજસત્તા નીચેનું હિંદ નો પ્રશ્ન ૮૩ મો જુઓ.

૭. મોન્ટફર્ડ સુધારાઓ પ્રમાણે પ્રાંતીય શાસનમાં તમામ કામના બે ભાગો પાડવામાં આવ્યા છે. એક ટ્રાન્સફર્ડ (સોંપેલા) વિષયો અને બીજા રીઝર્વ્ડ (ખાસ રાખેલા અથવા સ્વાયત્ત) વીષયો. ટ્રાન્સફર્ડ વિષયો મિનિસ્ટર ( પ્રધાન ) ના હવાલામાં રહે છે. તે પ્રધાનને ( ધારા ) સભાના ચુંટાયેલા

સભ્યોમાંથી ગવર્નર નીમે છે. તે પ્રધાનો ( ધારા ) સભાને જોખમદાર છે. અને તે તેઓના પગાર વિષે મત આપે છે. જ્યારે કોઈ પ્રધાન ( ધારા ) સભાને સંતોષ નથી આપી શકતો ત્યારે સભા તેનો પગાર નામંજુર કરે છે અને તેથી તેને રાજીનામું આપવાની રફજ પાડે છે.

રીઝર્વ્ડ વિષયો કારોબારી સભાસદો ( Executive councillors ) ના હવાલામાં હોય છે. તેઓને સેક્રેટરી ઓફ સ્ટેટ અને શાહેનશાહની મંજુરીથી ગવર્નર નીમે છે. આ સભાસદો હિંદુસ્તાનમાં લાંબા વખતના અનુભવી નોકરો હોય છે ( civil servants ) તેઓ સભાને જોખમદાર નથી પણ પ્રતિનિધિ મંડને જોખમદાર છે. જો સભા તેઓનાં પાગલાં નાકબુલ કરે તો પ્રધાનોની માફક તે તેઓને રાજીનામું આપવાની ફરજ પાડી શકતી નથી. તે સિવાય સભાસદોનું રાજ્ય તંત્રમાં સ્થાન સરખું છે. તેઓ બધા વિષયોમાં સંયુકત વિવાદ ચલાવે છે. જ્યારે તેઓને મતભેદ થાય છે ત્યારે ગવર્નર આમ કે તેમ નિકાલ કાઢે છે.

( એ ) ૧૯૧૯ ના ઇન્ડીઆ એક્ટથી હિંદુસ્તાનો ' હાઇ કમીશનર નીમાય છે. તેની કચેરી ( ઓફીસ ) ઈંગ્લંડમાં છે. હિંદુસ્તાનના રાજ્યતંત્ર માટે પૈસ ઉધાર લેવા કે વ્યાજે આપવા, સામાન ખરી દવા અને હિંદુસ્તાનના વેપારના લાભ માટે ધ્યાન રાખવાનું તેનું કર્તવ્ય છે.

( ર ) સિરાજ–ઉદ–દ્દૌલાના દુર્ગોણો અને મુર્ખાઈ ભરેલાં કુત્યોથી લોકો નારાજ હતા. તેથી તેને ગાદી ઉપરથી ઉઠાડી મુકવાને તીરજાફરે કાવત્રું રચ્યું. કલાઈવની સાથે પત્રવ્યવહાર કરવાંમાં આવ્યો. અને તે તરતજ તેમાં ભળી ગયો. કલાઇવે અંગ્રેજી લશ્કરનો ખર્ચ આપવાના બદલામાં મીરજાફરને નવાબ બનાવવાનું વચન આપ્યું. ૧૭૫ માં પ્લાસી આગળ યુદ્ધ થયું. જેમાં નવાબનું લશ્કર નાશી ગયું અને કલાઇવે મીર-જાફરને નવાબ બનાવ્યો. નવાબ થયા પછી તે છુટે હાથે પૈસા વાપરવા માંયો અને અંગ્રેજોનું રૂણ પતાવવાનું ભુલી ગયો. તેથી તેઓએ તેને ૧૭૫૯ માં પદભ્રષ્ટ કર્યો અને તેના જમાઇ મીરકાસમને નવાબ નીમ્યો.

( ઈ ) મરાઠા ઇતિહાસનો પ્રશ્ન ૩ જો જુઓ.

( ડી ) લોર્ડ વેલ્સલીના શાસનમાં હિંદુસ્તાનમાં અંગ્રેજી સત્તા સર્વશ્રેષ્ઠ બની એમ લેખાય છે. અંગ્રેજોએ બળના પ્રતાપે આખું મધ્ય હિંદુસ્તાન

સર કર્યુ હતું. પણ ઈંગ્લેંડના રાજ્યદ્વારી પુરૂષોના એક પક્ષે જીત મેળવવાની અને સંયોજી દેવાની નીતિની અવગણના કરી. તેઓએ 'વચ્ચે નહિ પડવાની' ( Non-intervention. ) નીતિની હિમાયતી કરી. દેશી રાજ્યોના આસપાસના રાજ્યોની મદદ માગીને મ્હોટાં લશ્કરો અંગ્રેજી સરહદ ઉપર લડતાં હોય તો પણ અંગ્રેજોએ વચમાં પડવું નહિ, માત્ર પોતાનું રક્ષણ કરવાને તેઓ પાસે બળવાન લશ્કર હોવું જોઇએ, એમ તેઓ માનતા હતા.

( ઈ ) લોર્ડ રિપનની ઇચ્છા અંગ્રેજો અને હિંદીઓને એકજ પાયરી ઉપર મુકવા માટે સુધારો કરવાની હતી. તેથી તેણે ૧૮૮૩ માં ઇલ્બર્ટ બીલ દાખલ કર્યું. આથી અંગ્રેજી ગુન્હેગારોની તપાસ હિંદી ન્યાયાધીશો ચલાવી શકે એવી દરખાસ્ત કરવામાં આવી હતી. પણ હિંદુસ્તાનના અંગ્રેજો ઘણા વિરૂદ્ધ થયા અને આ ખરડો કાઢી નાંખવો પડ્યો.

( ૧ ) ૧૮૧૭ માં માર્કવેસ ઓફ હેસ્ટિંગ્સે નાગપુર સંયોજી દીધું હતું.

( ૨ ) ૧૮૪૮ માં દલહૌસીએ પંજાબ સંયોજ્યું હતું.

( ૩ ) ૧૮૫૬ માં દલહૌસીએ અયોધ્યા જોડી દીધું હતું.

( ૪ ) ૧૮૪૯ માં દલહૌસીએ પેગુ ખાલસા કર્યું હતું.

---

## 1925.

1. Show how far Humayun's own character was the cause of misfortunes. How did he regain his lost throne ?

2. What do you know of the revenue system of Akbar and his military organisation ?

3. How did Balaji Vishwanath and Baji Rao I contribute to the growth of the Maratha power ?

4. What were the causes of the rise of Mahadaji Scindia. What were his relations with the English ?

5. What were the difficulties experienced by Warren Hastings as Governor-General ? How did he try to meet them ?

6. Give a brief sketch of the administration of Lord Lytton, contrasting his frontier policy with that of Lord Ripon.

7. What is a budget? What amount of control is exercised by the General and Provincial Legislatures over their respective budgets?

*Or*

What do you know of the present arrangements for the defence of India?

8. Write short notes on any *three* of the following:-

( *a* ) Alphonso Albuquerque;
( *b* ) Sir Thomas Roe's Embassy;
( *c* ) Clive's Double Government;
( *d* ) Ahalyabai Holkar;
( *e* ) Power of Certification.

૧. હુમાયુ શૂરવીર અને માયાળુ હતો પણ તેના બાપ બાબરની ચતુરાઈ અને શક્તિ તેનામાં હતી નહિં. તેને સોમલ ખાવાની ટેવ હતી. તે અત્યંત વહેમી હતો. આ બન્ને દુર્ગુણોની અસર લડાઈના સમયમાં તેની વિરૂદ્ધ થતી. જ્યારે લડવાનું આવશ્યક હોય ત્યારે લશ્કરનું શું થશે તેની પરવા કર્યા વગર તે અફીણ ખાતો હોય અથવા તો શાંતિથી બેઠો હોય. તેના દુશ્મનો તેની નબળાઈ જાણતા હતા અને તેનો લાભ લઈ શેરશાહ પોતાનો મુલક બંગાલની ઉત્તર તરફ વધારવા લાગ્યો. ઘણા વર્ષ સુધી વચ્ચે ન પડવાની નીતિ હુમાયુએ રાખી હતી. પણ હવે તેને લાગ્યું કે પોતાની સત્તા અણી ઉપર છે. તેથી તેણે શેરશાહ સાથે લડાઈ જાહેર કરી. પરંતુ લડાઈ માટે તે વખતે બહુ મોડું થઈ ગયું હતું. તેણે હાર ખાધી અને જીંદગી બચાવવાને હુમાયુને ઈરાન નાશી જવું પડયું. પાછળથી શેરશાહ હિંદુસ્તાનનો રાજા થયો.

ઈરાનના શાહે તેને આશરો આપ્યો અને હુમાયુ જો તે શીઆ થઈ જાય તો તેને મદદ દેવાનું વચન આપ્યું. હુમાયુએ તે વાત કબુલ કરી

અને ઈરાનીઓનું મોટું લશ્કર લઈ હિંદુસ્તાન તરફ પાછો ફર્યો. શેરશાહ ત્રણ વખત હરાવીને તેણે તેના બાપે સ્થાપેલું રાજ્ય પાછું મેળવ્યું.

૨. અકબરે ટોડરમલ્લ નામના તે વખતના મહાન પ્રવીણ અધિકારીને મહેસુલનો બંદોબસ્ત એટલે જમીન રાખનારાઓને આપવાનું વાર્ષિક રકમ મુકરર કરવા નીમ્યો. મોગલોનાં હાથ નીચેની તમામ જમીનોના બે ભાગ પાડવામાં આવ્યા હતા.

(૧) ખાલસા જમીન જેની વિઘોટી બાદશાહને પરબારી ભરવાની હતી.

(૨) જાગીરો એટલે સુબા, ઉમરાવ વગેરે બાદશાહની રૈયતને મળેલી જમીન. તેઓ બાદશાહને નક્કી કરેલી રકમ ભરતા અને જે કાંઈ વધે તે પોતે રાખતા.

ટોડરમલની દેખરેખ નીચે તમામ જમીનની સંભાળપૂર્વક માપણી કરવામાં આવી. અને તેની ફળદ્રુપતા પ્રમાણે વર્ગો પાડવામાં આવ્યા તમામ અન્યાયી કરો કાઢી નાંખવામાં આવ્યા અને ઉપજની કિંમતને ત્રીજો ભાગ ખેડુતોને રાજ્યમાં ભરવાનું નક્કી કરવામાં આવ્યું.

૩. બાલાજી વિશ્વનાથ ૧૭૧૪ માં પેશ્વા તરીકે નીમાયો હતો તેના અને તેની પાછળ આવનારના હાથમાં શાહુ ફકત રમકડા રૂપજ હતો તેને માછલાં પકડવાનો તથા શિકારનો શોખ હતો. તે કામકાજને ધિક્કારતો. તેને માત્ર માનની જરૂર હતી અને તે બાલાજી કદી ગુમાવતો નહિ તેના બદલામાં તેને સર્વ સત્તા મળી. તેણે જુદા જુદા પ્રાંતોમાંથી ચોથ ઉઘરાવવાના હુકમો કાઢ્યા. બાલાજી વિશ્વનાથે દિલ્હીના બાદશાહ સાથે કરાર કર્યા જેથી બાદશાહે દિલ્હીનો આસપાસનો મુલક લુટમાંથી બચાવવા મરાઠાઓને ખંડણી ભરી હતી એમ ધારવામાં આવે છે. જ્યાંસુધી બાલાજી સત્તામાં હતો ત્યાંસુધી મરાઠાઓની સત્તા બહુ આગળ વધી હતી

તેના બાપ બાલાજી વિશ્વનાથ પછી બાજીરાવ પેશ્વા થયો. બાજીરાવના આખા શાસન દરમ્યાન મરાઠાઓમાં થોડે ઘણે અંશે પક્ષો પડી ગયા હતા. સશક્ત નિઝામે આ તકનો લાભ લઈ. મરાઠાઓના પક્ષો પાડી, દક્ષિણમાં પોતાની સત્તા જમાવવાનું ધાર્યું. પણ બાજીરાવ તેના બરોબરીઆ નિઝામ કરતાં વિશેષ હતો. તે ઘણીજ શક્તિવાળો અને મહાન

કારભારી હતો. યુકિતઓ ઘડી કાઢવાની મગજ શકિત તેમજ તેને અમલમાં મેલવાની તાકાત તેનામાં હતી. યોગ્ય શબ્દો વાપરી કૃષ્ણાથી અટક સુધી હિંદુરાજ્ય સ્થાપવાની ઉત્કંઠા તેણે શાહુમાં જાગૃત કરી. મરાઠાઓએ નિઝામ સાથે લડાઈ કરી તેને હરાવ્યો અને માળવા તેમને તાબે કરવાની ફરજ પાડી. બાજીરાવનો બીજો હુમલો ફિરંગીઓની સત્તા સામે થયો. તેણે દક્ષિણ ઉપર ચઢાઈ કરી. પણ તેની યોજનાનું પરિણામ પોતે જોઇ શકે તે પહેલાં તો મૃત્યુએ તેને પરલોકમાં બોલાવી લીધો.

૪. મહાદજી સિંધિઆ હોલ્કરોની સાથે સત્તામાં આવનાર સુપ્રસિદ્ધ સિંધિઆ કુટુમ્બનો હતો. મહાદજી મહાન યોદ્ધો હતો. તે બુંદેલખંડ ઉપર ફરી વળ્યો અને તેણે રાજપૂતોને ખંડણી ભરવાની ફરજ પાડી. દિલ્હીના બાદશાહ શાહઆલમે મહાદજીનું મહાન જોર જોઈ તેને પોતાનો સુબા તરીકે નીમ્યો. તેથી સિંધિઆ ઘણો મગરૂબ બન્યો અને તેણે બંગાળાના અંગ્રેજો પાસેથી પણ ચોથ માગી. અંગ્રેજોએ તે આપી નહિ અને પાછળથી સિંધિઆને પણ કબુલ કરવું પડયું કે તેની માગણી ગેરકાયદેસર હતી. એક વખતે મહાદજીએ ગુલામ કાદર નામના મુસલમાનના હુમલામાંથી બાદશાહને બચાવ્યો હતો. તે કાર્ય બદલ તેને સૌથી શ્રેષ્ઠ માન પ્રાપ્ત થયું હતું.

હવે મહાદજી સિંધિઆ પેશ્વાના અધિકાર નીચે મરાઠા કોન્ફેડેરસી (સંગઠન) મજબુત બનાવવાની ઇચ્છા રાખનાર નાના ફડનવિસનો મહાન હરીફ બન્યો. તેની મરજી એક સ્વતંત્ર રાજ્ય સ્થાપવાની હતી અને અંગ્રેજોએ પણ તેની સ્વતંત્રતા કબુલ રાખી હતી. વકીલ–ઈ–મુતલક અથવા સરસુબાનાં પદ્વીચિહ્ન પેશ્વાને અર્પણ કરવાનો બ્હાનો કાઢી તે પુના ગયો. તેની ખરી ઈચ્છા તો બ્રાહ્મણોની સત્તા તોડી પાડીને દક્ષિણમાં પોતાની સર્વોપરિ સત્તા જમાવવાની હતી. તેવામાં તે ૧૭૯૪માં તાવની બીમારીથી મરણ પામ્યો.

૫. ૧૭૮૦ માં જ્યારે વૉરન હેસ્ટિંગ્સ ગવર્નર–જનરલ હતો ત્યારે હિંદુસ્તાનમાં અંગ્રેજી સતા તુટી પડવાનો મહાન ભય હતો. નાના ફડનવિસ તથા સિંધિઆની સરદારી હેઠળ મરાઠાઓ અંગ્રેજોની માફક મધ્ય હિંદુસ્તાનમાં રોકાયેલા હતા. કર્ણાટકમાં હૈદર સર્વ શકિતમાન હતો. બીશરનો બોંસલે બંગાલ ઉપર ચઢાઇ કરવાનો હતો અને જો તેની યોજના

અમલમાં આવી હતો બંગાળાનો ઇતિહાસ આજે બીજાજ શબ્દોમાં લખાયો હોત. પણ હેસ્ટિંગ્સની બુદ્ધિથી આમ થતું રહી ગયું. બેઇલીના પરાજયના સમાચાર જ્યારે કલકત્તા પહોંચ્યા કે તરતજ તેણે સર આયર કુટને ૫૬૦ યુરોપીઅનોના સૈન્ય સાથે દરિઆઇ રસ્તે મદ્રાસ મોકલ્યો. કર્નલ પીઅર્સને સીપાઇઓના લશ્કર સાથે ભયના સ્થાન તરફ કુચ કરવાનો હુકમ થયો. અંગ્રેજોના દુશ્મન ભોંસલેના મુલકમાં થઇને તેને કુચ કરવાની હતી. પણ હેસ્ટિંગ્સ ભોંસલેને રૂશ્વત આપી મિત્ર બનાવવામાં ફત્તેહમંદ થયો. જ્યારે પીઅર્સ તેના મુલકમાં દાખલ થયો ત્યારે તેને માલમ પડ્યું કે તેનું જોર ૨૦૦૦ ઘોડેસ્વારોથી વધ્યું હતું. બીરારનો રાજા હેસ્ટિંગ્સની નિપુણનીતિથી ભય પામી દુશ્મન મટી નિકટ મિત્ર બન્યો અને બંગાલ બચ્યું.

હેસ્ટિંગ્સે બનારસનો પણ કબજો મેળવ્યો અને અયોધ્યાના નવાબ પાસેથી પૈસાની મ્હોટી રકમ લીધી. એ પૈસાથી તેણે પહેલો મરાઠા વિગ્રહ અને બીજો મ્હેસુર વિગ્રહ ચલાવ્યા હતા. તેનું પરિણામ એ આવ્યું કે અંગ્રેજો હિંદુસ્તાનમાં ઘણા બળવાન બન્યા.

૬. લોર્ડ લિટન ૧૮૭૬–૮૦ સુધી વાઇસરોય હતો. તેનું રાજ્યતંત્ર બીજા અફઘાન વિગ્રહમાં રોકાયલું હતું. અફઘાનીસ્તાનના અમીર શેર અલીએ બ્રિટિશ એલચીને પોતાના રાજ્યમાં આવવા દેવાની ના કહી. અને તેને અલી મસ્જીદથી આગળ વધતો અટકાવ્યો. તેજ વખતે તેણે રૂશ્યન એલચીને પોતાના રાજ્યમાં આવકાર આપ્યો. તેથી હિંદુસ્તાનમાંના બ્રિટિશ લોકોએ લડાઇ જાહેર કરી. ત્રણ લશ્કરોએ કાબુલ ઉપર કુચ કરી. અમીર ભાગીને તુર્કસ્તાન ગયો. ત્યાં તે મરણ પામ્યો તેની ખાલી પડેલી ગાદી ઉપર તેના પુત્ર યાકુબખાનને બેસાડવામાં આવ્યો. તેના બાપે જગાવેલી લડાઇ ચાલુ રાખવાનું યાકુબખાનને ગમ્યું નહિ તેથી તેણે અંગ્રેજો સાથે કરાર કર્યા જેથી હિંદુસ્તાન અને અફઘાનીસ્તાન વચ્ચે નવી સરહદ નક્કી કરવામાં આવી. આ સરહદને 'સાયન્ટિફિક ફ્રન્ટિઅર'નું નામ આપ્યું.

થોડા વખતમાં કાબુલમાં બળવો થયો. અંગ્રેજ રેસિડંટ અને તેના રિસાલાને અફઘાન લોકોએ મારી નાંખ્યા આથી લડાઇ ફરીથી જાગી. યાકુબખાનના ભાઇ અયુબખાને અંગ્રેજ ફોજને ૧૮૮૦ માં હરાવી પણ જનરલ રોબર્ટ્સે કાબુલથી કંદહાર સુધીની વિખ્યાત કુચ કરીને અયુબખાનને હરાવ્યો.

તે વખતે લોર્ડ લિટનનો અધિકાર પૂરો થયો અને તેના પછી લોર્ડ રિપન આવ્યો. તેણે એક અબદર રહેમાનને અમીર તરીકે કબુલ રાખ્યો અને ત્યાંથી તમામ બ્રિટિશ ફોજોને ઉઠાવી લીધી. આ કાર્ય લોર્ડ લિટન અને લોર્ડ રિપનની વિદેશી નીતિમાંનો મ્હોટો તફાવત બતાવે છે. લિટનને અફઘાનો સાથે લડીને તેઓના ઉપર બીકની ધાક બેસાડવી હતી. જ્યારે રિપનને સુલેહના સાધનોથી તેઓને શાંત કરવા હતા; અને આવી રીતે પૈસા તથા શકિત બચાવીને દેશના મામલાને સુધારવો હતો.

૭. કારોબારી સભા ( Executive ) જે હિસાબનો ખરડો ધારા સભા આગળ રજુ કરે તેને બજેટ કહે છે. અગાઉથી નિયત કરેલ દિવસે ફીનેન્સ મેમ્બર ( મહેસુલને લગતો સભાસદ ) બજેટ ( વાર્ષિક ખર્ચના હિસાબનો અડસટ્ટો ) દાખલ કરે છે. તે દરેક સભા આગળ રજુ કરવામાં આવે છે. પણ કાઉન્સિલ ઓફ સ્ટેટ બજેટ ઉપર મત આપી શકતી નથી. તેમ છતાં તેના ઉપર વિવેચન તથા ટીકા કરી શકે છે. ધારાસભા બજેટની બે ક્રમે ચર્ચા કરે છેઃ—

( ૧ ) સામાન્ય વિવેચન.

( ૨ ) મંજુરી માટે મુકેલી રકમ ઉપર મત આપવા.

**ઉપક્રમઃ**—ધારાસભા આખા બજેટ ઉપર અથવા અમુક સિદ્ધાંતને લગતા સવાલ ઉપર વિવેચન કરે છે. આ પ્રાથમિક વિવેચન દરમ્યાન કોઈ પણ દરખાસ્ત મેલી શકાતી નથી તેમજ મત પણ લેવાતા નથી. વિવેચન પુરૂં થયા પછી ફીનેન્સ મેમ્બરને જવાબ આપવાનો હક્ક છે.

**દ્વિતીય ક્રમઃ**—બીજા ક્રમમાં સવિસ્તર વિવેચન શરૂ થાય છે. ધારાસભાને કોઈ પણ માગણી ઓછી કરવાનો અથવા તો કાઢી નાંખવાનો હક્ક છે. જ્યારે બધી માગણીઓનો નિકાલ થઈ જાય ત્યારે બજેટ પાસ થયું કહેવાય છે. જ્યારે કોઈ પણ માગણી ધારાસભા નામંજુર કરે ત્યારે વાઇસરોયને તે માગણી પોતાની જવાબદારી માટે જરૂરની જણાય તો તે મંજુર કરી શકે છે.

સેન્ટ્રલ તેમજ પ્રાંતીય રાજ્યતંત્રમાં બજેટની રીત એકજ છે. ધારાસભા અથવા કાઉન્સિલના બજેટ ઉપરના સંપૂર્ણ કાબુનો અર્થ એવો છે કે તે આખું બજેટ ફેંકી નાંખે અથવા તો કોઈ પણ માગણી ઓછી કરે કે કાઢી પણ નાંખી શકે.

૮. ( મરજીયાત )

પરદેશના હુમલામાંથી હિંદુસ્તાનના રક્ષણાર્થે અથવા તો રાજદ્રોહ અને અરાજક ગુન્હાઓ બંધ પાડવાને હિંદુસ્તાનનું રાજ્યતંત્ર બે વિભાગોનું બનેલું એક લશ્કર રાખે છે.

( ૧ ) કેળવાયલું લશ્કર.

( ૨ ) સહાયક લશ્કર.

( ૧ ) કેળવાયલા લશ્કરના જુદા જુદા વિભાગો અને જુદી જુદી યોજનાઓ વારંવાર થાય છે. હાલમાં ઉત્તર, દક્ષિણ, પશ્ચિમ અને પૂર્વ એમ ચાર વિભાગો પાડવામાં આવ્યા છે. તે દરેક ઉપર જુદો સેનાપતિ છે. આ લશ્કરો જુદાં જુદાં પ્રમાણોનાં બનેલાં છે. તેમાં બ્રિટિશ તેમજ દેશી ટુકડીઓ હોય છે. બ્રિટિશ ટુકડીઓ ગ્રેટ બ્રિટન અને આયર્લેન્ડના સૈનિકોની બનેલી છે. અને દેશી ફોજો સિખ, ગુરખા, રાજપૂત, મરાઠા અને બીજી લડાયક પ્રજાની બનેલી છે.

( ૨ ) સહાયક લશ્કરમાં નીચેનાં નો સમાવેશ થાય છે.

**( ૧ ) વોલંટીયર ફોર્સીસઃ**—લશ્કરી કેલવણી લીધેલા સિવિલીયનો જેને જરૂર પડે બોલાવી શકાય.

**( ૨ ) ઇમ્પિરિઅલ સર્વીસ ટ્રુપ્સઃ**—દેશી રાજ્યોની ફોજો જેને બ્રિટિશ રાજ્યતંત્ર જ્યારે જરૂર પડે ત્યારે બોલાવી શકે છે.

**( ૩ ) ઇમ્પિરિઅલ કેડેટ કોરઃ**—લશ્કરી તાલીમ લીધેલા રાજપુત્રો જેઓ જરૂર પડે પોતાની સેવા અર્પણ કરે છે.

**( ૪ ) ફ્રન્ટિયર મિલિશિઆઃ**—સરહદના રક્ષણ માટે રાખેલી ફોજ.

**( ૫ ) ઇન્ડિયન ટેરિટોરીઅલ ફોર્સઃ**—શાંતિને વખતે લશ્કરી કેળવણી લઈ વખત આવે પોતાના દેશનું રક્ષણ કરનારા હિંદીઓ.

૯. **( ૧ ) આલ્ફોન્ઝો આલ્બુકર્કઃ**—પૂર્વમાં ફિરંગીઓની સર્વોપરિ સત્તાનો ખરો પાયો નાંખનાર આલ્ફોન્ઝો આલ્બુકર્ક હતો. તે હિંદુસ્તાનનો વાઇસરોય નીમાયો. તે આવ્યો કે તરતજ તેણે કાઢી નાંખવાના ઇરાદાથી કેલિકટ જીત્યું. પણ તેને પાછું હઠવું પડ્યું. એક ફળદ્રુપ ટાપુ ઉપર આવેલા ગોવા શહેર ઉપર તેની આંખ હતી. જ્યારે ત્યાંનો સુલતાન દૂર લડાઇ કરવાને ગયો હતો ત્યારે તેણે તે શહેર જીતી લીધું અને તેનો

કિલ્લો બાંધવાનું શરૂ કરી દીધું. નવ વર્ષના ટૂંકા સમયમાં આલ્બુકર્કે દરિઆ ઉપર ફિરંગીઓની સર્વોપરિ સત્તા જમાવી દીધી. પરંતુ તેના કૃતઘ્ની રાજ્યતંત્રે ૧૫૧૫ માં તેની નોકરી ખુંચવી લીધી,

( ૨ ) **સર ટોમસરોનું એલચીપણું**:—જહાંગીરના રાજ્યમાં સર ટોમસરો નામનો અંગ્રેજ એલચી હિંદુસ્તાનમાં આવ્યો ( ૧૬૧૫ ). તેને ઘણા માન સહિત આવકાર મળ્યો. તેણે દેશની સ્થિતિ અને કચેરીની રીતભાતનું વર્ણન લખ્યું છે. મોગલ રાજાના દબદબા અને ભપકાની તેના ઉપર ઘણી અસર થઈ હતી. હિંદુસ્તાનમાં વેપાર કરવાની પરવાનગી માગવાને તે આવ્યો હતો. જહાંગીરે તેને પશ્ચિમ કિનારા ઉપર વેપાર કરવાની છુટ આપી.

૩. **કલાઈવનું દ્વિગુણ શાસન**:—કલાઇવે બ્રિટિશોની કેટલેક અંશે હકુમત વાળા બંગાલ, બિહાર અને ઓરિસ્સાના પ્રાંતો ઉપર શાહઆલમને નવાબ નીમ્યો. તેથી તે રચનાને દ્વિગુણ શાસન કહે છે. તેનો વહિવટ નીચે પ્રમાણે હતો.

( ૧ ) નવાબને મહેસુલમાંથી ૨૬ લાખ રૂપીયા મળતા તે દેશમાં વ્યવસ્થા રાખતો ને મહેસુલ ઉઘરાવતો.

( ૨ ) અંગ્રેજો દેશના શાસનમાં કાંઇપણ ભાગ લેતા નહિ. પરંતુ લડાઈના વખતમાં દેશનું રક્ષણ કરવા એક લશ્કર નિભાવતા. તેના બદલામાં તેઓને નવાબના ૨૬ લાખ સિવાયની તમામ મહેસુલ મળતી.

૪. **અહલ્યાબાઈ હોલકર**:—અહલ્યાબાઇ મલ્હારરાવ હોલ્કરની વિધવા હતી. તેનો પુત્ર ઉમ્મર લાયક થાય ત્યાં સુધી રાજ્યનો મુલ્કી વહિવટ તેણીએ પોતાના હસ્તક રાખ્યો હતો. લશ્કરનો અમલ તેણીએ બીજા માણસને સોંપ્યો હતો.

તેણીના અમલ દરમ્યાન ઈન્દોર ન્હાના ગામડામાંથી એક મ્હોટું શહેર બન્યું. હાલમાં તેણી દેવીની મૂર્તિ તરીકે પૂજાય છે. તેણી ઘણી ધર્મચુસ્ત અને દયાળુ હતી. પ્રજાને તેણી પોતાના છોકરાં સમાન ચાહતી.

**૫. સર્ટિફિકેશનની ( પ્રમાણપત્ર આપવાની) સત્તા**:—બન્ને સભાઓમાંથી પસાર થયા પહેલાં કોઈ ખરડો કાયદો થઈ શકતો નથી. બન્ને સભાઓમાં પાસ થયા પછી તેને ગવર્નર-જનરલની મંજુરી મળવા

જોઇયે. જો તે મંજુરી મળે નહિ તો તે કાયદો કહેવાય નહિ. જો સભાઓ કોઇ ખરડો પસાર કરવાની ના કહે તો ગવર્નર–જનરલને તેના મત પ્રમાણે હિંદુસ્તાનની સહીસલામતી તથા લાભ માટે જરૂરનો લાગે તો તે ખરડાને પ્રમાણ પત્ર ( સર્ટિફિકેટ ) આપવાનો હક છે. આવી રીતે પ્રમાણ પત્રથી બનેલા કાયદાને ગવર્નર–જનરલનો બનાવેલો કાયદો કહે છે. તે કાયદો પ્રતિનિધિ મંડળ ( પાર્લામેન્ટની )ની બન્નેં સભાપાસે રજુ કરવોજ જોઇયે. અને જ્યાં સુધી શહેનશાહ ( His Majesty )ની અનુમતિ ન મળે ત્યાં સુધી તેનો ઉપયોગ થઇ શકે નહિ.

---

## 1926.

1. Give the causes of the decline of the Moghul Empire. How did Aurangzeb contribute to it?

*Or*

What was the condition and position of Rajputs under the Moghuls upto the end of Aurangzeb's reign?

2. State what you know of Shivaji as a military leader and as an administrator.

*Or*

Point out the importance of the third Battle of Panipat. Show how Madhavrao I revived the Maratha power and how his character contributed to his success.

3. What were the changes made in the administration of British India by the Regulating Act and Pitt's India Bill? Point out the effects of both these measures.

*Or*

Give a brief sketch of Ranjit Singh's career, and describe the relations between British India and the Punjab after his death.

4. What part can a non-official member of the legislature play in the present administration of India?

Mention the powers at present exercised by the Governor-General personally and in Council.

5. Write short notes on any *four* of the following:

(*a*) Liberals and Conservatives.

(*b*) The Civil List.

(*c*) The National Debt.

(*d*) Babar's Memoirs.

(*e*) Dine-e-Ilahi.

(*f*) Chandbibi.

(*g*) The Partition of Bengal.

૧. (અ) જુઓ મોગલ વંશ સવાલ ૩૮ મો.

(બ) જ્યારે બાબરે હિંદુસ્તાન ઉપર ચઢાઇ કરી ત્યારે રાજપુતો બળવાન સરદાર નીચે ઘણા મજબુત અને ચુસ્ત હિંદુઓ હતા. સ્વાભાવિક રીતે તેને તેઓ સાથે અથડામણ થયું. ચિતોડના રાણા સાંગાની સરદારી હેઠળ રાજપૂતો હવે તેને ડરાવવા લાગ્યા. મોગલોની સ્વારીનો પ્રવાહ અટકાવવાને મારવાડ, અમ્બર, ગ્વાલિયર અજમેર અને ચંદેરીના રાજ્યો ચિતોડના વાવટા નીચે એકઠા થયા. બાબરને રાજપુતો સાથે ફત્તેહપુર સિક્રી પાસે લડાઇ થઇ. રાજપુતોના જોરથી બાબર અને તેનું સૈન્ય ઘણા ભય પામ્યું. એક આખો દહાડો અને રાત બાબરે સહાય માટે ઈશ્વરને પ્રાર્થના કરી અને પ્રાયશ્ચિત્ત તરીકે દારૂ પીવાનું છોડી દીધું. લડાઈમાં તેના ચઢીયાતા ચાતુર્યથી બાબર જીત્યો અને રાજપુતો હાર્યા. માળવાના રાજપુત રાજાનો ચંદેરીનો કિલ્લો મોગલોના હાથમાં ગયો અને રાજપુતોની સંપૂર્ણ હાર થઇ.

રાજપુતો નરમ પડ્યા તોપણ તાબે થયા ન હતા. શેરખાંના રાજ્યમાં રાજપુતો બહુ હેરાન થયા. શેરખાં તેઓની સાથે અતિ દુષ્ટ રીતે વર્ત્યો. સહી સલામતીનું વચન આપી તેણે રાજપુત ટુકડીઓને કાપી નાંખી તેણે ઘણા રાજપુત ગઢો જીતી લીધા. કલંજરના કિલ્લાને ઘેરો ઘાલતાં તેનું મોત થયું.

અકબરના અમલમાં રાજપુતો અને મોગલોના સંબંધમાં મહાન ફેર થયો. અકબરે રાજપૂતો તરફ સુલેહની નીતિ ધારણ કરી, અમ્બ-

રના રાજાએ અકબરને વંદન કર્યું અને પોતાની દીકરી તેને પરણાવી. તેના બદલામાં અકબરે તેને ઘણું માન આપ્યું. અમ્બરના રાજાનો પુત્ર રાજા ભગવાનદાસ અકબરનો પરમ મિત્ર બન્યો. વળી અત્યાર સુધી મુસલમાન રાજાઓએ હિંદુ ઉપર નાખેલો જજીયાવેરો અકબરે બંધ કર્યો. અકબરના સમયમાં પણ ચિતોડનો રાજપુત રાજા વશ થયો નહિ, તેથી અકબરે ચિતોડના કિલ્લાને ઘેરો નાંખ્યો અને ઘણી મુશ્કેલી વેઠયા પછી જીત્યો. રણથંભોર તથા કલંજરના ગઢો પણ જીતાયા, તેની સામે લડાઇમાં ન ટકી શકવાથી રાજપુતો તરતજ અકબરની બાજુએ ચાલ્યા ગયા. તેઓને માલમ પડયું કે અકબર ન્યાયી અને સહનશીલ છે. તેથી તેના તરફ વફાદાર રહ્યા. ફક્ત ઉદેપુરનો રાણો કદી શરણ થયો નહિ.

હવે ઔરંગઝેબના સમયમાં રાજપુતો અને મોગલો વચ્ચેના સંબંધનો વિચાર કરવાનો રહ્યો. ઔરંગઝેબે દુષ્ટ જજીયા વેરો ફરીથી તમામ બીન મુસ્લીમ ઉપર નાંખ્યો. આથી હિંદુઓ ચીડાયા. તે ઉપરાંત જસવંતસિંહ જેવા રાજપુત રાજાઓના પુત્રોને મુસલમાન બનાવવા પોતાના કબજામાં લેવા પ્રયત્ન કર્યો. આ પ્રમાણે રાજપૂતોને બેવડું સંકટ હતું. અપ્રિય જજીયાવેરો અને ધર્મસંકટ તેનું પરિણામ એ આવ્યું કે રાજપુતોએ બંડ ઉઠાવ્યું. તેથી ઔરંગઝેબે રાજપુતાના ઉપર કુચ કરી. ઉદેપુર, જોધપુર અને જેપુરનાં રાજ્યો તેની સામે થયાં. રાજપુતો હારી ગયા પણ તાબે થયા નહિ. ઉદેપુરના ફળદ્રુપ પ્રદેશ ઉપર ઔરંગઝેબે લુટ ચલાવી. રાજપૂતોએ મસ્જીદો તોડી નાંખી અને મુસલમાનોનું અપમાન કર્યું, આખરે ઔરંગઝેબે ઉદેપુરના રાણા સાથે સલાહ કરી. તેમ છતાં પણ મોગલો માટે રાજપુતાના સહીસલામતી ભરેલું ન હતું. ઔરંગઝેબના મરણ પછી એક વખત ફરીથી રાજપુતો સ્વતંત્ર થયા.

૨. ( અ ) મરાઠા ઇતિહાસના સવાલ ૩ જાનો જવાબ જુઓ.

( બ ) પ્રશ્નના પહેલા ભાગ માટે મરાઠા ઇતિહાસના સવાલ ૯ માનો છેલ્લો ખંડ જુઓ અને સવાલ ૧૧ માનો પહેલો ખંડ જુઓ.

૩. ( અ ) જુઓ સવાલ ૨૩ ગવર્નર જનરલના પ્રકરણમાં.

કંપનીના અમલમાં શાસન અને ન્યાયની નિયમસર પદ્ધતિનું પહેલું પગથીયું રેગ્યુલેટિંગ એકટ હતો. પરંતુ દરેક પ્રથમ પગથીયા માફક બધા સંજોગો ઉપર તેની યોગ્ય અસર થઈ નહિ. વોરન હેસ્ટિંગ્સ અને તેની

કાઉન્સીલ, ગવર્મેંટ અને સુપ્રીમકોર્ટ વચ્ચે વારંવાર કજીઆ થતો કારણ કે એક બીજાની ફરજો અને કાર્યો રેગ્યુલેટિંગ એકટથી ચોકખી રીતે નક્કી થયાં ન હતાં. હિંદુસ્તાનના વતની ઉપરના જુલમોની વાતો હજુ ચાલતી. સંજોગોને અનુસરીને વોરન હેસ્ટિંગ્સને અયોધ્યાની બેગમો, રોહિલાઓ અને ચૈતસિંગ સાથે અન્યાયી અને ઉદ્ધત વર્તન ચલાવવાની ફરજ પડી હતી. ઈંગ્લંડમાં તેના વેરીઓએ તેની સામે આવેશથી લડત ચલાવી. ફોકસ અને નોર્થના અમલ નીચે બ્રિટનના રાજ્યતંત્રે તેની હકીકત ધ્યાનમાં લેવાનો નિશ્ચય કર્યો. હિંદુસ્તાનમાં કંપનીના કાર્ય ઉપર વધારે કાબુ રાજા અને તેના કારભારીઓને મળે એવા હેતુથી ૧૭૮૩ માં ફોકસે પ્રતિનિધિ મંડળ ( પાર્લામેંટ ) પાસે પોતાનો ખરડો રજુ કર્યો. પરંતુ પિટ અને રાજાએ તેમાંની કેટલીક કલમો સામે બહુ વાંધો ઉઠાવ્યો અને પ્રતિનિધિ મંડળે તે ખરડો કાઢી નાંખ્યો. બીજે વર્ષે જ્યારે પિટ સત્તામાં આવ્યો ત્યારે તેણે હિંદુસ્તાનના વધારે સારા રાજ્ય તંત્ર માટે 'પિટસ ઇન્ડિયા એકટ' (પિટનો કાયદો ) પસાર કરાવ્યો. હિંદુસ્તાનમાં શાસન વિસ્તારનું આ બીજું પગલું હતું. તેની શરતો નીચે પ્રમાણે હતીઃ—

( ૧ ) છ કમીશનરોની બનેલી એક 'બોર્ડ ઓફ કન્ટ્રોલ' નામની સભા સ્થાપવામાં આવી તેનું કામ ઇસ્ટ ઇન્ડીઝમાંના બ્રિટિશ લોકોના તાબાના તમામ મુલકને લગતી મુલકી, લશ્કરી કે મહેસુલી બાબતોને માટે કાયદાઓ પર કાબુ રાખવાનું તેમજ દેખરેખ રાખવાનું હતું. આ બોર્ડના સભાસદોમાં ચાન્સેલર ઓફ એકસચેકર ( ખજાનચી ) અને એક બીજો પ્રધાન હતા અને ત્યાર પછીની પદ્દવીનો સભાસદ 'બોર્ડ ઓફ કન્ટ્રોલનો' પ્રમુખ હતો. તેની સત્તા ઘણી હતી. અધિકાર અને સ્થાનની બાબતમાં તે હિંદુસ્તાનના સેક્રેટરી ઓફ સ્ટેઇટ જેવો હતો. હિંદુસ્તાનમાંથી તમામ લખાણો તેમજ કોર્ટ ઓફ ડિરેકટર્સને હિંદુસ્તાન મોકલવાનાં લખાણો તેને મોકલાવનાં હતાં. ડિરેકટરોનાં લખાણોમાં તેઓ નાકબુલ કરે તોપણ ફેરફાર કરવાનો તેને હક્ક હતો. હિંદુસ્તાનનું રાજ્યતંત્ર ચલાવવામાં બ્રિટિશ પ્રતિનિધિ મંડળનો હાથ રહે એવો તેનો હેતુ હતો.

૨. ડિરેકટરો અને પ્રતિનિધિ મંડળના કહેવા છતાં હેસ્ટિંગ્સને પાછો બોલાવવાની ના પાડનાર 'કોર્ટ ઓફ પ્રોપ્રાઇટર્સને' ખરૂં જોતાં રદ કરવામાં આવી હતી.

૩. કોર્ટ ઓફ ડિરેકટર્સને ચાલુ રાખવામાં આવી. હિંદુસ્તાનમાં અમલદારની નિમણુંક અને વેપારને લગતી બાબતોની યોજના કરવાની સત્તા તેઓના હસ્તક રાખવામાં આવી હતી.

૪. ગવર્નર–જનરલની સભાના સભાસદો ત્રણ કરવામાં આવ્યા અને ખાસ જરૂરની બાબતમાં તેની સભાની સંમતિ વગર કામ કરવાનો તેને હક આપવામાં આવ્યો.

૫. મુંબઈ અને મદ્રાસના ગવર્નરોને પણ બંગાલના ગવર્નર–જનરલના જેવીજ સભા આપવામાં આવી. હિંદુસ્તાનમાં ન્યાય અને શાસનની નિયમસર પદ્ધતિ દાખલ કરવા તથા ગેરબંદોબસ્ત રોકવા માટે આ કાયદો ઘડવામાં આવ્યો હતો. અને ઘણે ભાગે તેનો હેતુ પાર પડ્યો હતો. થોડા ફેરફાર સિવાય તે ૧૮૫૮ સુધી અમલમાં રહ્યો.

૩. ( બ ) શિખોના ઇતિહાસનો સવાલ ૧ જુઓ.

૪. ( અ ) હિંદુસ્તાનની ઘણી ખરી ધારાસભામાં બહુમતિમાં ચુંટાયેલા નોનઓફીશ્યલ સભાસદોની સત્તા ૧૯૧૯ ના કાયદાથી સ્હેજ વધારવામાં આવી છે.

**પ્રાંતીય ધારાસભાઓની સત્તા.**

પહેલાં ધારાસભાઓને બહુ થોડી સત્તા હતી પણ નવા કાયદાથી તેમને ઘણી સત્તા મળી. પહેલાં તે માત્ર સલાહ આપનારી મંડળીઓ હતી. થોડે અંશે હવે તેઓ રાજ્યતંત્રને હુકમ કરી શકે છે. ખાસ કરીને પ્રાંતીય ધારાસભાઓ એ પ્રમાણે કરી શકે છે. પ્રાંતોમાં ચુંટાયેલા સભાસદોની બહુમતિ હોય છે. કેટલાક વિષયો ધારાસભાના કાબુની સત્તામાં સોંપવામાં આવ્યા છે. આ વિષયોની બાબતમાં રાજ્યતંત્ર અને ધારાસભા વચ્ચે મતભેદ થાય અને જો પ્રધાન ( Minister ) ધારાસભાની તરફેણમાં હોય તો ગવર્નર તે પ્રધાનને બરતરફ કરી શકે અને ધારાસભાના ચુંટાયેલાં સભાસદોમાંથી કોઈ બીજાને નીમી શકે. નવો પ્રધાન પણ જો ધારાસભાની તરફેણમાં જાય અને રાજ્યતંત્રની નીતિ વિરૂદ્ધ જાય તો ગવર્નર ધારાસભા વિસર્જન કરે અને નવી ધારાસભા બને ત્યાં સુધી તે વિષયનો કારભાર પોતે કરે. નવી ધારાસભા જો આગલી ધારાસભાના મતની હોય અને તે ધારાસભાનો જે પ્રધાન નીમાય તે આગલી ધારાસભાના મતને ટેકો આપે તો ધારાસભાના મતને અનુસરીને ગવર્નરને વર્તવું પડે. જો પ્રધાન ધારાસભાના મત વિરૂદ્ધ

અને રાજ્યતંત્રની તરફેણમાં આચરે તો ( ચુંટાયેલા સભ્યોના ૭૦ ટકાની બનેલી) ધારાસભા તેને માટે અમલમાં રહેવાનું મુશ્કેલ બનાવી દઈ શકે.

પ્રાંતોમાં ધારાસભાની સત્તા ઉપર હજુ કેટલાંક બંધનો છે. ધારાસભામાં દાખલ કરેલ કોઇ ખરડો 'પોતાના પ્રાંતની કે કોઈ બીજા પ્રાંતની સહી સલામતી અને શાંતિને હરકત કરે છે' એમ કહેવાની સત્તા **સોપાંએલા ખાતાં** ( Transferred Subjects ) ની બાબતમાં ગવર્નરને અસાધારણ સંજોગોમાં છે. તો પછી તે ખરડો પડતો મેલાય છે.

સ્વાયત્ત ખાતાંઓ (રીઝર્વ્ડ સબજેક્ટસ) ની બાબતમાં જો ધારાસભા કોઈ ખરડો પાસ કરવાની ના કહે અને 'તે ખરડો પોતાની ફરજ અદા કરવાને જરૂરનો છે' એવું ગવર્નર તેને પ્રમાણપત્ર (સર્ટિફિકેટ) આપે તો તે ખરડો પાસ થયેલ છે એમ ગણવામાં આવે છે અને ગવર્નરની સહી થયા પછી તે કાયદો બને છે.

કાયદા ઘડવાની સત્તા શિવાય પ્રાંતીય ધારાસભાને ( ૧ ) સાર્વજનિક લાભના વિષયો ઉપર વિવાદ કરવાનો હક્ક છે. રાજ્યતંત્રને સલાહ આપવા માટે ચોકખી રીતે લખેલા ઠરાવ તરીકે આ વિવાદો તેમાં દાખલ કરવામાં આવે છે. હજુ સુધી આ ઠરાવો કબુલ રાખવા અને તે પ્રમાણે વર્તવા રાજ્યતંત્ર બંધાતું નથી. વળી કોઈ પણ ઠરાવ વિવેચન માટે દાખલ કરવાની પરવાનગી ન આપવાની સત્તા રાજ્યતંત્રને છે. ધારાસભાની બીજી સત્તા ( ૨ ) મહત્વના વિષયો ઉપર ખબર મેળવવા રાજ્યતંત્રને પ્રશ્નો પુછવાની છે. ( ૩ ) હજી એક બીજી વધારેની સત્તા બજેટ ઉપર વિવાદ ચલાવવાની છે. બધી જગ્યાએથી સંભવિત વાર્ષિક આવક અને દરેક વિષય ઉપર તેમાંથી શું ખર્ચવાનું છે તેનો હેવાલ દર વર્ષે રાજ્યતંત્રને ધારાસભા આગળ રજુ કરવો પડે છે. આ વિષય ઉપરની રાજ્યતંત્રની દરખાસ્તો ધારાસભાને મતને આધીન છે. કોઈપણ વિષય માટે માગેલી રકમ ધારાસભા નાકબુલ કરે કે ઓછી કરે. પણ ધારાસભાએ નાકબુલ કરેલ કે ઓછી કરેલ કોઇપણ માગણી મંજુર કરવાનો ગવર્નરને હક્ક છે. ઇમ્પિરીઅલ ગવર્મેંટને પ્રાંતીય ભરણું, કેટલાક અમલદારોના પગાર વ્યાજ વગેરેને લગતી દરખાસ્તો ધારાસભાના મતને આધીન નથી.

પ્રાંતીય ધારાસભાઓ માત્ર તેમના પ્રાંત માટે કાયદાઓ પાસ કરી શકે. હિંદુસ્તાનનું પ્રજાકીય કરજ, લશ્કર, રાજ્યતંત્રનો દેશી રાજ્યો

સાથેનો સંબંધ કે એવા કોઈ સામાન્ય વિષય ઉપર તે કાયદા ઘડી શકે ના
વડી ધારાસભા ( વાઇસરોયની ) અને કાઉન્સીલ ઑફ સ્ટેટ

**વડી ધારાસભાની સત્તા અને તેનાં બંધનો.**

સત્તાઓ પ્રાંતીય ધારાસભા જેટલી મ્હોટી ન તેમ છતાં તેઓ આખા હિંદુસ્તાનને લગતા ત સામાન્ય વિષયો ઉપર કાયદા ઘડી શકે છે. કાય ઘડવા શિવાય પ્રાંતીય ધારાસભાના જેવાં બંધનો નીચે તેઓને ઠરાવ લાવવાની, પ્ર પુછવાની અને બજેટ ઉપર વિવેચન ચલાવવાની સત્તા છે. બન્ને સભાઓ બજેટની માગણીઓ ઉપર વિવાદ કરે છે પણ માત્ર ધારાસભામાંજ તે ઉપર મત પુછાય છે પ્રાંતીય વિષયો ઉપર આ ધારાસભાઓ કાય ઘડી શકતી નથી. હિંદુસ્તાનની સહીસલામતી અને શાંતિને હાનિ ક કોઇ પણ ખરડાને ગવર્નર-જનરલ રોકી શકે. કોઇ પણ ખરડો પાસ થ પછી તે પોતાની અનુમતિ ન આપે અથવા તો શહેનશાહની મંજુ માટે મોકલી દે. ધારાસભા અને કાઉન્સીલ વિરૂદ્ધમાં હોય તો પણ ગવર્ન જનરલ કોઇપણ કાયદો પાસ કરી શકે.

### ૪ ( બ ) ગવર્નર-જનરલની સત્તાઓઃ—

ગવર્નર-જનરલ ઘણું કરીને મુખ્ય પ્રધાન ( પ્રાઇમમિનિસ્ટર ) ન સુચનાથી રાજાએ નીમેલો ગ્રેટ બ્રિટનનો કોઈ ઉમરાવ હોય છે. તં પાંચ વર્ષ માટે નીમવામાં આવે છે. હિંદુસ્તાનમાં તે રાજાનો પ્રતિનિધિ છે. તેની સત્તા મહાન છે. ( ૧ ) કાયદાની અદાલતે અપરાધી ઠરાવેલ લોકોને તે રાજાની માફક દયા બતાવી શકે છે અથવા તો માફી બક્ષી શ છે. ( ૨ ) હિંદુસ્તાનના દેશી રાજ્યો સાથેના કામોમાં તેની સત્તા સંપૂર્ણ છે. તે તેમની બાબતમાં વચ્ચે પડી શકે છે અને કોઇ રાજાને પદ ભ્રષ્ટ પણ કરી શકે છે. ( ૩ ) તેની મંજુરી સિવાય હિંદુસ્તાનમાં કોઇ કાયદો પસાર થઇ શકે નહિ. ( ૪ ) ૭ મહિના સુધી કાયદા તરીકે ગણી શકાય તેવા કાનુનો તે બહાર પાડી શકે છે. ( ૫ ) હિંદુસ્તાનના તમામ ગવર્નરો અને અમલદારોમાં તે સર્વોપરિ છે.

તેની સત્તા મહાન છે તોપણ સેક્રેટરી ઑફ સ્ટેટે ફરમાવેલ કોઇ પણ હુકમ બીજા અમલદારો માફક તેને માનવો પડે છે.

**કારોબારી સભા:—( The executive council )**

૧૭૭૩ ના રેગ્યુલેટિંગ એક્ટથી ગવર્નર જનરલને એક સભા મદદ કરે છે. વારંવાર આ સભા જુદી જુદી સંખ્યાની બનતી. અગાઉ ડીરેકટરો સભાસદોને નીમતા પણ ૧૮૫૮ પછી સેક્રેટરી ઓફ સ્ટેટની સલાહ પ્રમાણે રાજા તેમને નીમે છે. ગવર્નર-જનરલ, ૭ સાધારણ સભ્યો અને અસાધારણ સભ્યતરીકે મુખ્ય સેનાપતિ એમ કુલ આઠ સભાસદોની ગવર્નર-જનરલની સભા ૧૯૧૯ માં બનેલી હતી. તેનાં ત્રણ સભાસદો ઇન્ડીઅન સિવિલ સર્વિસના સભ્યો હોય છે. તેઓએ હિંદુસ્તાનમાં ઓછામાં ઓછી દશ વર્ષ નોકરી કરી હોય છે. તેઓમાંનો એક બ્રિટિશ આઇલ્સનો બેરિસ્ટર હોય છે. અને બીજા બે એકસપર્ટો ( ખાસ અનુભવી ) હોય છે. ૧૯૦૯ થી સાધારણ સભ્યમાંનો એક હિંદી હોય છે. સભાના બંધારણમાં ૧૯૧૯ ના કાયદાથી કેટલાક ફેરફારો થયા છે. સભ્યોની સંખ્યા હવે બાંધેલી નથી. ગવર્નર-જનરલને વ્યાજબી લાગે તો આઠ કરતાં વધારે પણ હોઈ શકે. સભ્યો થવાની લાયકાત તેની તેજ છે. ત્રણ સભાસદો ઓછામાં ઓછા દશ વર્ષના અનુભવી ઈંડિઅન સિવિલ સર્વિસના સભ્યો હોવા જોઇએ. બ્રિટિશ આઇલ્સ કે હિંદુસ્તાનમાંથી પસંદ થયેલો એક સભાસદ કાયદાને લગતો સભ્ય હોવો જોઇએ. ઓછામાં ઓછા ત્રણ સભાસદો હિંદીઓ હોવા જોઇયે.

**ગવર્નર જનરલ અને તેની સભા વચ્ચેનો સંબંધ:—** બ્રિટિશ હિંદુસ્તાનની સહીસલામતી, શાંતિ તથા હિતને લગતા વિષયો શિવાયની તમામ બાબતોમાં ગવર્નર-જનરલ તેની સભાની બહુમતિના નિશ્ચય પ્રમાણે વર્તવા બંધાયેલ છે. અપવાદ કરેલા વિષયોમાં તે તેની સભાની વિરૂદ્ધ જઈ શકે પરંતુ વિરોધી સભ્યોને પોતાના મતભેદનાં કારણો નોંધાવવાનો હક્ક છે. તે કારણો સેક્રેટરી ઓફ સ્ટેટના તરફ મોકલવાં જોઇયે.

**૫. (એ)** ઈંગ્લંડનો ઈતિહાસ (ઉપસંહાર) ના સવાલ ૩૪ માનો જવાબ જુઓ.

**( બી )** સિવિલ લિસ્ટમાં નીચેના ખર્ચનો સમાવેશ થાય છે:—

**(૧)** પ્રિવીપર્સ ( રાજાની ખાનગી વપરાશ માટે જુદાં રાખેલાં નાણું. **(૨)** હાઉસહોલ્ડ સેલેરીઝ (રાજાના કુટુંબનો પગાર). **(૩)** રોયલ

જર્નીઝ (બાદશાહી મુસાફરીઓ વગેરે). (૪) રોયલ બાઉન્ટી (બાદશાહી બક્ષીસો) અને (૫) મીસેલેનીઅસ (પરચુરણ) હાલમાં સિવિલ લિસ્ટમાં રાજા અને તેના કુટુંબનાઓ ખર્ચનો સમાવેશ થાય છે.

(સી) પ્રજાકીય કરજ એટલે રાજતંત્રે સમસ્ત પ્રજા માટે કરેલું દેવું. ઈંગ્લંડનું પ્રજાકીય કરજ ૧૯૨૪ માં ૭,૭૭૨,૩૯૬,૫૦૮ પાઉંડ હતું.

(ડી) બાબરે લખેલો પોતાનો અંગત અને પોતાના વખતનો રસિક ઇતિહાસ.

(ઈ) મોગલ પિરિઅડનો સવાલ ૮ મો જુઓ.

(એફ) મોગલ પિરિઅડના સવાલ ૭ માં નો છેલ્લો ખંડ જુઓ.

(જી) ઈંગ્લાંડની રાજસત્તા નીચેનું હિંદના સવાલ ૮૩ માં નો (૮) જુઓ.

---

## હિંદનો ઇતિહાસ, ૧૯૨૭.

Q. 1. Show that India was very prosperous in Shah Jahan's reign. How do you account for this prosperity ?

or Q. Describe Aurangzeb's invasion of the Deccan and account for his failure to crush the Marathas.

Q. 2. Who, in your opinion, was the greatest of the Peshwas ? Justify your choice by an account of his administration and character.

or Q. Write what you know of Mahadaji Scindhia and Nana Fadnavis. Explain how the rivalry between the two affected the Maratha power.

Q. 3. Describe the great struggle between the English and the French for supremacy in India and explain the success of the former and the failure of the latter.

or Q. Describe briefly the part played by Wellesley, the Marquis of Hastings and Dalhousie in establishing the British as the Paramount power inIndia.

Q. 4. What do you understand by Dyarchy? Explain how it is worked in the Bombay Presidency.

or Q. Compare the powers of the Assembly and a Provincial Council over the legislation and finance of their respective governments.

Q. 5. (*a*) Write what you know of the social and political organization of the early Aryans in India.

(*b*) Write notes on any three of the following:—

( I ) Appropriation of supplies.

( II ) John Wesley.

( III ) The Abolition of slavery.

( IV ) Ahalya Bai.

( V ) The Double government of Bengal.

( ૧ )-ઉત્તર—જુઓ પ્રશ્ન ૨૩, પાનું ૪૭.

( ૧ )-ઉ.—પ્રશ્ન ૨૪ માનો પ્રથમ ભાગ, અને પ્રશ્ન ૨૫ માનો બીજો ભાગ જુઓ, પાનાં ૪૮–૫૨.

( ૨ )-ઉ.—વાંચો પ્રશ્ન ૭, પાનું ૬૬.

( ૨ )-ઉ.—જુઓ સવાલ ૨૧, પાનું ૭૬.

( ૩ )-ઉ.—જુઓ પ્રશ્ન ૧, પાંનું ૮૬, અને પ્રશ્ન ૬ પાનું ૮૨.

( ૩ )-ઉ.—વેલેસ્લી વિષે જુઓ પ્રશ્ન ૩૬, પાનું ૧૨૮; માર્કિસ ઑફ હેસ્ટિંગ્સ વિષે જુઓ પ્રશ્ન ૪૩, પાનું ૧૩૫; લૉર્ડ ડલહાઉસી વિષે જુઓ પ્રશ્ન ૬૬, પાનું ૧૫૧.

( ૪ )-ઉ.—જુઓ સવાલ ૭, હિંદનું રાજ્યતંત્ર. મુંબઈ ઇલાકાની અંદર દ્વિરાજક પદ્ધતિના સિદ્ધાંતો સફલ રીતે અમલમાં મેલાઈ શકાયા નથી, તેનું પ્રથમ કારણ એ છે કે કારોબારી રાજ્યતંત્રના અમુક એક વિભાગને એટલે કે પ્રધાનોને તેના બીજા અથવા બિન જવાબદાર વિભાગ ઉપર નાણાં માટે આધાર રાખવો પડે છે. વસ્તુસ્થિતિજ આવી ખામીવાળી છે. આ કારણને લીધે સારી નેમવાળો સુધારક પ્રધાન પણ બહુજ થોડું કામ કરી શકે એવું છે. દાખલા તરીકે ધારાસભા તેમજ પ્રધાન મંડળ દારૂ

નિષેધની તરફેણમાં છે પરંતુ એ રાજ્યનીતિ તેઓ અમલમાં મુકી શકતા નથી કારણ કે ગવર્નર અને તેની કારોબારી સમિતિ દારૂની ઉપજ છોડી દે એમ નથી. એવીજ નાણાં સંબંધીની મુશ્કેલી કેળવણી ખાતામાં પણ નડે છે. **બીજું** કારણ એ છે કે મુંબઈની ધારાસભામાં અચોક્કસ સિદ્ધાંતોવાળા ઘણા પક્ષો થઈ ગયા છે જેથી કોઈ પણ પ્રધાન ધારાસભાની બહુમતિ ખરેખરી મેળવી શકતો નથી. પરિણામ એવું આવ્યું છે કે પ્રધાનોની નિમણુકનો આધાર ગવર્નર ઉપરજ રહેતો થયો છે. દ્વિરાજક પદ્ધતિનાં સૂત્રો બનાવનારના મનમાં તો એવો આશય હતો કે ધારાસભાના ચુંટાયેલા સભાસદોની બહુમતિવાળા પક્ષના નાયકોને પ્રધાન તરીકે પસંદ કરવામાં આવે. પરંતુ અત્યારે તો ઘણીજ પક્ષાપક્ષી હોઇને પ્રધાનપદ માટે ઘણા ઉમેદવારો નીકળે છે અને ચુંટાયેલા સભાસદોમાંથી લઘુમતિ-વાળા પક્ષના નાયકોને ગવર્નરે પ્રધાન તરીકે પસંદ કરવા પડે છે.

( અ )-ઉ.—જુઓ પ્રશ્ન ૨૬, અને પ્રશ્ન ૨૭, **હિંદનું રાજ્યતંત્ર.**

( ૫ )-ઉઃ—( એ ) જુઓ પ્રશ્ન ૭, પાનું, ૪.

( બી ) ( ૧ ) જુઓ સવાલ ૩૦, **બ્રિટિશ રાજ્યબંધારણ,** ઈંગ્લાંડનો ઇતિહાસ.

( ૨ ) ઈંગ્લાંડની રાજ્યસંમાનિત ધર્મસંસ્થાના મેથડિસ્ટ પંથનો સ્થાપક જૉન વેઝલી હતો. તેનો જન્મ ઈ. સ. ૧૭૦૩ માં થએલો. તે ઑક્સફર્ડમાં ભણતો ત્યારે પણ કોલેજના મકાનમાં પ્રાર્થના કરવા માટે સભાઓ ભરતો. સખત નિયમાનુસાર જીવન ગાળવાનો તે પોતાના અનુયાયીઓને ઉપદેશ આપતો, અને તેથી તેઓ મરજાદી અથવા મેથડિસ્ટ કહેવાતા. જ્યૉર્જ વ્હિટફીલ્ડ એ મેથડિસ્ટનો એક બીજો મહાન ઉપદેશક થએલો અને તેણે જોન વેઝલીને તેના કાર્યમાં બહુ મદદ કરી હતી. ઈ. સ. ૧૭૯૧ માં જોન વેઝલી મરણ પામ્યો.

( ૩ ) હેનોવેરિઅન વંશનો સવાલ ૪૦ મો, જુઓ. વિલિયમ વિલ્બરફોર્સ.

( ૪ ) જુઓ પ્રશ્ન ૨૨. પાનું ૭૭.

( ૫ ) જુઓ પ્રશ્ન ૧૨, પાનું ૧૦૮.

**5. Examination Guide in A**
thirty Test Papers, each paper cont
questions of different type with solut
an easy explanatory way that eve
understand the method thoroughly.
University Papers 1906–27 fully solved
graphs. Pages 460.

**6. New Examination Guide**
**Chemistry** contains the complete pres
whole theory explained in easy langua
experiments fully described, lives o
everyday life things explained. In
questions with answers together
problems fully solved. Also all Un
1919 to 1927 with full solutions and fi
book which is complete in all details a
understand. Though the book is ove
Price is only

**7. Elementary Physiology** with
and a clear systematic and interest
various parts, the structure and functio
body. According to the prescribed co

**8. Hygiene** will be ready in June

---

---

**All these Books are exactly accor**
**Syllabus.**

ચાર ટુકડીઓ મોકલી. તે દરેકનો જય થયો. ત્યાર પછી ૧૭૬૧માં સ્પેઇન સાથે લડાઇ જાહેર કરવાની તે વિરૂધ્ધ થયો પણ તેની સલાહને દાદ મળી નહિં તેથી પોતાના સ્વમાન ખાતર તે લાંબો વખત નોકરીમાં રહ્યો નહિં. અને તેણે રાજીનામું આપ્યું. પરંતુ ૧૭૬૬માં તેને ફરીથી નોકરી ઉપર બોલાવવાની જરૂર પડી. તે વખતે તેને અર્લ ઓફ ચેથામ બનાવવામાં આવ્યો. અમેરીકન કોલોની ઉપર પ્રતિનિધિ મંડળે નાંખવા ધારેલા કરોની વિરૂધ્ધ તે બહુ થયો. એજ વખતે તેણે અમેરિકાનું સ્વાતંત્ર કબુલ રાખવા વિષે પોતાનો વિરોધ કડક ભાષામાં જાહેર કર્યો. આ વિષય ઉપર ઉમરાવની સભામાં ભાષણ આપતાં તેને એકાએક મૂર્છા આવી. તેને ઘેર તેને લઇ જવામાં આવ્યો પણ એક માસ પછી તે મરણ પામ્યો (૧૭૭૮)

૫ વિલિયમ ચોથો ગાદીએ આવ્યો કે તરતજ લોકો સુધારાઓના વિચારમાં ગુંથાયા પ્રતિનિધિમંડળનાં પ્રતિનિધી ચુંટવાની રીતમાં ફેરફાર કરવાની જરૂર લાંબા વખતથી વધતી જતી હતી. લોર્ડ જોન રસેલે તેનો સુધારાનો ખરડો ૧૮૩૧માં દાખલ કર્યો. તે આમની સભામાં પસાર થયો પણ ઉમરાવની સભાએ તેને પસાર કર્યો નહિ. તે ખરડો ૧૮૩૨માં ફરીથી દાખલ કર્યો અને ઘણી મુસ્કેલી પછી પસાર થયો. જે ફેરફારો કરવામાં આવ્યા તે બેવડા હતા.

(૧) પ્રતિનિધિ મંડળની જગ્યાઓ વધારે વ્યાજબી રીતે વેંચી આપવામાં આવી.

(૨) ફ્રાન્ચાઇઝ અથવા મત આપવાનો હક્ક ઓછો કરવામાં આવ્યો. ૧૮૩૩માં બી૦ ૦ ૧ સમહત્વના કાયદાઓ પસાર થયા તેમાંનો એક બ્રિટિશ કોલોનીમાંથી સીદી લોકોની ગુલામી રદ કરનારો મહાન સ્મરણીય કાયદો હતો. ગરીબોને લગતા કાનુનો (Poor Laws)એ બીજો હતો. આ કાયદાથી શકિતવાળા ભીખારીઓને મદદ ન દેવાનું તથા તેઓને કર્મશાળામાં દાખલ

કરી તેમના નિર્વાહ માટે થોડું કામ કરાવવાનું નક્કી થયું. ૧૮૩૫માં સુધરાઇ કાયદો ( Municipal Act ) પસાર કરવામાં આવ્યો. આથી કર ભરનારાઓને શહેરના સભાસદો ચુંટવાનો હક્ક મળ્યો. તે સભાસદોને તેઓમાંથી એક મુખ્ય ધર્માધ્યક્ષ ( chief Magistrate ) નીમવાનો હક્ક હતો.

(૬) એન્ટી કોર્ન લો લીગને ( ધાન્યને લગતા કાયદા વિરૂદ્ધનો સંઘ) ડિઝરેલીએ ટેકો આપ્યો કારણ કે તે માનતો હતો કે પરદેશનું ધાન્ય દરિઆઇ રસ્તે વગર જગાતે આવવા દેવાથી દેશને હાની પહોંચશે. તેનો હેતુ પરદેશથી દરિઆઈ રસ્તે આવતા ધાન્ય ઉપર નાંખેલી જગાત કાઢી નાંખવાનો હતો જેથી ઘઉંનો ભાવ સ્થિર રહે અને દેશના ખેડુતનું રક્ષણ થાય.

ડિઝરેલીના વખતમાં હિંદુસ્તાનના વધારે સારા રાજ્યતંત્ર માટેનો ખરડો કાયદો બન્યો તેનાથી ઇસ્ટ ઇન્ડિયા કંપનીનું રાજ્ય બંધ થયું અને તેના સારા રાજ્યકારભાર માટે પ્રતિનિધિમંડળ જવાબદાર બન્યું.

આઇરીશ ચર્ચ ( દેવળ ) ન્હાના સમુહનું ચર્ચ છે એવા બ્હાનાથી તેને રદ કરવાની દરખાસ્તની વિરૂધ્ધ ડિઝરેલી સખત રીતે થયો. આ મહત્વની બાબત માટે તેણે દેશને વિનંતી કરી. પરંતુ આયર્લેંડના પ્રોટેસ્ટંટોની વધતી સત્તા તોડી પાડવાના મતવાળો પ્રજાનો મ્હોટો પક્ષ ચુંટાવાથી ડિઝરેલીને રાજીનામું આપી ગ્લેડસ્ટનને માટે રસ્તો કરવો પડયો.

(૭) ૧૯૧૫માં અમેરિકાના ઉતારૂઓને ઇંગ્લેંડ લઇ જતી એક મ્હોટી આગબોટને જર્મનોએ ડુબાડી દીધી. દેશોના પરસ્પર વ્યવહાર સંબંધી કાયદા (International Laws) પ્રમાણે સબમરીનો ( દરિઆની સપાટી નીચે ચાલતાં વહાણો ) તટસ્થ વહાણો સામે ન વાપરી શકાય એમ પ્રેસીડંટ વિલ્સને જર્મન રાજ્યતંત્રને બતાવ્યું પરંતુ જર્મન રાજ્યતંત્રે અમેરિકાના વિરોધ તરફ લક્ષ

ન આપતાં પોતાની સબમરીનો અમેરિકાના વહાણો ઉપર વાપરવાનું જારી રાખ્યું ઘણી જીંદગીની ખુવારી થઇ ઘણો વિરોધ કરવામાં આવ્યો પણ બધું નકામું ગયું. છેવટે ૧૯૧૭માં અમેરિકા વિરૂધ્ધ મેકિસકન રાજ્યતંત્ર સાથે સંધી કરવાની ચેતવણી આપનારી નોંધ ( Note ) મેકિસકામાં રહેતા જર્મન પ્રધાન ઉપર લખીને જર્મનીએ અમેરિકા સાથે ખુલ્લી દુશ્મનાવટ જાહેર કરી. આથી અમેરિકાની આંખ ઉઘડી ગઇ અને તેણે જર્મની સાથે ૧૯૧૭ના એપ્રીલ માસની ૫ મી તારીખે લડાઇ જાહેર કરી.

૧૯૧૯માં જર્મનોનો સર્વ જગ્યાએ પરાજય થયો અને તેઓ કોઇ વ્યવહાર કરવાની સ્થિતિમાં રહ્યા નહિ, તેઓની હાર સંપૂર્ણ હતી નિરાશામાં લ્યુડનડોર્ફે રાજીનામું આપ્યું. કૈસર અને પાટવી કુંવર તેની ખીજાયેલી રૈયતને મ્હોં બતાવવાની હિંમત ન હોવાથી, જે લોકો અને લશ્કર પોતાની અધોગતી થતાં સુધી તેઓને માટે લડયાં હતાં તેમને છોડીને હોલેંડ ભાગી ગયા. જર્મન કાફલાએ બળવાનો વાવટો ફરફરાવ્યો અને તે દાવાનળની માફક ફેલાયો. આવા સંજોગોમાં તેઓએ ૧૧મી નવેમ્બરને દિવસે સવારના ૧૧ કલાકે સુલેહની માગણી કરી. ( અગીઆરમા મહિનાના અગીઆરમા વસે અગીઆર વાગે ).

(૮) મઠોનું દમન.

૧૫૧૬માં પોતાનો ધર્મના મથક તરીકે મઠોને દાબી દઇ, તેના પૈસાથી પોતાની તિજોરી ભરવાની સલાહ ક્રોમવેલે રાજાને આપી. તેથી તેનો તપાસ કરવાને એક સમિતિ નિમવામાં આવી. ઘણા મઠો બગડેલા છે એવો હેવાલ તે સમિતિએ જાહેર કર્યો. પ્રતિનિધિમંડળે તે મઠો દાબી દેવાનો મત આપ્યો. એબટો અને પ્રાયરોને બેઠો પગાર ( Pension ) આપવામાં આવ્યો પણ તેઓની માલ મિલકત જપ્ત કરવામાં આવી.

૨. કોબાલનું શાસન.

( જુઓ સ્ટુઅર્ટ પીરીઅડનો સવાલ ૪૫ મો. )

૩. ગ્લેન્કોની કતલ.

સ્કોટલેંડ અને આયર્લેંડના સમાન રાજ્યોમાં રાજ્ય ક્રાંતિની અસરથી શાંતિ પહોંચી ન હતી. હાઇલેંડમાં રહેતી જાતો વારંવાર બળવો કરતી. વિલિયમ ત્રીજાના રાજ્યતંત્રે પૈસાની મ્હોટી રકમ ખરચીને તેનો અંત આણવાની મહેનત કરી. પૈસા વહેંચી આપવાને અર્લ ઓફ બ્રેડલબેનને ત્યાં મોકલવામાં આવ્યો તેજ વખતે તમામ બળવાખોરોને શહેનશાહ તરફ વફાદારીના સોગન લેવાની શરતે માફી આપવામાં આવી. ગ્લેન્કોના મેકડોનાલ્ડસ સિવાય તમામ લોકો સોગન લેવાની જગ્યાએ હાજર થયા. કારણ કે તેઓના સરદારને બ્રેડલબેન સાથે અણબનાવ હતો. પાછળથી તેઓને પશ્ચાતાપ થયો અને સોગન લેવાને તેઓ આવ્યા પણ નીમેલા વખત કરતાં તેઓ બે દિવસ મોડા થયા. તેઓને સોગન લેવા દેવામાં આવ્યા પણ વખતસર હાજર ન થવા માટે તેઓને સજા કરવાની પરવાનગી વિલિયમ પાસેથી લઈ લેવામાં આવી હતી. ખરી રીતે તેઓમાંથી અર્ધા કરતાં વધારેને કાપી નાખવામાં આવ્યા હતા. પણ એક વર્ષ સુધી તેની કોઇને ખબર પડી ન હતી. પાછળથી પ્રતિનિધિ મંડળે તપાસ કરવાને એક સમિતિ નીમી હતી. પણ વિલિયમે પોતે બધી વાત જાણતો ન હતો એમ કહી તે વાત બંધ પાડી દીધી.

૪. વાઈકિસ ઉપરનો જુલમ.

( જુઓ સવાલ ૨૧ મો. જનરલ સેકસન )

૫. લોર્ડ પામર્સ્ટન

( જુઓ સવાલ ૫૮ મો હોનોવેરીયન પીરીઅડ )

1926

1. How do you account for the despotic power 8

which the Tudor sovereigns were allowed to exercise? Why were they popular ?

*Or*

Give a brief sketch of the attitude of the different Tudor sovereigns to the Reformation.

2. Why was it necessary to bring about the Union of England and Scotland (1707)? How did it affect each of them ? 8

*Or*

What was the position of England on the Continent in the reign of Charles II ? How far was the king responsible for it ? 8

3 . Explain clearly the meaning of " Patriot King " as used by George III. To what extent did he succeed in his ambition and how ?

*Or*

Describe the attempts made in the Hanoverian Period to restore the Stuarts to the throne, and say why they failed.

4 what were the relations between England and Ireland in the ninteenth century ? How have they been settled ? 8

## જવાબ. ૧૯૨૬.

૧. ( a ) જુઓ ટયુડર પીરીઅડ પાનું ૨૪ સવાલ ૨૬ નો જવાબ.

( b ) જુઓ ટયુડર પીરીઅડ પાનું ૨૭ સવાલ ૩૩ નો જવાબ.

૨. ( a ) જુઓ સ્ટુઅર્ટ પીરીઅડના સવાલ ૭૦ નો જવાબ.

( b ) જુઓ સ્ટુઅર્ટ પીરીઅડના સવાલ ૪૩, ૪૬ અને ૪૮નાં જવાબો.

૩. ( a ) જ્યારે જ્યોર્જ ત્રીજો ગાદીએ આવ્યો ત્યારે ખરી સત્તા રાજાની ન હતી પણ 'કેબીનેટ મીનીસ્ટરો'ની હતી. આ જ્યોર્જ ત્રીજાને ન ગમ્યું. જે રાજા રાજ્યતંત્રના 'ટોરી' તત્વોને અનુસરીને વર્તન રાખે એટલે તેની પોતાની, ઉમરાવની અને ચર્ચની સત્તામાં ફેરફાર થવા ન દે તેને ' પેટ્રીઅટો ' અથવા તો ' વ્હિગ ' લોકોના વિરોધીઓ પેટ્રીઅટ કિંગ કહેતા. પેટ્રીઅટો આશા રાખતા હતા કે રાજા તેઓને તેમની મરજી માફક અમલ ચલાવવા દેશે. પણ ઉલટું જ્યોર્જ ત્રીજાએ તો પોતે જાતેજ અમલ ચલાવવાનો નિશ્ચય કર્યો. તેથી ' પેટ્રીઅટ કિંગ ' ની તેની કલ્પના તદ્દન જુદી હતી. જે ' વ્હિગો ' સત્તામાં હતા તેમને દાબી દઈ પોતાને અનુકુળ સભાસદો આમની સભામાં રાખવાને તે ઇચ્છતો હતો જેથી ગુલામ જેવા પ્રતિનિધિમંડળ મારફત દેશ ઉપર રાજ્ય ચલાવી શકાય. એટલા માટે પોતે બ્રિટનને નામે ઉજ્વલ છે એમ કહેતો અને લોકપ્રિયતા મેળવવા માટે ' ઇંગ્લીશ કિંગ ' ની પદવી ધારણ કરતો.

( b ) ( હેનોવિરીઅન પીરીઅડનો સવાલ ૧૯ મો જુઓ. )

( c ) જુઓ હેનોવિરીઅન પીરીઅડના સવાલ ૨ અને ૭ માના જવાબો.

## Question Paper 1927.

## જવાબ. ૧૯૨૭.

**Q. 1.—Why does the Tudor Period indicate the dawn of a new era?**

ઉત્તર—જુઓ પ્રશ્ન ૨૩, પાનું

**or Q.—What induced Philip of Spain to think of an invasion of England? To what do you attribute the defeat of the Armada? What were the great results of the defeat?**

ઉત્તર – જુઓ પ્રશ્ન ૧૩, પાનું

**Q. 2,—What do you think of Cromwell as a man and as a ruler?**

ઉ.—જુઓ પ્રશ્ન ૨૬, ; અને પ્રશ્ન ૩૩, પાનું.

**or Q.—How will you show that William III was a great statesman? Account for his unpopularity and also for the increase in the power and strength of Parliament in his reign.**

ઉ.—જુઓ પ્રશ્ન ૬૪; બાદ પ્રશ્ન ૬૬: ઉપરાંત પ્રશ્ન ૮૦ પહેલો પારા.

**Q. 3.—Compare the two Pitts as peace and war ministers. Point out the common features of their character.**

ઉ.—જેમ પિતા પિટ્ટે સપ્તવાર્ષિક વિગ્રહ ( સેવન યીઅર્સ વૉર ) ના કટોકટીના સમય દરમ્યાન પ્રજાને ફતેહથી આગળ ધપાવી હતી તેમજ પુત્ર પિટ્ટે ફ્રેંચ વિપ્લવ તથા નેપોલીયન સાથેનાં યુધ્ધોના અરસામાં વિજય મેળવ્યો હતો. તથાપિ યુદ્ધ પ્રધાન તરીકે પુત્ર પિટ્ટ કરતાં પિતા પિટ્ટ વધારે વિજયી નિવડયો હતો સર્વ પ્રજાજનની અંદર તે ઉત્સાહ પ્રેરી શકતો, યોગ્ય માણસોનેજ જવાબદારીવાળી જગ્યો તે આપતો અને યુરોપમાં ફ્રેંચ લોકોને યુધ્ધમાં રોકાયેલા રાખવા માટે ફ્રેડરિકને મ્હોટી રકમ મોકલતો એનામાં આત્મવિશ્વાસ સર્વોપરિ હતો અને યુધ્ધની લગામ હાથમાં લીધા પહેલાં તેણે એવું કહેલું જણાય છે કે, “ હું સ્હમજું છું કે હું દેશને બચાવી શકું અને બીજો કોઈજ ન બચાવી શકે.” જે વાત હાથમાં લે તેમાં એ પિતા પિટ્ટ નવીન જોમ રેડી શકતો. કલોસ્ટર સેવનના શરમ ભરેલ કરારનામાનો તેણે બેધડક ઈન્કાર કરેલો અને બ્રિટિશ સૈન્યના અધિપતિ તરીકે બ્રિન્ઝવિકના ફરડિનેન્ડને તેણે નીમેલો જેથી કરીને

દરિયા તેમજ ભૂમિપરની લડાઇઓમાં બ્રિટિશ લોકોએ બહુ ઉજ્જ્વલ વિજય પ્રાપ્ત કર્યો. વળી અમેરિકા તેમજ હિંદુસ્તાનમાં પણ પિતા પિટ્ટે ઘણા જોસથી લડાઇ ચલાવેલી તેથી તે દેશોમાં પણ બ્રિટનનું સર્વોપરિપણું ચોકકસ રીતે સ્થપાઇ ચુકયું પિતા પિટ્ટનાં આવાં પરાક્રમોની સાથે સરખાવતાં પુત્ર પિટ્ટનાં યુદ્ધ કાર્યો એવાં બધાં ચકિત કરનારાં અને વિજયી ભાસતાં નથી. એ વખતે ઇંગ્લંડે દરિયાપર સર્વોપરિ સત્તા મેળવેલી એ વાત ખરી પરંતુ જમીન પર અંગ્રેજ લસ્કરોને નહિં જેટલી ફતેહ મળતી હતી અને મ્હોટી મ્હોટી રકમ ખર્ચીને નેપોલિઅન રહામે ઉભાં કરેલાં સંગઠનોનું ખરૂં જોતાં શુન્ય પરિણામ આવ્યું. ઓસ્ટર્લિટઝ આગળ થયેલા નેપોલિઅનના વિજય વિષે પુત્ર પિટ્ટે વાત સાંભળી ત્યારે તે પોતે હતાશ થઇ મરણ પામ્યો.

પરંતુ સુખ શાંતિ સ્થાપક પ્રધાન તરીકે પુત્ર પિટ્ટ પોતાના પિતા કરતાં ઘણોજ ચ્હડી જાય. પોતાના પ્રધાનપદનાં પહેલાં દશ વર્ષ દરમ્યાન તેણે નાણાં ખાતમાં ઉપયોગી સુધારા વધારા કર્યા. ( જુઓ પ્રશ્ન ૨૭ ) ત્યારે પિતા પિટ્ટ એવું કામ બહુ કરી શકેલો નહિં તેનું મુખ્ય કારણ એ કે તેની તબીયત બરાબર રહેતી નહિં અને પોતાની સાથે કામ કરનાર બીજા પ્રધાનો તથા રાજા આગળ તેની બહુ લાગવગ ચાલતી નહિં,

પિતા અને પુત્ર બન્ને મહાન્ રાજદ્વારી પુરૂષ ગણાય, પિતા એક પ્રખર વકતા હતો અને પુત્ર જો કે તે પિતા જેટલો મહાન વકતા ન્હોતો છતાં વિવાદ શકિતમાં ઉત્તમ લેખી શકાય બન્ને જણે લોકોનો વિશ્વાસ ઘણે અંશે સંપાદન કરેલો અને આનું કારણ તેમની પ્રમાણિકતા અને સચ્ચાઇ હતું બન્ને જણ પોતાના સ્વાર્થ માટે કદિ દરકાર કરતા નહિ અને બન્ને જણ અભિમાની હતા પરંતુ એ મગરૂબી તેમની અસાધારણ શકિતનું પરિણામ હતી.

**or Q.—Why was there a great demand for parliamentary reform in the reign of William IV? Why did**

**the attempts made before this time to reform Parliament fail? Mention the important changes produced by the Reform Act of 1832, and its effects on the general condition of the country.**

ઉ.—જુઓ પ્રશ્ન ૪૫ અને ૪૬, મેટ્રીક હિસ્ટ્રીનું પાનું.

**Q. 4.—What were the prerogatives of the Brisith Sovereign? How will you show that they cannot be exercised against the wishes of the House of Common?**

ઉ.—જુઓ પ્રશ્ન ૬, પાનું આમ સભાના નાયકોજ પ્રધાન-મંડળના સભ્યો હોય છે અમને તેથી રાજ્યતંત્રના નિયમાનુસાર સભાની ઇચ્છા વિરૂધ્ધ કંઇ કરી શકેજ નહિં.

**or Q.—What are the principles observed in the appointment of Calinet Ministers? Write what you know of the responsibility of ministers before and after the revolution.**

ઉ.—પ્રશ્ન ૧૦માના ઉત્તરનો પહેલો પારા જુઓ.
જો કે આંતર વિગ્રહ (સિવિલ વેર)નું પરિણામ એવું આવેલું જે રાજાની સત્તા ખરું જોતાં બહુ ઘટી ગઈ તથાપિ રાજ્યતંત્રના નિયમોની અંદર રાજાની સત્તાની મર્યાદા અંકાઈ ન્હોતી. તેથી તે વખતે પ્રધાનોને હજુ શંકા રહેતી કે અમે રાજાના સેવક કે પ્રજાના?

પરંતુ ૧૬૮૯ના પ્રજા હકના જાહેરનામા પછીથી રાજા સંપૂર્ણ રીતે કાયદાની સત્તાને વશ બન્યો જેથી લોકપક્ષના પ્રતિનિધિરૂપે રાજ્યના પ્રધાનોની સત્તા વધી. હેનોવેરિઅન, સમય દરમ્યાન પાક્ષિક અથવા વિભાગીય રાજ્યતંત્ર તથા પ્રધાન મંડળની પધ્ધતિની બહુ પ્રગતિ થઇ. ખરી સત્તા વાપરનાર તરીકે પ્રધાનો રહ્યા અને રાજા માત્ર મુગટધારી બની ગયો. ૧૮૩૨થી ઇંગ્લંડની રાજસત્તા પૂરેપૂરી તંત્ર બધ્ધ બની રહેલી છે એટલે કે લોકસભા (પાર્લામેન્ટ)માં પ્રદર્શિત થયા મુજબના પ્રજામતના વિરૂધ્ધ રાજા જતો નથી.

---